સ્વ. ગુલાબબાઇ તે રા મધુભાઇ સાકરચંદ ઝવેરીનાં
પત્ની સ્મારક ગ્રંથમાળા નં. ૪

# ઉપોદ્ઘાત

---

સન ૧૯૧૯મા ગ મધુભાઇ સાકરચદ ઝવેરી તરફથી રૂ ૩૫૦૦ નુ ફ. તેમના પત્ની સ્વ બાઇ ગુલાબના સ્મરણાર્થે મળ્યુ હતુ એવી શરતે કે રૂ ૩૫૦૦)ની મુડી કાયમ રાખી તેનુ જે વ્યાજ આવે તેમાથી વખતોવખત સ્ત્રી ઉપયોગી સામાન્ય જ્ઞાન, નીતિ અને ધર્મના પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરવામા આવે તેને સ્વ બાઇ ગુલાબ તે રા મધુભાઇ સાકરચદ ઝવેરીના પત્ની સ્મારક ગ્રથમાળા એવુ નામ આપવુ તે પ્રમાણે એ ફડમાથી નીચેના પુસ્તકો આજ સુધીમા પ્રસિદ્ધ કરવામા આવ્યા છે —

| | | |
|---|---|---|
| ૧ | સ્ત્રીઓનો કાર્યપ્રદેશ | કીંમત ૦-૮-૦ |
| ૨ | આઇવન્હો ભાગ ૧ લો | ,, ૦-૧૨-૦ |
| ૩ | ,, , ભાગ ૨ જો | ,, ૦-૧૨-૦ |
| ૪ | ગુજરાતની લગ્ન વ્યવસ્થા અને કુટુંબ વ્યવસ્થા | ,, ૧-૦-૦ |

ગુ વ સોસાઈટી
અમદાવાદ.
તા ૧૦-૮-૧૯૩૪

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ સેક્રેટરી

---

# ઉપોદ્ઘાત.

"ગુજરાતના લગ્નવ્યવસ્થા અને કુટુંબસંસ્થા" એ વિષય ઉપર એમ. એ.ની ડીગ્રી માટે 'થીસીસ' આપવા માટે બ્હેન સરોજિની મ્હેતાએ ૧૯૨૭ થી ૧૯૩૦ સુધી સંશોધનનું કામ કર્યું હતું. ગુજરાતની મુખ્ય જ્ઞાતિઓના લગ્નના રીતરીવાજ અને કૌટુંબિક જીવન વિષે એમણે જાતે ફરીને હકીકત એકઠી કરી હતી. જ્યાં જ્યાં બની શક્યું ત્યાં ગુજરાતી સમાજનાં આગેવાન સ્ત્રીપુરુષોને પ્રશ્નો પૂછી સંયુક્ત કુટુંબની સંસ્થા તુટવાનાં કારણો સંબંધી માહિતી મેળવી હતી. તે ઉપરાંત એક પ્રશ્નપત્રિકા તૈયાર કરી પુખ્ત ઉંમરના ગૃહસ્થોને મોકલી હતી. દુર્ભાગ્યે એ વિષયને તેમજ એમના પ્રયત્નને યોગ્ય ઉત્તરો મળ્યા નહિ. લગભગ સો વર્ષ ઉપરના લગ્નના રીતરીવાજો વિષે એમણે બૉરેડેલના પુસ્તક ઉપરથી તપાસ કરી હતી. તેમજ લગ્નની વય તથા વિધવાઓના પ્રમાણ વિષે વસ્તીપત્રક ઉપરથી આંકડા તૈયાર કર્યા હતા. ૧૯૩૧ના વસ્તીપત્રકમાંથી આંકડા તૈયાર કરવાનો એમને વખત મળ્યો હોત તો સારૂં. પરંતુ તે સિવાય પણ ગુજરાતી સમાજના ભૂતકાળના અને વર્તમાનના લગ્નના રીતરીવાજ, પૈસાની લેવડદેવડ, લગ્નવય, સંયુક્ત કુટુંબ અને એનું હાલનું છિન્નભિન્ન સ્વરૂપ એ સર્વ સંબંધી એમનું પુસ્તક, જે અત્યારે ગુજરાતીમાં પ્રસિદ્ધ થાય છે તે કીમતી હકીકત પૂરી પાડે છે. ગુજરાતી સમાજના નેતાઓ એ ઉપરથી એક સૈકામાં સામાજિક રીતરીવાજોમાં કેટલા ફેરફાર થયા છે તેનું માપ કાઢી શકશે અને સમાજસુધારકોને એ ક્ષેત્રમાં હજી કેટલું કાર્ય બાકી રહ્યું છે તે જોઈ શકશે. સંશોધનવૃત્તિ તેમજ સમાજસુધારો એ બન્નેના હિત ખાતર આ પુસ્તકને વિજય મળે એવી મારી શુભેચ્છા છે.

ડીપાર્ટમેંટ ઑફ સોશ્યોલૉજી.
મુંબઈ યુનિવર્સિટી.
૧૬ મી જાન્યુઆરી ૧૯૩૮.

ગ. એસ. ઘુર્યે

# પ્રસ્તાવના

મુંબાઈ યુનિવર્સિટીની એમ. એ. ની પદવી માટે સંશોધન (research) કરી પ્રસ્તુત પુસ્તક મેં અંગ્રેજીમાં તૈયાર કર્યું હતું અને યુનિવર્સિટીએ તે માન્ય રાખ્યું હતું આજે ફરી એને ગુજરાતીમાં કેટલાક ફેરફાર સાથે લખી ગુજરાતના વાચકવર્ગ સમક્ષ મૂકતાં આનંદ થાય છે

ગુજરાતના પ્રચલિત રીવાજો તેમ જ તે સંબંધી જનતાના અભિપ્રાયો જાણવા માટે ગુજરાતના વિવિધ ગામડાંમાં મેં બે વખત મુસાફરી કરી હતી દરેક ગામમાં અધિક અને વૃદ્ધ સ્ત્રીપુરુષોની મુલાકાત લઈ તેમની પાસેથી તેમની નાતિના રીવાજો સંબંધી માહિતી મેળવી હતી વળી સંયુક્ત કુટુંબની લગભગ ત્રીસેક વર્ષ ઉપરની પરિસ્થિતિ જાણવા માટે તે સંબંધી પ્રશ્નો તૈયાર કરી એક પત્રિકા છપાવી હતી આ પત્રિકા ગુજરાતના વિવિધ ભાગોમાં મળી લગભગ બસો ગૃહસ્થોને મોકલી હતી ત્રીસ વર્ષ ઉપરની પરિસ્થિતિ વિષે માહિતી આપી શકે એવી ઉંમરના ગૃહસ્થોને જ મોકલવાની મેં ખાસ કાળજી રાખી હતી દુર્ભાગ્યે આ બસો ગૃહસ્થોમાંથી માત્ર ચાળીસેક જ જવાબ મોકલ્યા હતા પરંતુ એ સર્વ ઉત્તરો વિસ્તારથી અને મનનપૂર્વક લખેલા હતા તેથી મને સંયુક્ત કુટુંબ વિષે ઘણી માહિતી મળી હતી એ ઉત્તરો મોકલવાનો શ્રમ લેવા માટે સર્વનો ઉપકાર માનું છું ગામડાંની મુસાફરી દરમીયાન પણ એ જ પત્રિકાના પ્રશ્નો વિષે સ્ત્રીપુરુષો સાથે ચર્ચા કરી હતી, અને લગ્નના રીતરીવાજો વિષે પણ હકીકત એકઠી કરી હતી

પ્રાચીન સમયની લગ્નવ્યવસ્થા અને કુટુંબસંસ્થા વિષે લંબાણથી ચર્ચા કરી છે તેમાં પણ લગ્નવ્યવસ્થા ઉપર તો બહુ જ લંબાણ થયું છે કોઈને તે કદાચ અસ્થાને લાગશે પરંતુ પ્રાચીન સમય વિષે અભ્યાસ કરતાં આધુનિક રીવાજોની ઉત્પત્તિ વિષે ખ્યાલ

# અનુક્રમણિકા.

પૃષ્ઠ

# પ્રકરણ ૧

## પ્રાચીન હિંદમાં લગ્નવ્યવસ્થા.

---

### ખંડ ૧. વેદનો સમય.

હિંદમાં આવી વસેલા આર્યોની લગ્ન સંબંધી ભાવના વિષે સૌથી પ્રાચીન હકીકત વેદોમાંથી મળી આવે છે. સમાજની એ બાલ્યાવસ્થામાં પણ લગ્ન એક સામાજિક સંસ્થાના સ્વરૂપમાં સ્થાપિત થયેલું હતું. ઋગ્વેદ તેમજ અથર્વવેદના વિવાહમંત્રોમાંથી એ સમયના રીવાજ તેમજ પતિના કુટુંબમાં સ્ત્રીની પદવી વિષે ઘણી માહિતી મળે છે.

વેદના સમયમાં લગ્ન એ આજના જેવો રૂઢિઓથી વીંટળાયલો પ્રસંગ ન હતો. શ્રી મંડળિક કહે છે તેમ "વિધ સાદો અને હાલ છે તેવા બાહ્ય ચિહ્નો વિનાનો હતો."+ ઋગ્વેદ અને અથર્વવેદના બે વિવાહમંત્રો સિવાય બીજાં પણ અનેક વચનો ઉપરથી તે સમયના રીતરીવાજ વિષે માહિતી મળે છે.

લગ્નના આઠ પ્રકાર× જે વિષે સ્મૃતિઓમા લંબાણથી વિવેચન કરવામા આવ્યુ છે તે વેદના સમયમા અસ્તિત્વ ધરાવતા ન હતા. તેમ બીજા કોઇ પ્રકારનુ પણ વર્ણન નથી. એ સમયમા લગ્નના અમુક રીતરીવાજ હતા જ નહિ, અથવા બધા લગ્નો અમુક એકજ રૂઢિ પ્રમાણે થતાં એમ કહેવાનો આશય નથી. પરંતુ સંહિતા કે બ્રાહ્મણ ગ્રંથોમા સ્મૃતિઓમા વિસ્તારથી વર્ણવેલા આઠ પ્રકાર વિષે બીલકુલ ઉલ્લેખ નથી. જુદા જુદા વર્ણનો ઉપરથી લાગે છે કે વેદના સમયમા

---

+ શ્રી ગો. મા ત્રિપાઠી કૃત Marriage Forms Under Ancient Hindu Law મા મૂકેલુ અવતરણ પૃ ૪.

× બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ.

કેટલીક વખત કન્યાવિક્રય પણ કરવામા આવતા અને કેટલીક વખત સ્નેહલગ્ન પણ થતા. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી પોતાના પુસ્તક
(Marriage Forms Under ... aw)
મા સાચું જ કહે છે કે "આપણ ... ળતી
માહિતી સંપૂર્ણ જ છે એમ માન ... પરંતુ
પ્રત્યક્ષ માહિતી મેળવવાનુ એ જ ... યના
સંયોગો એ પરોક્ષ માહિતીરૂપે છે ... નાથી
કાર્યકારણ નિયમાનુસાર ઉત્પન્ન થ ... કે"

વેદોમા કન્યાવિક્રય વિષે ઉ ... ચીન
સમયમા પણ એ કૃત્ય નામોશીભર ... કાઇ
ખામી હોય તો ભારે પહેરામણી ... વામા
આવતી, પણ એ કૃત્ય પણ હલકુ ગણાતુ એક ઠેકાણે ઋગ્વેદમા લખ્યુ છે, કે "અપ્રિય જમાઇ પેરે આજે એ ક્રોધિત થઇ આપણાથી દૂર ન રહે" યાસ્કના "નિરુક્ત"મા પણ જણાવેલુ છે કે પૈસા આપી કન્યા પરણનાર પુરુષ સારો ગણાતો નહિ. "એ તો જાણીતું છે કે ખરીદેલી કન્યાના વરને દક્ષિણના લોકો વિજામાતા (ખરાબ જમાઇ) કહે છે આનો અર્થ એ કે વરનો સંબધ જાણે પૂરેપૂરો બંધાયલો નથી." કન્યાવિક્રય કરવાનું કારણ કન્યા ખાસ ગુણવાળી હોય એ નહિ પણ જમાઈ સસ્કાર કે સામાજિક પદવીમા એનાથી નીચી કક્ષાનો હોય એ જ હતુ. એક ઠેકાણે ઇંદ્રની સ્તુતિ કરતા ઋષિ કહે છે, કે "મે સાભળ્યુ છે કે તમે નાલાયક જમાઈ કે કન્યાના ભાઈ કરતા પણ વિશેષ છૂટથી દ્રવ્ય આપો છો." "યાસ્ક કહે છે તેમ નાલાયક કે ખોડખાપણવાળો જમાઈ ગુણના અભાવે ભવિષ્યના સસરાને પુષ્કળ દ્રવ્ય આપી પ્રસન્ન કરતો એમ અહિં સમજવાનુ છે. કન્યાનો ભાઇ તો એને સ્નેહભાવથી જ કીમતી ભેટો આપતો."×

---

× ઋગ્વેદ ૧, ૧૦૯, ૨ ઉપર સિદ્ધેયની ટીકા.

ઋગ્વેદ સિવાય પણ અનેક સંહિતા અને બ્રાહ્મણોમાં પણ કન્યાવિક્રય વિષે ઉલ્લેખ છે. (દા. ત. મૈત્રાયણી સંહિતા ૧, ૧૦, ૧૧; તૈતિરીય સંહિતા, ૨, ૩, ૪, ૧: તૈતિરીય બ્રાહ્મણ ૧, ૧, ૨, ૪: કાઠક સંહિતા, ૩૬, ૫ ઇત્યાદિ.)

એ પ્રાચીન સમયમાં પણ માત્ર પૈસા ખાતર કન્યા પરણનાર પણ નીકળતા તેથી જણાય છે કે જનસ્વભાવ સર્વ કાળમાં, સર્વ દેશોમાં સરખો જ હોય છે. ઋગ્વેદમાં એક સ્થળે લખ્યું છે કે "કન્યાના ઝગઝગતા દ્રવ્ય ખાતર જ એને ખુશીથી પરણનાર પુરુષને પ્રસન્ન કરનારી કન્યાઓ કેટલી બધી હોય છે." મતલબ કે ગુણ નહિ પણ પૈસોજ જોનારને કન્યાની ખોટ નથી હોતી.

કન્યાને પ્રત્યક્ષ પૈસા આપી ખરીદવામા ન આવે તો પણ કેટલીકવાર એના કુટુંબની કોઇ પ્રકારની સેવાના બદલામા માગી લેવામાં આવતી. બહદ્દેવતામા આપેલી અત્રિ ઋષિના પૌત્ર શ્યાવાશ્વની કથા આવી જાતના લગ્નનુ દૃષ્ટાંત પૂરૂં પાડે છે. અત્રિના પુત્ર અર્ચનાસ ઋષિ પોતાના યુવાન્ પુત્ર શ્યાવાશ્વને લઇ રથવીતિ દાર્ભ્ય નામના રાજાને ત્યાં યજ્ઞ કરવા ગયા. યજ્ઞ દર્મિયાન રાજાની તેજસ્વી કન્યાએ પિતાપુત્રનું ધ્યાન ખેંચ્યુ. અર્ચનામ ઋષિએ રાજા પાસે પુત્ર માટે એ કન્યાનુ યજ્ઞની દક્ષિણા બદલ માગું કર્યું. રાજા માગું સ્વીકારવા રાજી હતો પરંતુ એની રાણીએ ના કહી, કારણ કે શ્યાવાશ્વ હજી 'દ્રષ્ટા' (ઋષિ) થયો ન હતો. પિતાપુત્ર આવ્યા ગયા પણ શ્યાવાશ્વ તો રાજકન્યાને પોતાનું હૃદય અર્પી ચુકયો હતો. થોડા જ વખતમાં મરુત્ દેવોની કૃપાથી એ 'દ્રષ્ટા' થયો અને ફરી રથવીતિની કન્યાનુ માગું કર્યું, અને રાજાએ તે હર્ષથી સ્વીકાર્યું.

આ કથામા બે પ્રકારના લગ્ન સમાઇ જાય છે. અર્ચનામે તો યજ્ઞ કરવાની દક્ષિણા બદલ જ રાજાની કન્યા પુત્ર માટે માગી હતી. પરંતુ શ્યાવાશ્વ તો કન્યાને જોતા જ મોહિત થયો હતો. રાજાએ

પહેલીવાર માગણીનો અસ્વીકાર કર્યો ત્યારે તે નિરાશ થઈ ગયો હતો. પ્રયત્ન કરી મરત્ દેવોની કૃપા સંપાદન કરી 'દ્રષ્ટા' થયો તે એ કન્યા મેળવવા માટે જ અને ફરી પિતાને લીધા વગર જ જાતે જઈ માગુ કર્યું હતુ એટલે સેવાના બદલામા કન્યા માગવાનો રીવાજ પણ હશે તેમ સ્નેહલગ્ન પણ થતા હશે રાજકન્યાની મરજી પૂછવામા આવી હતી કે નહિ તે કથામા સ્પષ્ટ કરેલુ નથી

જૈમિનીય બ્રાહ્મણમા આપેલી ચ્યવન ભાર્ગવની કથા એ જુના પ્રકારના લગ્નનુ દ્દષ્ટાંત છે પુરાણોમા પ્રચલિત સુકન્યા અને ચ્યવનની વાત આપણે જાણીએ છીએ તે કરતા આ કથા કાંઈક જુદી છે વનમા ગયેલા શર્યાત રાજાના કેટલાક અનુચરોએ વૃદ્ધ, અંધ ચ્યવન ઋષિને મશ્કરીમા પથરા માર્યા, તેથી ક્રોધિત થઇ ઋષિએ રાજાના તમામ અનુચરગણને મૂર્છિત કરી દીધો રાજાએ અનુચરો વતી માફી માગી સર્વને પાછા સચેતન કરવા વિનંતિ કરી જો રાજાની કન્યા સુકન્યા પોતાની સાથે પરણાવવામા આવે તો જ રાજાની વિનંતિ સ્વીકારવા ઋષિ તૈયાર હતા રાજાએ આ માગણી કબુલ રાખી એટલે ઋષિએ અનુચરોને સચેતન કર્યા અને સુકન્યા ચ્યવન ઋષિની પત્ની થઇ પુરાણોની વાર્તા પ્રમાણે આ કથામા પણ આગળ એમ આવે છે કે અશ્વિનોની કૃપાથી ચ્યવન ઋષિ યુવાન્ અને દેખતા થયા આ કથા ઉપરથી જણાય છે કે બીજાના દોષ ખાતર યુવાન્ કન્યાઓનુ લગ્નની વેદી ઉપર બલિદાન થાય એવા પણ દાખલા વેદના સમયમા બનતા કોઇ પણ યુવાન્ કન્યા પિતાના અનુચરોના દોષનુ પ્રાયશ્ચિત કરવા ખાતર વૃદ્ધ અને અંધ પુરુષ સાથે રાજીખુશીથી તો પરણેજ નહિ

વરકન્યાની પરસ્પર પસંદગીથી થએલુ સ્નેહલગ્ન હોય ત્યા પણ ઘણીવાર લગ્નની બાહ્ય ગોઠવણ માબાપ અથવા કોઇ વચલા માણસ મારફત થતી ઉપર લખેલી શ્યાવાશ્વની કથામા અર્ચનાનસેજ પોતાના પુત્રને રાજકન્યા સાથે વગાવવાનો મનસુબો પ્રથમ કર્યો અને પોતેજ માગુ કર્યું હતું રાજકન્યાને પણ પ્રત્યક્ષ પૂછવામા

આવ્યુ નહતુ પરંતુ તેના માતાપિતાનેજ વાત કરવામા આવી હતી. માતાપિતાની ગેરહાજરીમા વરના મિત્રો પણ કેટલીકવાર કન્યાનુ માગું કરતા. સૂર્યની પુત્રી સૂર્યાનુ લગ્ન સોમદેવ સાથે થયુ ત્યારે એ દેવના મિત્રો, બે અશ્વિનો, સોમદેવ વતી માગું કરવા ગયા હતા એ સંબધમા ઋગ્વેદમા લખ્યુ છે કે "હે પ્રકાશના બે દેવો! તમે સૂર્યાનુ માગું કરવા ગયા ત્યારે પિતાની આજ્ઞા લેવા કયા ઉભા રહ્યા હતા?"

"જે માર્ગ પરથી આપણા મિત્રો માગુ કરવા જાય છે તે માર્ગ સરલ અને નિષ્કટક હોજો."

લગ્નની બાહ્ય ગોઠવણ માતાપિતા કરતા ખરા, પણ લગ્નની બાબતમા સતાનો ઉપર એમનો કેટલો અધિકાર હતો તે સ્પષ્ટ જણાતુ નથી વેદની અનુક્રમણિ ('વૈદિક ઇંડેકસ') એ પુસ્તકના વિદ્વાન્ કર્તાઓ મૅકડોનલ અને કીથ કહે છે કે "વેદના સમયની સમાજરચના જોતા જણાય છે કે પતિ કે પત્ની પસદ કરવામા સ્ત્રી પુરુષોને ઘણી છૂટ આપેલી હતી" પરતુ કેટલાક દાખલામા કન્યાને માત્ર પિતાની ઇચ્છાનુસાર પણ પરણાવી દેવામા આવતી. ઉપર કહેલી ચ્યવન ભાર્ગવ અને સુકન્યાની કથા ઉપરથી આ સ્પષ્ટ જણાય છે.

કેટલીક વખત કન્યાઓના હરણ પણ કરવામા આવતા, પરતુ સાધારણ રીતે પુરુષો પોતાનુ શરાતન બતાવવા જ હરણ કરતા. પુરમિત્રની કન્યાનુ વિમદ ઋષિએ એના પિતાની ઇચ્છા વિરુદ્ધ હરણ કર્યું હતુ. પણ ઘણે ભાગે કન્યાની એમા સમ્મતિ હતી. માર્ગમા વિમદ ઉપર શત્રુઓ ધસી આવ્યા પણ બે અશ્વિન્ દેવોએ એને સહાયતા કરી અને પોતાના રથમા બેસાડી કન્યાને વિમદને ઘેર પહોચાડી અશ્વિનોની સ્તુતિમા આ કથાનું વર્ણન કરેલુ છે— "જેઓ બાણ જેવી ત્વરાથી ચાલતા રથમા યુવાન્ વિમદ માટે કન્યા લઇ આવ્યા" × × × "તમે તમારા બળથી પુરમિત્રની કન્યા વિમદની પત્ની થવા માટે લાવ્યા"

વેદના સમયમા લગ્ન કરનાર વરકન્યાની ઉંમર પુખ્ત હતી એ વિષે તો જરા પણ સશય છેજ નહિ બાળલગ્નો ભીલકુલ અસ્તિત્વ ધરાવતા નહિ કન્યાવિક્રય થતો તેના દાખલામા પણ કન્યા બાળક વયની હતી એવુ માનવાને કાઇ કારણ નથી લગ્ન વખતે વરકન્યાની ઉંમર કેટલી હતી તે કોઇ ઠેકાણે ચોક્કસ લખેલુ નથી પરતુ સ્નેહલગ્ન સવનન ઇત્યાદિના વર્ણન ઉપરથી લાગે છે કે વર કન્યા બન્ને પુખ્ત-ઉમરનાજ હશે વેદમા ઘણે ઠેકાણે પિતાના ઘરમા મોટી થએલી કુમારિકાઓના વર્ણન છે આવી કન્યાઓ પુરષોને આકર્ષવા શણગાર સજે છે એમ પણ જણાવેલુ છે અથર્વ વેદમા પુરુષ કે સ્ત્રીને બળાત્કારે પ્રેમાસક્ત કરવા માટે વાપરવાના ઔષધો અને મત્રો આપેલા છે ઋગ્વેદમા પણ લખેલુ છે કે પ્રેમમા પડેલો પુરુષ પોતાની પ્રિયાને મળવા જાય ત્યારે અમુક મત્રોનો ઉચ્ચાર કરતો તેથી એ સ્ત્રીના ઘરના સર્વ માણસો ઘાસ-ણમા પડી જતા બાળલગ્નના રીવાજ સાથે આ સર્વ હકીકત મેળ બેસતી આવે જ નહિ વિવાહમત્ર ઉપરથી પણ જણાય છે કે લગ્ન એ માત્ર વિધિ પૂરતુ જ નહતું ખરેખરૂ જ હતું લગ્નમા મુખ્ય વસ્તુ કન્યાને વરને ઘેર લઇ જવી અને ત્યા તરતજ બન્નેનુ દપતી તરીકે સહવાસ શરૂ થાય એજ હતી વરકન્યા બાળવયના હોય તો આ સભવે નહિ

સજાતિ વિવાહ અને અસગોત્ર વિવાહના* નિયમો સૂત્રો અને સ્મૃતિઓ માફક વેદમા સ્પષ્ટ રીતે જણાવેલા નથી ઋગ્વેદમા 'ગોત્ર' શબ્દ અનેક ઠેકાણે વાપરેલો છે છાદોગ્ય ઉપનિષદમા જાબાલાનો પુત્ર સત્યકામ પોતાની માતાને પોતાનુ ગોત્ર પૂછે છે પરતુ ગોત્રમા લગ્ન ન કરાય એવુ કોઈ ઠેકાણે લખેલુ નથી કદાચ એ પ્રમાણે લગ્ન ન કરવાનો રીવાજ અસ્તિત્વમા હોય પણ ખરો શતપથ

* Endogamy અને Exogamy પ્રકરણ ૪ થા ની શરૂઆતમા પાના નીચે આપેલી નોધ જુઓ

બ્રાહ્મણમા કેટલી પેઢીના સગપણમા લગ્ન થઇ શકે તે જણાવેલું છે. "એકજ પુરુષમાથી ભોક્તા (પતિ) અને ભોજ્ય (પત્ની) ઉત્પન્ન થઇ શકે. હાલ કેટલાક લોકો છે જે (એ પ્રમાણે) પરણે છે અને કહે છે કે ચોથા અને ત્રીજા પુરુષે (પેઢીએ) લગ્ન થઇ શકે." આ વચનો ઉપર ટીકા કરતા શતપથ બ્રાહ્મણના ભાષાતરકાર કહે છે– "આ વચનો બહુ અગત્યના છે. કારણ કે એથી જણાય છે કે નજીકના સગપણમા લગ્ન ન કરવાનો રીવાજ જે પાછળથી બહુ સખ્તાઇથી પળાવવામા આવતો અને જે વિષે નિયમો ઘડેલા છે તે આ વચનો લખાયા ત્યારે સ્થાપિત થયેલો ન હતો." આજ વચનો ઉપર ટીકા કરતા હરિસ્વામિન કહે છે કે "કણ્વ લોકો ત્રીજી પેઢીના સગપણમા લગ્ન કરવા છૂટ આપે છે અને સૌરાષ્ટ્રો ચોથી પેઢીએ. દાક્ષિણાત્યોમા તો મામાની છોકરી અને કોઇના છોકરા સાથે પણ પરણી શકાય છે."

ઋગ્વેદમા આપેલા યમ અને એની બ્હેન યમીના સવાદ ઉપરથી પ્રો. ગૅથ જેવા કેટલાક લેખકો એમ માને છે કે વેદના સમયમા ભાઇબ્હેન પરણે એવો રીવાજ હશે અને યમ અને યમી તે ઍડમ અને ઇવની માફક સ્ત્રીપુરુષનુ પ્રથમ માનવ જોડું હશે. પરંતુ પ્રો. મુલર કહે છે કે એવો રીવાજ હતો જ નહિ. 'યમ અને યમીનો એક વિચિત્ર સવાદ ઋગ્વેદમા આપેલો છે અને તેમા યમી (રાત્રિ) પોતાના ભાઇ યમ (દિવસ)ને પોતાની સાથે લગ્ન કરવા વિનતિ કરે છે, પરતુ યમ ના કહે છે અને કહે છે કે "ભાઇ બ્હેન સાથે લગ્ન કરે એ પાપ ગણાય છે." તે ઉપરાત યમ અને યમી એ પ્રથમ માનવ જોડું હતુ એમ બતાવવા ઋગ્વેદમા એક શબ્દ પણ નથી.'* ગૅથનો અભિપ્રાય સાચો જણાતો નથી યમીની માગણીના જવાબમા જ યમ કહે છે કે 'ભાઇ બ્હેન સાથે લગ્ન કરે એ પાપ

* ઋગ્વેદ ૧૦, ૧૨ ઉપર ગ્રીફીથની ટીકા

ગણાય છે' જો ભાઇબ્હેન પરણવાનો રીવાજ પ્રચલિત હોય તો 'પાપ' શબ્દનો ઉપયોગ શા માટે કરવામા આવે ?

શ્રી રમેશચંદ્ર દત્ત ધારે છે કે યમ અને યમીનો સવાદ તે દિવસ અને રાત્રિના મિલનને અનુલક્ષી રચાએલો છે રાત્રિ દિવસની પાછળ પાછળ હમેશા આવે છે ખરી પણ કદિ પણ એની સાથે મળી જતી નથી આ કુદરતી દૃશ્ય ઉપરથી કોઇ કવિએ એમ કલ્પના કરી હોય કે પાપી બ્હેન ભાઇને પોતાની સાથે લગ્ન કરવા ક્હે છે અને ભાઇ ના કહે છે શ્રી એ સી દાસ પણ શ્રી દત્તની આ માન્યતાને ટેકા આપે છે આ માન્યતા ખરી હોઇ શકે કારણ કે કેટનાક કુદરતી બનાવો વિષે લખતા વેદના કવિઓ એમ પણ લખે છે કે જાણે પિતા પુત્રી સાથે અનુચિત સબધ ધરાવતો હોય

વેદના સમયમા ચારે જ્ઞાતિ અસ્તિત્વ ધરાવતી પરતુ આતરજાતીય લગ્ન ઉપર કોઇ પ્રકારનો અકુશ ન હતો એથી ઉલટુ એના લગ્નો બહુ જ સામાન્ય હતા ચ્યવન અને શ્યાવાશ્વની કથા ઓમા બ્રાહ્મણ ઋષિઓ કોઇ પણ સકોચ વગર ક્ષત્રિય કન્યાઓને પરણ્યા હતા આ આતરજાતીય લગ્ન હતા એટલુ પણ કથામા લખેલુ નથી તે ઉપરથી જણાય છે કે એવા લગ્ન બહુ સામાન્ય હશે ઉપર કહેલી વિમદની કથામા પણ બ્રાહ્મણ ઋષિએ ક્ષત્રિય કન્યાનુ હરણ કર્યું હતુ આવા આતરજાતીય લગ્નોમા કોઇને કાઈ નનાઇ જેવુ લાગતુ હોય એમ જણાતુ નથી આ ત્રણે લગ્નો સ્મૃતિઓ જેને અનુલોમ લગ્ન ક્હે છે તે પ્રકારના છે એટલે સ્ત્રી કરતા પુરુષ ઉચી ગણાતી જાતિનો છે

કેટલેક ઠેકાણે બીજા પતિ કરતા બ્રાહ્મણ પતિને વિશેષ મહત્વ આપવામા આવેલુ છે અથર્વ વેદમા લખ્યુ છે —"સ્ત્રીને બ્રાહ્મણ સિવાય બીજા દસ પતિ થઇ ગયા હોય, અને પછી બ્રાહ્મણ તેનુ પાણિગ્રહણ કરે તો એજ એનો પતિ છે–એ એકલોજ, વૈશ્ય પણ

નહિ અને રાજન્ય ( ક્ષત્રિય ) પણ નહિઃ ના, બ્રાહ્મણ જ એનો સ્વામિ છે."

અહિં માત્ર બ્રાહ્મણ બીજા કરતા શ્રેષ્ઠ છે એટલુંજ સિદ્ધ કરેલુ છે. આંતરજાતીય લગ્ન ન થઇ શકે એમ જરા પણ સિદ્ધ કરવા યત્ન નથી. બ્રાહ્મણ સિવાયના પતિઓ સાથેનું લગ્ન કાયદા વિરુદ્ધ છે એવું પણ કાંઈ જણાવેલું નથી. બ્રાહ્મણ પતિ ન હોય તો બીજો કોઇ પણ પતિ સાચો પતિ થઈ શકે. પત્નીની જ્ઞાતિ વિષે કાંઇ જ લખેલું નથી એટલે ગમે તે જ્ઞાતિની સ્ત્રી, ગમે તે જ્ઞાતિના પુરુષ સાથે લગ્ન કરી શકતી હશે. જો આમ હોય તો કદાચ સ્મૃતિઓમા પ્રતિલોમ તરીકે લેખેલા લગ્નો ( જેમા સ્ત્રી પુરુષ કરતા ઉંચી કહેવાતી જાતિની હોય એવા ) પણ થઇ શકતા હશે એમ અનુમાન કરી શકાય.

કુલની પવિત્રતા અને ઋષિકુલમા જન્મને ઘણીવાર વેદોમા બહુ મહત્વ આપેલુ છે. પરંતુ બ્રાહ્મણ પણ શુદ્ધ કુલમાથી ન ઉતરી આવેલો હોય એવા પણ ઘણા દાખલા છે. તૈતિરીય સંહિતામા જણાવ્યુ છે કે જે માણસ સુશ્રવાન ( વિદ્વાન ) હોય તેજ સાચો બ્રાહ્મણ અને ઋષિનો વંશજ છે. કાઠક સહિતામા પણ લખેલું છે કે, કુલીનતા નહિ પણ વિદ્વત્તા એજ મુખ્ય વસ્તુ છે. વેદિક ઇંડેકસના કર્તા કહે છે તેમ "આ સર્વથી એટલું જ સિદ્ધ થાય છે કે જન્મથી જ્ઞાતિ ગણવાના રીવાજમા કેટલીક વખત શિથિલતા આવતી. જન્મ પ્રમાણે જ્ઞાતિ ગણાતી જ નહિ એમ ન કહી શકાય."

આર્ય પુરુષો અને શદ્ર સ્ત્રીઓ, કે શદ્ર પુરુષો અને આર્ય સ્ત્રીઓના લગ્ન વિના બાંધેલા સંબંધને યજુર્વેદ સંહિતાઓ માન્ય રાખે છે. આ ઉપરથી વેદિક ઇંડેકસના કર્તાઓ ધારે છે કે "જો અનુચિત સંબંધ થતા હોય તો રીતસર લગ્ન પણ થતા હશે એમ માની શકાય." પરંતુ આમ માની લેવાને કશું જ કારણ નથી.

પ્રાચીન કે અર્વાચીન, પૂર્વના કે પાશ્ચાત્ય, દરેક સમાજમાં એવો વિચિત્ર નિયમ છે કે જ્ઞાતિ કે અમુક માન્ય વર્તુલની બ્હાર લગ્ન કરવામાં આવે તો સમાજમાં ખળભળાટ થઈ જાય. પરંતુ એવેજ ઠેકાણે અનુચિત સંબંધ હોય તો તે તરફ આંખમીંચામણાં થઇ શકે. આ વિચિત્ર નિયમમાંથી વેદના સમયનો સમાજ પણ મુક્ત નહિ જ હોય. એટલે શૂદ્ર અને આર્યના લગ્ન સિવાયના સંબંધ થતા હોય એટલાજ ઉપરથી લગ્ન પણ થતાં હશે એમ માની લેવું યોગ્ય નથી.

મોટાં ભાઇબ્હેન કરતા નાનાં ભાઇબ્હેન—વ્હેલાં પરણે તે વેદના સમયમાં યોગ્ય ગણાતું નહિ. લગભગ પાપરૂપ ગણાતું. આવું પાપ કરનારને સંહિતા અને બ્રાહ્મણોમાં જુદાં જુદાં નામ આપેલાં છે. મોટા ભાઈ કરતાં પહેલાં પરણનાર નાનો ભાઇ 'અગ્રેદધુ' કહેવાતો, અને એ મોટો ભાઇ પરિવિટ્ટ કહેવાતો. મોટી બ્હેન કુંવારી હોય છતાં નાની બ્હેન સાથે લગ્ન કરનાર પુરુષ અગ્રેદિધિપુ કહેવાતો. અર્વાચીન હિંદુ સમાજમાં પણ મોટાં ભાઇબ્હેન કુંવારાં રહે અને નાનાનું લગ્ન થાય એવું બહુજ ભાગ્યે બને છે. પરંતુ નાનાંનું લગ્ન પહેલું કરવું એ કાંઇ પાપ ગણાતું નથી. પરંતુ જો મોટાં પહેલાં નાનાનાં લગ્ન થાય તો મોટાંમા કાંઇ ખામી હશે એવી છાપ લોકો ઉપર પડે અને પરિણામે તેમને વર કે કન્યા મળવામાં મુશ્કેલી પડે.

હાલની પેઠે પ્રાચીન સમયમાં પણ લગ્ન એ મંગલ પ્રસંગ ગણાતો. પણ હાલ લગ્નવિધિની આસપાસ જે સેંકડો રૂઢિઓ વીંટળાઇ વળી છે તે એ સમયમાં હતી નહિ. લગ્નવિધિ હાલની પેઠે કન્યાને ઘેર થતો હશે એમ જણાય છે. ઋગ્વેદમાં એક ઠેકાણે લખેલું છે કે "ત્વષ્ટૃ પોતાની પુત્રીના લગ્નની તૈયારી કરે છે. સમસ્ત જગત્ (ના લોકો) એ ખબર સાંભળી (એને ત્યાં) એકઠા થાય છે." સૂર્યની પુત્રી સૂર્યાના લગ્નનું વર્ણન ઋગ્વેદ (૧૦, ૮૫) અને અથર્વવેદ (૧૪, ૧ અને ૨) માં આપેલું છે. પ્રાચીન વિવાહવિધિ

વિષે મુખ્યત્વે માહિતી આ ત્રણ મંત્રોમાંથી જ મળે છે. ઋગ્વેદના મંત્રમાં મુખ્ય-વસ્તુ વરઘોડો જ છે. આ વરઘોડો કન્યાને સાથી નીકળી વરને ત્યાં જતો. મંત્ર ઉપરથી જણાય છે કે લગ્નવિધિ થઇ ગયા પછી એ વરઘોડો નીકળતો, અને તે ઉપરથી અનુમાન કરી શકાય કે વિધિ કન્યાને ત્યાંજ થતો હશે. વિધિ કેવા પ્રકારનો હતો તે ચોક્કસ જણાતું નથી. કારણ કે મંત્રોમાં એ વિષે ખાસ લખેલું નથી. ઋગ્વેદ અને અથર્વવેદ બન્નેના મંત્રમાં આ શબ્દો આપેલા છે — હું તારો હાથ મારા હાથમાં સારા ભાગ્ય માટે ગ્રહણ કરૂં છું, જેથી તું મારી — તારા પતિની સાથે–વૃદ્ધાવસ્થાએ પહોંચે." એજ મંત્રમા અશ્મારોહણ વિધિ વિષે પણ લખેલું છે; જો કે 'અશ્મારોહણ' એવું નામ આપ્યુ નથી. વર કન્યાને કહે છે કે "હું પૃથ્વી માતાના ખોળામા મંગલકારી દઢ પાષાણ મૂકું છું, જેથી તને સંતતિ પ્રાપ્ત થાય. હે આનંદમયી, તેજસ્વિની ! એના ઉપર ઉભી રહે. સવિતા તને દીર્ઘાયુષ્ય આપો ' "

આ પ્રમાણે હાલના લગ્નના બે મુખ્ય વિધિઓ છેક વેદના કાળથી ચાલ્યા આવે છે. પરંતુ આ બે વિધિ કન્યાને ત્યા થતા કે વરને ત્યા ગયા પછી તે કોઇ ઠેકાણે સ્પષ્ટ કરેલુ નથી. કન્યા પથ્થર ઉપર પગ મૂકે તે વિધિ વખતે વર જે શબ્દો બોલતો તે કાઠક સંહિતામા આપેલા છે: "તે તું છે, આ હું છું; આ હું છું તે તું છે. આપણે પુત્રજન્મ માટે સંબંધ બાધીએ." અથર્વવેદમા પણ લગભગ આવાજ શબ્દો આપેલા છે. "હુ આ પુરુષ છું; તું તે સ્ત્રી છે. હું સામ છુ; તું ઋક્ છે. હું સ્વર્ગ છુ, તું પૃથ્વી છે. આપણે અહિં સાથે રહીશું. ભવિષ્યના સંતાનોના માતાપિતા થઇશું." અશ્મારોહણનો વિધિ આપ્યો છે તે જગાએ આ શબ્દો નથી પરંતુ વેદ પછીના ઘણા ગ્રંથોમા અશ્મારોહણ વિધિ વખતે બોલવાના શબ્દો આ જ છે એટલે વેદના સમયમા પણ એ વિધિ વખતે જ બોલાતા હશે એમ માની શકાય.

અથર્વવેદમા કન્યાની બ્હેનો અને બીજી કન્યાઓ લગ્ન પ્રસગે હર્ષોદ્ગાર કરતી નૃત્ય કરે છે એનુ વર્ણન છે, તે ઉપરથી લાગે છે કે લગ્ન એ એક ઉત્સવ મનાતો હશે

વિવાહવિધિ થઇ ગયા પછી કન્યાને ધામધુમથી અને વિધિ પુર સર વરને ઘેર લઇ જવામા આવતી ઋગ્વેદના વિવાહમત્રમા આનુ વિસ્તારથી વર્ણન કરેલુ છે. અથર્વવેદના પહેલા વિવાહમત્રની શરૂઆતમા કન્યાના રથનું વર્ણન છે એ મત્રના છેવટના ભાગમા કન્યાને રથમા બેસવાનુ કહેલુ છે "આ રથમા બેસ – એ રથ રગિન છે-સોનેરી છે એના પૈડા મજબુત છે એ કિંશુકનો બનેલો છે, એ મરનતાથી ચાલે છે અમર લોક તરફ જતી સૂર્યા ! તારા પતિનો આ વરઘોડો સુખી બનાવ "

"વૈદિક ઇંડેક્સ"ના કર્તાઓ કહે છે કે કન્યાને વર પોતાના ગૃહના અગ્નિની આસપાસ પ્રદક્ષિણા કરાવતો અને એના ટેકામા ઋગ્વેદની ૧૦, ૮૫, ૩૬ અને ૩૮, અને અથર્વવેદની ૧૪, ૧, ૪૭ અને ૪૮ એ કડીઓ વિષે ઉલ્લેખ કરે છે પરતુ ઋગ્વેદની એ બેમાથી પહેલી કડીમા અગ્નિનુ તો નામ પણ નથી "અર્યમન ભગ, સવિતા, પુરધી દેવોએ તને મારા ગૃહની અધિકાત્રી થવા આપી છે" અને બીજીમા કન્યા વરને સોપવા અગ્નિને વિનતિ કરેલી છે 'બદનામા, હે અગ્નિ, પતિને એની પત્ની સતતિસહિત આપો !'" પરતુ અહિ પણ અગ્નિની પ્રદક્ષિણા વિષે કશો ઉલ્લેખ નથી અથર્વવેદની ઉપર કહેલી બે ટુકમાથી પહેલીમા અગ્નિ વિષે કાઇ નથી બીજી આ પ્રમાણે છે 'જેમ પ્રાચીન સમયમા અગ્નિએ આ આપણી પૃથ્વીનો હસ્ત ગ્રહણ કર્યો હતો તેમ હુ તારા હસ્ત ગ્રહણ કરુ છુ માગથી, સતાનોથી અને ધનના સગ્રહથી અસતુષ્ટ થઇશ નહિ" આ ટુક પાણિગ્રહણના વિધિના દૃષ્ટાન્ત તરીકે આપી શકાય પરતુ "વૈદિક ઇંડેક્સ'ના કર્તા અગ્નિની પ્રદક્ષિણાના દૃષ્ટાન્ત તરીકે આને કેવી રીતે આપે છે તે જરા પણ સમજાતુ નથી ઋગ્વેદ

અને અથર્વવેદ બન્નેના વિવાહમંત્રમા અગ્નિને કન્યાના ત્રીજા પતિ તરીકે ગણાવેલો છે પહેલો સોમ અને બીજો ગંધર્વ પરંતુ લગ્નના અધિષ્ઠાતા દેવ તરીકે અગ્નિ ગણાવ્યો નથી

અગ્નિની પ્રદક્ષિણા વિષે માત્ર અથર્વવેદના બીજા વિવાહ મંત્રમા ઉલ્લેખ છે "અર્યમનના અગ્નિની એને પ્રદક્ષિણા કરવા દો હે પુરન્! (કન્યાના?) શ્વસુર! પુત્રો સાથે આશાસહિત ઉભા રહો" આના ઉપર ટીકા કરતા ગ્રિફિથ કહે છે કે અર્યમનનો અગ્નિ એટલે વરનો કૌટુમ્બિક અગ્નિ આ ઉપરથી લાગે છે કે હાલ જેમ કન્યાને ઘેર વિવાહવિધિ માટે ખાસ સળગાવેલા અગ્નિની પ્રદક્ષિણા કરવામા આવે છે તેમ એ સમયમા થતુ નહિ પણ વરને ઘેર ગયા પછી એના ગૃહના અગ્નિની પ્રદક્ષિણા કરવામા આવતી હશે

બન્ને વિવાહમંત્રોમા—ખાસ કરીને અથર્વવેદના વિવાહ મંત્રમા કન્યાને અનેક આશીર્વાદ આપેલા છે પોતાના નવા આવાસમા કેવુ વર્તન રાખવુ તે વિષે કેટલીક શીખામણ પણ આપેલી છે "અશુભ દૃષ્ટિ રાખીશ નહિ પતિનો ઘાત કરીશ નહિ દૃઢ મનની, મૃદુ સ્નેહાળ અને ગૃહના સર્વ તરફ નમ્ર થજે વીર પુત્રોની માતા થજે, શ્વસુર તરફ સ્નેહ રાખજે સુખી થજે, અને તારે લીધે આપણા બન્નેનો ઉદય થજો પતિનો ‹ એના પિતાનો ઘાત કરીશ નહિ નમ્ર તેજસ્વી થજે વરના પશુનુ કલ્યાણ કરજે તારા શ્વસુર ઉપર સ્નેહ રાખજે અને વીર પુત્રો ઉત્પન્ન કરજે ગૃહના અગ્નિ બરાબર સભાળજે મૃદુ અને આનંદમય થજે

પતિને માટે શીખામણનો એક અક્ષર પણ કોઇ ઠેકાણે નથી પુરુષને શીખામણની જરૂર નથી, સ્ત્રીને જ છે એ આધુનિક માન્યતા એ સમયમા પણ હશે

વિધવાવિવાહની વેદના સમયમા પૂરી છૂટ હતી અને એમા કોઇ પ્રકારની નામોશી ગણાતી નહિ તેમજ અમુક ઉમર સુધીની જ વિધવા ફરી પરણી શકે એવુ પણ કાઇ બંધન હતુ નહિ મૃત પતિના ભાઇ

કે પામેમા પાસેના સગાની સાથે પુનર્લગ્ન કરવાનો રિવાજ બહુ પ્રચલિત હતો. ઋગ્વેદમા અશ્વિનોની પ્રાર્થના કરતા ઋષિ કહે છે, "વિધવા એના પતિના ભાઇને શયન તરફ લઇ જાય છે, કન્યા વરનુ આકર્ષણ કરે છે, તેમ તમને કોણ ઘર તરફ લઈ જાય છે?" આ સિવાય પણ ઋગ્વેદમા મૃત પતિના ભાઇ સાથે લગ્ન કર્યાના દાખલા જડે છે યાસ્કના નિરુકતમા પણ એ રીવાજને ટેકો આપેલો છે "હે અશ્વિનો! × × × જેમ વિધવા પતિને શય્યામા લઇ જાય છે, કન્યા વરને લઇ જાય છે તેમ તમને નિવાસ સ્થાનમા કોણ શય્યામા લઇ જાય છે? × × × દેવર શબ્દ કયા શબ્દમાથી ઉત્પન્ન થયો છે? એનુ નામ એવુ પડવાનુ કારણ એ છે કે એ દ્વિતીય વર (દ્વિ-વર) છે' આમ 'દેવર' શબ્દની ઉત્પત્તિ આપતા યાસ્ક દીયર સાથેના પુનર્લગ્નનો રીવાજ બહુ સામાન્ય હશે એમ સિદ્ધ કરે છે

પરલોકમા સ્ત્રી અને એના બીજા પતિનુ મિલનસાધ્ય કરવા માટે અથર્વવેદમા એ સૂત્રો આપેલા છે "એક વખત પરણેલી સ્ત્રી બીજો પતિ મેળવે તો પછી પચૌદાન અજ (બકરા)નુ દાન કરે તો એ બીજા પતિથી (પરલોકમા) કદિ પણ છુટી પડે નહિ" "ફરી પરણેલી સ્ત્રીનો બીજો પતિ જો પુરોહિતને દક્ષિણા સહિત પચાદાન બકરાનુ દાન કરે તો એની સાથે એકજ લોકમા રહી શકે"

જો સ્ત્રીનુ પુનર્લગ્ન અયોગ્ય મનાતુ હોય તો પરલોકમા મિલન વિષે કશુ તજવીજ ન હોય એથી ઉલટું કેટલીક સ્મૃતિઓમા છે તેમ એવુજ લખ્યુ હોય કે પુનર્લગ્ન કરનાર સ્ત્રી રૌરવ નરકમા પડે છે

પતિ જીવતો હોય તો પણ કદાચ ફરી લગ્ન થઇ શકતુ હશે આના ટેકામા 'વેદિક ઇન્ડેક્સ' અથર્વ વેદની આ કડી ટાકે છે, "બ્રાહ્મણ સિવાય સ્ત્રીને દસ પતિ થઈ ગયા હોય અને પછી બ્રાહ્મણ એનુ પાણિગ્રહણ કરે તો માત્ર એ એકલોજ એનો પતિ છે" અહિં દસ

પતિ જીવતા કે મૃત્યુ પામેલા તે સ્પષ્ટ કરેલુ નથી પરતુ એમજ સ્ત્રીના એક પછી એમ દસ પાન મરણ પામે એ સભવિત નથી, તેથી એમ માની શકાય કે જીવતા પતિએ ફરી લગ્ન થઇ શકતુ હશે ઘણે ભાગે પહેલો પતિ પુરુષત્વહીન કે પતિત હોય અથવા સ્ત્રીને તજી જતો ગયા હોય એવા દાખલામા સ્ત્રીથી બીજુ લગ્ન થઇ શકતુ હશે પીશલ નામના લેખકના કહેવા મુજબ ઋગ્વેદ ઉપરથી જણાય છે કે સ્ત્રીનો પતિ જતો રહ્યો હોય અને શોધ કરતા છતા જડે નહિ એને વિષે કઈ પણ જાતનો પત્તો પણ મળે નહિ તો સ્ત્રી ફરી પરણી શકતી

વેદના સમયમા બહુ પત્નીનો રીવાજ તો પુષ્કળ પ્રચલિત હતો એ વિષે કશો શક નથીજ ઋગ્વેદમા આ માટે અનેક દાખલા મળી આવે છે મૈત્રાયણી સહિતામા લખલુ છે કે મનુને દસ પત્નીઓ હતી કોઇ પણ રાજા યજ્ઞ કરવા બેસ ત્યારે ચાર રાણીઓ એની પાસે હાજર હોવીજ જોઇએ એવો નિયમ હતો આ ચાર રાણીઓ આ પ્રમાણે હતી પવિત્ર ક્રિયાઓ માટે પ્રતિષ્ઠિત કરેલી રાણી, માનીતી અણમાનીતી અને પાનાગની મર્ય રાણીઓ કિમતી વસ્ત્રાભૂષણથી સજ્જ થઇને આવતી અને આવી ચાર સ્ત્રીઓ આસપાસ હોય ત્યારેજ લગ્નમબધ પરિપૂર્ણતાએ પહોચ્યો કહેવાય એમ મનાતુ આ ચાર રાણીઓ અનુક્રમે મહિષી પરિવૃક્તિ વાવાતા અને પાનાગની કહેવાતી આ નામો વિચિત્ર છે અને એમનો અર્થ સમજાતો નથી પરતુ એમ જણાય છે કે પ્રથમ પરણેલી સ્ત્રીજ ખરાખરી પત્ની ગણાતી મત્રમા પણ પત્ની શબ્દ એકવચનમાજ આવે છે પરતુ બહુપત્ની હોય એ શરમભરેલુ જરા પણ ગણાતુ નહિ એથી ઉલટુ આજે પણ રાજાઓ અને જમીનદારોમા મનાય છે તેમ ઘણી સ્ત્રીઓ હોય એ એક પ્રતિષ્ઠાનુ ચિહ્ન ગણાતુ શતપથ બ્રાહ્મણમા લખેલુ છે કે (યજ્ઞના) ઘોડાને પત્નીઓ અભિષેક કરે છે, કારણ કે ઘણી સ્ત્રીઓ હોય એ એક પ્રકારનો વૈભવ છે

હાલની પેઠે વેદના સમયમા પણ ક્ષત્રિયોમાજ બહુપત્નીનો રીવાજ સૌથી વધારે-પ્રચલિત હતો. ઋગ્વેદમા એક જગાએ ઇંદ્રની સ્તુતિ કરતા કહેલુ છે કે "જેમ રાજા એની પત્નીઓ વચ્ચે રહે છે તેમ તુ (અમારી વચ્ચે ?) રહે છે" અથર્વ વેદમા પણ એક પસદ થએલા રાજાને ઉદ્દેશીને કહેલુ છે કે "તારા અનુચરો તને આહ્વાન કરતા તારી સમીપ આવો, તારી પત્નીઓ, તારા પુત્રો સમત હોજો"

આ સિવાય પણ અનેક ઠેકાણે રાજાની અનેક પત્નીઓ વિષે ઉલ્લેખ છે ઝીમર નામના વિદ્વાનનુ માનવુ છે કે ઋગ્વેદના સમયમા બહુપત્નીનો રીવાજ ઘસાતો જતો હતો અને એકપત્નીનો રીવાજ સ્થાપિત થતો હતો પરતુ અનેકપત્નીના રીવાજ વિષે એટલા બધા દષ્ટાતો મળી આવે છે કે ઝીમરની માન્યતા ખરી હોઇ શકે નહિ આમાના કેટલાક દષ્ટાતો આપીશુ તેથી ખાત્રી થશે કે બહુપત્નીનો રીવાજ એ સમયના સમાજમા નિયમરૂપે જ હતો —

"જેમ ઉત્કંઠિત પત્નીઓ ઉત્કંઠિત પતિને વળગી રહે છે તેમ હે મહાશક્તિમાન્ દેવ, અમારી સ્તુતિઓ તને વળગી રહે છે"

"પત્નીઓ પતિ ઉપર પ્રેમ રાખે છે તેમ પ્રેમ રાખનાર ઉપર (તુ) પ્રેમ રાખે છે"

"કુવયની બન્ને પત્નીઓએ દૂધથી સ્નાન કર્યું છે"

"અદેખી સપત્નીઓની પેઠે બધી તરફથી મારી પાસળીઓ જોરથી દબાવતી દુખ દે છે"

"પત્નીઓની પેઠે અમારા ગીતો એને શરણે જશે"

"એક પતિ અનેક પત્નીઓનો સ્વામિ બને છે તેમ ઇંદ્ર બધા ક્રિયાનો સ્વામિ બન્યો છે"

"જેમ સુદર પતિની આસપાસ એની પત્નીઓ વીંટળાય તેમ તેઓ મઘવત્તની આસપાસ એ સહાયના કરે એટના માટે વીંટળાઇ વળે છે"

કેટલીક જગાએ જુદી જુદી પત્નીઓની અમુક પદવી વિષે લખેલું છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્ક્યની બે સમાન પદવી-ધારી પત્નીઓ વિષે કથન છે. તૈતિરીય સંહિતા અને મૈત્રાયણી સંહિતામાંથી પણ એક પુરુષની અનેક પત્નીઓની જુદી જુદી પદવી વિષે માહિતી મળે છે. બ્રાહ્મણો શા માટે બે પત્ની ધરાવતા તે તૈતિરીય બ્રાહ્મણમાં સમજાવેલું છે. આ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે કે વેદના સમયમાં બહુપત્નીનો રીવાજ બહુ જ સામાન્ય હતો અને ઝીમરે શા ઉપરથી પોતાનો અભિપ્રાય બાંધ્યો તે બીલકુલ સમજાતું નથી.

બહુપતિનો રીવાજ વેદના સમયમાં અસ્તિત્વ ધરાવતો ન હતો. ઘણા પતિની વચ્ચે એક જ પત્ની હોય એવું એક પણ દૃષ્ટાંત જડતું નથી. ઉપર કહ્યું તેમ સ્ત્રીને એક પતિ જીવતો હોય તો પણ બીજો કરવાની છૂટ તો હતી. પણ એવા દાખલામાં પહેલાનો સંપૂર્ણ ત્યાગ કર્યા પછી જ બીજો પરણી શકાતો. એક સાથે બે પતિની સાથે રહી શકાતુ નહિ. એટલે એવા દાખલા બહુપતિના રીવાજના દૃષ્ટાંત તરીકે આપી શકાય નહિ. "ઋગ્વેદ તેમજ અથર્વવેદ બન્નેમાં કેટલીક વખત એવા સૂત્રો નજરે પડે છે કે જેમાં ઘણા પતિ સાથે એક પત્ની વિષે ઉલ્લેખ હોય. આવા દરેક દાખલાનુ સ્પષ્ટીકરણ કરવું મુશ્કેલ છે. વેબરના અભિપ્રાય મુજબ પતિનુ બહુવચન માત્ર માનાર્થે જ છે. પણ એ અભિપ્રાય સાચો ન માનીએ તો પણ દેવલોકનો દેવકથા ( mythology ) નો અર્થ તો ખરો છે જ. બીજા દાખલામાં બહુવચન માત્ર જાતિવાચક અર્થમાં જ વાપરેલુ છે."+

આપણે વેદના સમયની લગ્નવ્યવસ્થાની રૂપરેખા જોઇ. વેદોમાં જુદા જુદા દેવોની સ્તુતિઓ છે — ધર્મ સૂત્રો અને સ્મૃતિઓ માફક એમાં આજ્ઞાકારી વાક્યો નથી. આથી વેદોમાંથી માત્ર પરોક્ષ રીતેજ માહિતી મળી શકે છે. "એ જ સમયના બનાવો વિષેની નોંધ હોય કે ભૂતકાળની હકીકત વિષે ચાલતી આવેલી માન્યતા અહણ

+ વૈદિક ઇંડેક્સ ભાગ ૧. પૃ. ૪૮૦

કરેલી હોય, પણ ઋગ્વેદના પ્રમાણો થોડે કે વધારે અશે છુટાં બનાયા વાકયોના જ બનેના છે એ માત્ર સૂચક વાકયો જ ગણાય, અને એમા સળગ હકીકત નથી એ સમયના બનાવો વિષેની નોધ પણ જો કે પ્રત્યક્ષ પ્રમાણોથી ગ્રહણ કરેલી હોવાથી ભરોસાદાર ગણી શકાય ખરી, છતા કશુ ચોક્કસ સાબીત કરી શકતી નથી કારણકે બીજા બનાવોને લગતી કશી ઐતિહાસિક રચના એમા નથી ઋગ્વેદ પછીના કાળના બ્રાહ્મણ ગ્રથો વિષે પણ આજ કહી શકાય " *

## ખંડ ૨. વેદ પછીનો સમય.

વેદ-પછીના સમયમા સૌથી પ્રથમ ધ્યાન ખેચનારો સમય મહાભારતનો છે મહાભારત અને રામાયણ એ બે આપણા દેશના મહા ગ્રથો પૈકી મહાભારતમાથી એ સમયના સમાજની સ્થિતિ વિષે બહુ જ માહિતી મળે છે આપણે પ્રથમ ખડમા જોયુ તેમ હિંદમા વસતા આર્યોમા લગ્ન એક સામાજિક સસ્થા તરીકે સ્થાન મેળવી ચુકેલુ હતું છતા મહાભારતમા એક જગાએ પાડુ કુતીને કહે છે કે પ્રાચીન સમયમા સ્ત્રીઓને લગ્ન કરવાનુ ફરજિયાત ન હતુ, અને સ્વચ્છદી જીવન ગાળી શકાતું વેદના સમયને ઉદ્દેશીને તો આ વચનો ઉચ્ચાર્યા હોયજ નહિ કદાચ ઐતિહાસિક સમય પહેલાના કોઈ કાળને ઉદ્દેશીને કહેવામા આવ્યુ હશે અથવા પછાત સસ્કૃતિવાળી કોઈ અનાર્ય પ્રજાના સબધમા એ કહેવામા આવ્યુ હોય અથવા પાડુ રાજાનો ઉદ્દેશ લગ્નની સસ્થા મૂળ અસ્તિત્વમા કેવી રીતે આવી તે સમજાવવાનો હશે

મહાકાવ્યોના (epic) સમયનુ સૌથી મુખ્ય લક્ષણ તે બહુ પત્નીત્વ રીવાજ છે દશરથને સાડાત્રણસો સ્ત્રીઓ હતી એમ લખેલુ છે, જો કે ગણીઓ તો ત્રણજ હતી રાવણને એક હજાર સ્ત્રીઓ

* પાર્જીટર કૃત Ancient Indian Historical Tradition. પૃ ૨

હતી પરતુ સૌથી પહેલો નબર તો શ્રીકૃષ્ણનો છે—એમને સોળહજાર સ્ત્રીઓ હતી આ તો લખનારની અતિશયોક્તિ હશે પણ એ સમયમા બહુપત્નીનો રીવાજ ખૂબજ પ્રસરેલો હતો એમા તો કશો શક નથી

બહુપતિના રીવાજનુ દષ્ટાત એકજ છે—પાચ પાડવો અને દ્રૌપદીનું પણ આ બહુ મહત્વનુ દષ્ટાત છે તે ઉપરાંત મહાભારતમા એક લીટી છે જેમા યુધિષ્ઠિર કહે છે કે "એ એમના કુટુબનો રીવાજજ છે"

આતરજાતીય લગ્ન બહુ છૂટથી થતા એવુ દર્શાવનારા દષ્ટાન્તો બન્ને મહાકાવ્યોમા પુષ્કળ છે સૌથી આગળ પડી આવતો દાખલો શાતનુ રાજાનો છે — જે માછીની કન્યા પરણ્યો હતો પરતુ ત્રણ દ્વિજ જાતિઓનેજ પોતાનાથી ઉતરતા જ્ઞાતિમાથી કન્યા લેવાની છૂટ હતી શદ્ર એ ત્રણેમાથી કોઇ જ્ઞાતિની સ્ત્રી પરણી શકતા નહિ શદ્ર પુરુષ દ્વિજ સ્ત્રી સાથે લગ્ન કરે એ મહા ઘોર પાતક ગણાતું અને એવુ લગ્ન કદાચ કોઇ કરે તો તેમની સતતિને સમાજથી બહિષ્કૃત થઇ પામર જીવન ગાળવુ પડતુ

દ્વિજ પુરુષ શદ્ર સ્ત્રી પરણે એ કાયદા વિરુદ્ધ ન હતુ પણ હલકુ તો ગણાતુ જ મહાભારતમા ઘણે ઠેકાણે શદ્ર સ્ત્રી સાથે લગ્ન કરનાર બ્રાહ્મણોનો તિરસ્કાર કરેલો છે એવો બ્રાહ્મણ 'વૃષલી પતિ' (શદ્ર સ્ત્રીનો પતિ) એવા અપમાનકારક નામથી ઓળખાતો પરતુ એના લગ્નથી થએલી સતતિને કોઇ પ્રકારનુ કષ્ટ વેઠવુ પડતુ નહિ

આ સમયમા પણ બાળલગ્નોનો કેવળ અભાવ હતો સ્વયવર સમયનુ દ્રૌપદીનું વર્ણન અને એણે સભા વચ્ચે કરેલો કર્ણનો તિરસ્કાર એ સર્વથી સિદ્ધ થાય છે કે એ મોટી ઉંમરની જ હતી અર્જુને સુભદ્રાનુ હરણ કર્યું ત્યારે એ પણ બાળક ન હતી દમયતી અને સાવિત્રીના પ્રેમપ્રસંગો જોતા લાગે છે કે એ બન્ને સુતાર કન્યાઓ હતી-બાલિકાઓ નહિ મહાભારતમા બાળલગ્નનો દાખલો

એક સાધ્યો જડે તેમ નથી બ્રાહ્મણ તેમજ ક્ષત્રિય અને જાતિમા સ્ત્રીઓ મોટી ઉમરજ પરણતી બ્રાહ્મણોમા નીચી ઉપર તરી આવતો દાખલો શુક્રની મમતી કન્યા દેવયાનીનો છે એને ડૂબતી બચાવનાર રાજા યયાતિ સાથે એણે પ્રેમ બાધ્યો હતો અને માત્ર સ્વેચ્છાથી લગ્ન કર્યું હતુ બાળક કન્યા આવી રીતે લગ્ન કરી શકેજ નહિ વળી આ લગ્નના સબધમા ખાસ નોધવા લાયક એ છે કે સ્મૃતિઓ જેને પ્રતિલોમ લગ્ન કરે છે તેવા પ્રકારનુ એ હતુ—એટલે વર કરતા કન્યા ઉચી ગણાતી જ્ઞાતિની હતી શલ્યપર્વમા એક જગાએ વૃદ્ધાવસ્થા સુધી કુમારિકા રહી તપશ્ચર્યા કરતી સ્ત્રીનું વર્ણન છે છેવટે એ સ્ત્રી સ્વર્ગપ્રાપ્તિ માટે એક ઋષિ સાથે લગ્ન કરે છે ભૃગુ ઋષિની કન્યા પણ ઘણી મોટી થતા સુધી કુમારિકા રહી હતી અનુશાસન પર્વમા સ્પષ્ટ લખેલુ છે કે કન્યાનુ લગ્ન યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી જ થઇ શકે રામાયણમા પણ એવી જ પરિસ્થિતિ વર્ણવેલી છે પરતુ આધુનિક સમયના પ્રાચીન મતવાદીઓની માન્યતાઓને અનુકૂળ કરવા માટે રામાયણમા કેટલાક ફેરફાર કરી દેવામા આવ્યા છે

કન્યાઓ મોટી ઉમરે પરણતી એટલે પુરુષની ઉમર પણ લગ્ન વખતે પુખ્ત જ હશે વેદના અભ્યાસમા પુરુષો બાર, ચોવીસ કે છત્રીસ વર્ષ ગાળતા અને તે દરમિયાન જો લખ્યા મુજબ સપૂર્ણ બ્રહ્મચર્ય પાળતા હોય તો વીસ વર્ષની પહેલા પરણી શકે જ નહિ, કારણકે અભ્યાસ આઠ વર્ષની ઉમરે શરૂ થતો અનુશાસન પર્વમા લખેલુ છે કે ' સ્ત્રી પુરુષનો અગાઉ સહવાસ એ કળિયુગનુ સૌથી ખરાબ પરિણામ છે પ્રાચીન સમયમા તો કોઇ પણ પુરુષ પુખ્ત ઉમર પ્રાપ્ત થયા પહેલા સ્ત્રીનુ નામ પણ જાણતો નહિ "

મહાભારતના સમયની શરૂઆતમા વિધવાવિવાહ અને નિયોગનો રીવાજ ચાલુ હતો પતિ જીવતો હોય તો પણ સ્ત્રીથી બીજુ લગ્ન થઈ શકતુ નનરાજનો શ્રીલકુન પત્તા ન મળ્યો ત્યારે દમ

યંતીના પિતાએ એનો ફરી સ્વયંવર રચ્યો હતો. પાંડવો દ્યુતમાં રાજપાટ સર્વસ્વ હારી ગયા ત્યારે દુર્યોધને દ્રૌપદીને કૌરવોમાંથી કોઇ સાથે લગ્ન કરવા કહ્યું હતું. રાવણની સ્ત્રી મંદોદરીએ પતિના મરણ પછી પોતાના દીયર વિભીષણ સાથે લગ્ન કર્યું હતું. એ આર્ય સ્ત્રી ન હતી, પણ આદર્શરૂપ ગણાતા આર્ય રાજા રામની સલાહથી જ એણે ફરી લગ્ન કર્યું હતું. વાલીની વિધવા પણ પોતાના દીયર સુગ્રીવ સાથે રામના ઉપદેશથી પરણી હતી.

મહાભારતના સમયના અંત ભાગમા વિધવાવિવાહ પર અંકુશ મૂકવામાં આવ્યો હતો એમ આદિ પર્વ ઉપરથી જણાય છે.

રાજન્ય કન્યાઓના લગ્નના સમયમા એક આગળ પડી આવતી વસ્તુ તે સ્વયંવરનો રીવાજ છે. દ્રૌપદી, દમયંતી, સીતા એ સર્વ સ્વયંવર પદ્ધતિથી જ પરણ્યાં હતાં; જો કે દ્રૌપદી અને સીતાના સ્વયંવરને "સ્વયંવર" એ નામ આપવું યોગ્ય નથી. "સ્વયંવર" એટલે તો પોતાની મેળે પસંદ કરવું તે–ત્યારે દ્રૌપદી અને સીતા બન્નેના સ્વયંવરમા તો ઉમેદવારોના શારીરિક બળની જ પરીક્ષા હતી. દમયંતીનો રીતસર સ્વયંવર થતા પહેલા નલરાજાના મિત્ર હંસના યત્નથી દમયંતીને નલ પ્રત્યે અનુરાગ ઉત્પન્ન થયો હતો, અને સભા મંડપમા આવતા પહેલા તેણે નલને જ વરવાનો નિશ્ચય કર્યો હતો, ત્યા આવી એને જોઇને અથવા એના ગુણગાન સાંભળીને વરવાનો વિચાર કર્યો નહતો. અશ્વપતિ રાજાની કન્યા સાવિત્રીનુ લગ્ન તે સાચા અર્થમા સ્વયંવર કહી શકાય. જો કે આ દૃષ્ટાંતમાં રીતસરનો સ્વયંવર રચવામા આવ્યો નહતો. પરંતુ સાવિત્રીએ પોતેજ સત્યવાનને પતિ તરીકે પસંદ કર્યો હતો અને માતા પિતાની ઇચ્છા વિરુદ્ધ થઇને પણ એની સાથે પરણી હતી.

બધી જ ક્ષત્રિય કન્યાઓ સ્વયંવર પદ્ધતિથી લગ્ન કરતી એમ તો ન જ કહી શકાય. રામાયણમા સીતાની સાથે જ એની બીજી ત્રણ બ્હેનો–ઊર્મિલા, માંડવી અને શ્રુતિકીર્તિના લગ્ન રામના ત્રણ

ભાઇઓ સાથે સ્વયંવર સિવાય જ બન્નેનાં માતાપિતાની ઇચ્છા મુજબ કરવામાં આવ્યાં હતાં. લગ્નમાં એમની સંમતિ લેવામાં આવી હતી એવું પણ રામાયણમાં લખેલું નથી.

કાળક્રમાનુસાર પુરાણો, ધર્મસૂત્રો તેમજ સ્મૃતિઓની પછી આવે છે. પરંતુ સૂત્રો, સ્મૃતિઓ કરતાં લગ્ન સંબંધી પુરાણો બહુ બહુ ઉદાર વિચારોનું દિગ્દર્શન કરાવે છે. આંતરજાતીય લગ્ન, વિધવા વિવાહ, મોટી ઉમરના લગ્ન ઇત્યાદિ વિષે પુરાણોમા નજરે પડતા વિચારો સૂત્રો કે સ્મૃતિઓ જેવા સાંકડા જરા પણ નથી. રાજાઓ અને ઋષિઓ સંબંધી વિવિધ કથાઓમાં વર્ણવેલા રીતરીવાજો સૂત્રો કે સ્મૃતિઓના સમય કરતા વેદના અને મહાભારતના સમયને બહુ વધારે મળતા આવે છે. આ સર્વ પરિસ્થિતિને અનુલક્ષીને પુરાણોના સમયને સૂત્રો અને સ્મૃતિઓ કરતાં વ્હેલો હાથમાં ધરવામાં આવ્યો છે. દેવો, ઋષિઓ અને રાજાઓ સંબંધી અનેકાનેક કથાઓનો ભંડાર પુરાણોમાં ભરેલો છે અને તેમાંથી એ સમયના રીવાજો વિષે ઘણી માહિતી મળે છે.

પુરાણોના સમયમાં ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમાં બહુપત્નીનો રીવાજ ખૂબ પ્રસરેલો હતો એ તો નિ:શંક છે. કેટલાક પુરુષોની અસંખ્ય પત્નીઓનાં વર્ણન તો અલબત્ત અતિશયોક્તિ ભરેલાં હશેજ છતાં એ રીવાજ પુષ્કળ પ્રચાર પામેલો તો હતોજ. વિષ્ણુ પુરાણમા સૌભરિ નામના ઋષિના માધાતા રાજાની પચાસ કન્યાઓ સાથે થયેલા લગ્નનુ વર્ણન છે. કૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન પોતાનું બાળપણમાં હરણ કરનાર રાક્ષસને મારી એની સ્ત્રી માયાવતી જોડે પ્રથમ પરણ્યો હતો. ત્યાર પછી પોતાના મામા રૂક્મિની કન્યા સાથે એના સ્વયંવરમાં પરણ્યો. હરિવંશની કથા પ્રમાણે વજ્રનાભ નામના રાક્ષસની કન્યા પ્રભાવતીનુ હરણ કરી એને પ્રદ્યુમ્ને પોતાની ત્રીજી પત્ની બનાવી હતી.

પાચ પાંડવોનું દ્રૌપદી સાથેનું લગ્ન એ પ્રાચીન સમયનું બહુ

પતિના રિવાજનુ એક જ દૃષ્ટાંત સાધારણ રીતે મનાય છે પરંતુ વિષ્ણુપુરાણમા લખેલુ છે કે એ પ્રચેતસોને પ્રસન્ન કરવા સોમે મરીષાને એ બન્ને સાથે પરણાવી વળી એજ પુરાણમા દસ પતિ ધરાવતી એક સ્ત્રી વિષે પણ ઉલ્લેખ છે.

સૂત્રો અને સ્મૃતિઓમા વિસ્તારથી વર્ણવેલા આઠ પ્રકારના લગ્નો સબધી વિષ્ણુ પુરાણમા નિર્દેશ કરેલો છે અને એ વિષે ટીકા કરતા માત્ર એટલુ જ લખેલુ છે કે "ઋષિઓએ જુદી જુદી જ્ઞાતિઓ માટે નક્કી કરેલા પ્રકાર પ્રમાણે દરેક જણે લગ્ન કરવુ જોઇએ અને કોઇએ કદિપણ પૈશાચ વિધિ અનુસાર લગ્ન કરવુ નહિ "

પુરાણોની કથાઓમા રાક્ષસવિવાહની એટલે કન્યાનુ હરણ કરવાની પદ્ધતિ બહુ લોકપ્રિય જણાય છે કૃષ્ણ અને રુક્મિણીનુ પ્રખ્યાત લગ્ન જે પણ રાક્ષસવિવાહ જ કહેવાય તેનુ વિષ્ણુપુરાણ અને હરિવશ બન્નેમા વર્ણન છે ઉપર લખ્યુ તેમ કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને પણ વજ્રનાભ નામના દાનવની કન્યા પ્રભાવતીનુ હરણ કર્યું હતુ આનુ વેર વાળવા માટે વજ્રનાભના ભાઇ નિકુભ દાનવે ભાનુ નામના યાદવની કન્યા ભાનુમતીનુ હરણ કર્યું કૃષ્ણ અને પ્રદ્યુમ્ને મળી દાનવને હરાવી કન્યા પાછી મેળવી પરંતુ દાનવનો ઇરાદો તો એની સાથે રાક્ષસવિધિથી વિવાહ કરવાનો જ હશે

પુરાણોના સમયમા પણ સ્વયવરનો રીવાજ ચાલુ હતો રુક્મિણી માટે સ્વયવર રચવામા આવ્યો હતો પણ નોતરેલા રાજાઓમાથી કોઈ પસદ થાય તે પહેલા શ્રીકૃષ્ણે એનુ હરણ કર્યું હરિવશમા ભીષ્મક રાજા સ્વયવરની વિરુદ્ધ પોતાનો મત દર્શાવે છે અને કહે છે કે એના પોતાના પુત્રની છોકરવાદીને લીધે જ પુત્રીનો સ્વયવર રચ્યો છે કૃષ્ણ એની દલીલો તોડી પાડીને કહે છે કે "મનુ અને બીજા શાસ્ત્રકારોએ કહ્યુ છે કે જે કન્યાના માર્ગમા વિઘ્નો મૂકે છે તે નરકમા જાય છે" પ્રદ્યુમ્ન પોતાના મામા રુક્મિની કન્યા સાથે સ્વયવર વિધિથી જ પરણ્યો હતો

મહાભારતમાના સાવિત્રીના સ્વયંવર પ્રમાણે શુક્રાચાર્યની કન્યા દેવયાનીનુ રાજા યયાતિ સાથેનું લગ્ન તે સાચા અર્થમા સ્વયંવર કહી શકાય સખીઓ સાથે વનમા ગયેલી દેવયાની શિકારે આવેલા યયાતિ રાજાને જોઇ મોહિત થાય છે અને પોતેજ લગ્નની માગણી કરે છે બન્ને જુદી જુદી જ્ઞાતિના હોવાથી રાજા શુક્રાચાર્યની પરવાનગી લેવાની સૂચના કરે છે, અને છેવટે લગ્ન થાય છે.

વરકન્યાની સંમતિ લીધા વગર પણ કેટલીક વખત લગ્ન થતા ખરા રાજા રૈવતે પોતાની પુત્રી રેવતીને માટે યોગ્ય વર શોધવા માટે બ્રહ્માની સલાહ લીધી, અને સલાહ પ્રમાણે દ્વારકામા બલરામ જોડે પરણાવી રેવતીની સંમતિ લેવામા આવી હતી એવુ કાઇ ઠેકાણે લખેલુ નથી પ્રદ્યુમ્નનો પુત્ર અનિરુદ્ધ ઉંમર લાયક થયો ત્યારે કૃષ્ણેજ એના ( અનિરુદ્ધના ) મામાની છોકરી જોડે એને પરણાવ્યો, અને કદાચ અનિરુદ્ધનો એ સંબધની ગોઠવણીમા બીલકુલ હાથ નહિ હોય ભાનુ યાદવની કન્યા ભાનુમતીની કથામા આવે છે કે નિકુંભ દાનવ પાસેથી એને છોડાવી પછી નારદે એના પિતાને સૌથી નાના પાડવ સહદેવ સાથે પરણાવવા સલાહ આપી અને તે મુજબ એને પરણાવવામાં પણ આવી

અર્વાચીન યુરોપમા બને છે તેમ કેટલીક વખત રાજપ્રકરણી (political) હેતુથી પણ અમુક લગ્ન ગોઠવવામા આવતુ દાનવ વજ્રનાભની પુત્રી પ્રભાવતી સાથે શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નનુ લગ્ન દાનવોના વિનાશ માટે જ ઇન્દ્રે યુક્તિથી રચ્યુ હતુ એવી હરિવંશમા કથા છે સ્વર્ગના રાજહંસોને શીખવી ઇન્દ્ર પ્રભાવતી તેમજ પ્રદ્યુમ્ન પાસે પ્રેમદૂતો તરીકે મોકલ્યા અને બન્નેની સમક્ષ અન્યોન્યના રૂપગુણના ખૂબ વખાણ કરાવ્યા ઇન્દ્રે ધાર્યું કે આમ કરવાથી પ્રદ્યુમ્ન પ્રભાવતીનુ હરણ કરશે, એથી દાનવો કોપે બગડી પ્રદ્યુમ્ન સાથે યુદ્ધ કરશે અને છેવટે એને હાથે માર્યા જશે દાનવોએ બ્રહ્મા પાસેથી એવુ વરદાન લીધુ હતુ કે દેવોને હાથે એમનું મૃત્યુ ન થઇ શકે પરંતુ

પ્રદ્યુમ્ન તો દેવનો પુત્ર હતો એટલે એને હાથે દાનવો મરી શકે. ઇન્દ્રની યુક્તિ આબાદ સફળ થઇ. પ્રથમ નટનું અને પછી મધમાખીનુ રૂપ લઇ પ્રભાવતીના અંતઃપુરમા પ્રદ્યુમ્ન પ્રવેશ કરી શક્યો. એની સાથે ગાધર્વવિવાહ કરી એનુ હરણ કરી દ્વારકા લઇ ગયો. એને મારવા આવેલા દાનવો એને હાથેજ મરાયા.

પુરાણોના સમયમા આતરજાતીય લગ્નો થઈ શકતા ઉપર વર્ણવેલુ યયાતિ અને દેવયાનીનુ લગ્ન માત્ર આતરજાતીય લગ્નજ નહિ પણ પ્રતિલોમ લગ્ન હતુ–દેવયાની બ્રાહ્મણ કન્યા હતી અને યયાતિ ક્ષત્રિય હતો. દેવયાનીના મનમા આ માટે લેશમાત્ર પણ સંકોચ ન હતો. પણ રાજા જરા અચકાતો હતો અને પ્રથમ દેવયાનીના પિતાની સલાહ લેવાનુ સૂચવે છે. શુક્ર પરવાનગી આપે છે ત્યારે પણ રાજા કહે છે, કે "મને લાગે છે કે આવુ કામ કરવાથી મને પાપ લાગશે" અને શુક્ર એને પાપમાથી ઉગારવાનુ વચન આપે છે ત્યારેજ લગ્ન કરવાનુ કબૂલ કરે છે. યયાતિને આટલો બધો સંકોચ થવાનુ કારણ એજ હશે કે પ્રતિલોમ લગ્નો સમાજના રીવાજ વિરુદ્ધ હશે.

અનુલોમ લગ્નો તો જ્ઞાતિની અંદર થતા લગ્નો જેવાજ સામાન્ય હતા. ઋષિ સૌભરિ બ્રાહ્મણ હોવા છતા ક્ષત્રિય માધાતાની પચાસ કન્યાઓ સાથે પરણ્યો હતો. પ્રદ્યુમ્ન દેવનો પુત્ર હોવા છતા દાનવપત્ની માયાવતી અને દાનવ કન્યા પ્રભાવતી સાથે પરણ્યો હતો.

વરકન્યાની લગ્નવય જાણવા માટે પ્રત્યક્ષ પ્રમાણ કશુજ નથી. પરંતુ સ્વયવરની પ્રથા બાળલગ્નની સાથે અસ્તિત્વ ધરાવી શકે નહિ સૌભરિ ઋષિની કથામા પ્રથમ ઋષિએ માધાતા પાસે કન્યાઓનુ માગું કર્યું. પરંતુ રાજાએ એને કન્યાઓની પોતાની પાસે જ જઇ ઇચ્છા જાહેર કરવા કહ્યુ. ઋષિ વૃદ્ધ અને કુરૂપ હોવાથી રાજાને ગમતા ન હતા પણ ના કહેવાથી ઋષિ ક્રોધિત થઇ શાપ દે તેથી એણે કન્યાઓની ઇચ્છા જાણવાનું કહ્યુ. રાજાની ખાત્રી હશે કે

આવા વૃદ્ધ, રૂપહીન ઋષિ સાથે લગ્ન કરવાની કન્યાઓ ના જ કહેને પરંતુ કથામાં એમ આવે છે કે પોતાના પ્રભાવથી ઋષિ યુવાન અને સ્વરૂપવાન બની ગયા અને એમને જોતાજ રાજાની સર્વ કન્યાઓ મોહિત થઇ ગઇ અને એમની જોડે પરણી. કન્યાઓ ઉંમરલાયક હોય ત્યારેજ એમની ઇચ્છા જાણવાનું બની શકે,

ઉપર કહ્યું તેમ રેવતી અને ભાનુમતી જેવા દાખલામાં માત્ર માતાપિતાની ઇચ્છાનુસાર કન્યાઓ પરણાવાતી પણ એ કન્યાઓ બાળક હતી એવું સિદ્ધ કરવાને કશું પ્રમાણ નથી

પુરુષોની લગ્નવય પણ મોટી જ હશે વર બાલવયના હોય તો સ્વયંવર અને રાક્ષસવિવાહના રીવાજ સંભવી શકે નહિ કન્યાની પસંદગી બાબત સલાહ આપતા વિષ્ણુપુરાણ કહે છે કે "ગૃહસ્થે એવી કન્યા પસંદ કરવી" ઇત્યાદિ આ ઉપરથી જણાય છે કે વિદ્યાભ્યાસ કરતા બ્રહ્મચારીથી લગ્ન થઇ શકે નહિ

અસગોત્ર વિવાહના નિયમો બાબત વિષ્ણુપુરાણમાં લખેલું છે કે કન્યા ઓછામાં ઓછી વરની માતા તરફથી પાંચ પેઢી અને પિતા તરફથી સાત પેઢી દૂરના સગપણની હોવી જોઇએ પરંતુ વ્યવહારમાં તો મામાની છોકરી સાથે પણ લગ્ન થઇ શકતું પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ બન્ને પોતપોતાના મામાની છોકરી જોડે પરણ્યા હતા

હાલના જમાનામાં તો ઘોર પાપરૂપ ગણી શકાય એવા અગમ્ય ગામી ( incestuous ) લગ્નનો એક દાખલો મત્સ્યપુરાણમાં છે બ્રહ્માએ પોતાની જ પુત્રી સાથે લગ્ન કર્યું હતું' મત્સ્યપુરાણમાં પણ કથા શ્રવણ કરનાર રાજા કહે છે કે આના કૃત્ય વિષે સાંભળી અને અત્યંત દુઃખ થયું અને બ્રહ્મા મહાપાપી કેમ ન ગણાયા મત્સ્યરાજ જવાબ દે છે કે "એવી શંકા મનુષ્યોના અવસ્થામાં જ સંભવે, કારણ કે એમના શરીર પરમાણુઓના બનેલા છે × × દૈવી શરીરો જુદી રીતે ઉત્પન્ન થાય છે અને પંચભૂતના બનેલા માનવો માટે એ મહાન ભેદ સમજવો જ રહ્યો છે નદી કરેના નિયમોના

ગૌતમ ધર્મસૂત્ર પ્રમાણે લગ્નના આઠ પ્રકાર આ પ્રમાણે છેઃ– બ્રાહ્મ, આર્ષ, પ્રાજાપત્ય, દૈવ, ગાંધર્વ, આસુર, રાક્ષસ અને પૈશાચ. બૌધાયન ધર્મસૂત્રમા આજ આઠ નામ છે પરંતુ એ પ્રાજાપત્યને આર્ષની પહેલા મૂકે છે. આપસ્તમ્બમા પ્રાજાપત્ય અને પૈશાચના નામ મૂકી દઇ બાકીના છજ નામ આપેલા છે. વસિષ્ઠ ધર્મસૂત્રમા પણ છજ નામ છે પણ એમાં અનુક્રમ જુદો છે. દૈવને આર્ષની ઉપર મૂક્યો છે. પ્રાજાપત્ય અને પૈશાચ એમા પણ મૂકી દીધેલા છે. અને રાક્ષસવિવાહને ક્ષાત્ર વિવાહ એવુ નામ આપેલુ છે આસુરને એ 'માનુષ' વિવાહ કહે છે અને ક્ષાત્રની પછી મૂકે છે.

આ આઠ પ્રકારોના વિવિધ ગુણાવગુણ વિષે ધર્મસૂત્રકારો ભિન્ન ભિન્ન મત ધરાવે છે આપસ્તંબ પોતાના અનુક્રમમાથી પહેલા ત્રણજ પ્રકાર યોગ્ય ગણે છે અને તેમા પણ જેમ ઉપરના અનુક્રમનો તેમ વધારે સારો એમ માને છે. વિવિધ જ્ઞાતિઓ માટે કયા પ્રકાર યોગ્ય કે કાયદેસર ગણાય એ વિષે એણે કાઇ લખ્યુ નથી. ગૌતમના મત પ્રમાણે પહેલા ચાર એટલે બ્રાહ્મ, પ્રાજાપત્ય, આર્ષ અને દૈવ એજ કાયદેસર છે પણ એ કહે છે કે "કેટલાકના મત પ્રમાણે પહેલા છ" કાયદેસર છે. એટલે માત્ર રાક્ષસ અને પૈશાચજ ગેરકાયદેસર કહેવાય એ માત્ર 'કાયદેસર' શબ્દજ વાપરે છે. પોતાના મત પ્રમાણે કયા ઉચિત કહેવાય તે વિષે કશુ લખ્યુ નથી વસિષ્ઠે તો કોઇ જાતનો મત દર્શાવ્યોજ નથી, પરંતુ બૌધાયને તો બહુ વિસ્તારથી પોતાનો મત જણાવ્યો છે. એના મત પ્રમાણે પહેલા ચાર બ્રાહ્મણો માટે કાયદેસર છે, અને તેમા પણ દરેક ચડતા ક્રમનો પ્રકાર ઉતરતા ક્રમ કરતા વધારે યોગ્ય છે "પાછલા ચાર પ્રકારમા દરેક ઉતરતા ક્રમનો પ્રકાર પોતાનાથી ચડતા ક્રમના પ્રકાર કરતા વધારે પાપમય છે. એના મત પ્રમાણે છઠ્ઠો અને સાતમો, આસુર અને રાક્ષસવિવાહ ક્ષત્રિયોને યોગ્ય છે, 'કારણકે સત્તા એ એમનુ ખાસ લક્ષણ છે" ગાંધર્વ અને પૈશાચને બૌધાયન વૈશ્યો અને શૂદ્રો માટે યોગ્ય ગણે

છે, "કારણકે (એના મત પ્રમાણે) વૈશ્યો અને શૂદ્રો પોતાની પત્ની કેવી હોય તે બાબત કાંઇ ખાસ કાળજી રાખતા નથી" વળી એ કહે છે, કે કેટલાકના મત મુજબ ગાંધર્વવિવાહજ સર્વને માટે યોગ્ય છે કારણ કે "એ પરસ્પરના અનુરાગ ઉપર રચાયલો છે." એ બીજા કોઇ ગ્રંથના શ્લોકનુ અવતરણ કરે છે જેમા લખેલુ છે કે આસુર વિવાહ એટલે કન્યાને મૂલ્ય આપી ખરીદવામા આવે તે સાચો વિવાહજ નથી, અને આ પ્રમાણે ખરીદેલી સ્ત્રી સાચી પત્ની નથી ધાર્મિક ક્રિયાઓમા ભાગ લેવાનો એ સ્ત્રીને અધિકાર નથી અને એને દાસી જેવી જ ગણવી જોઇએ એ પોતે પણ લોભ ખાતર કન્યાવિક્રય કરનારનો પૂરો તિરસ્કાર કરે છે અને કહે છે કે એવા મનુષ્યો અનંત નરકયાતના ભોગવશે

આ આઠે પ્રકાર માટે જુદા જુદા વિધિ કરવા પડતા વળી એ વિધિનુ વર્ણન પણ બધા ધર્મ સૂત્રોમા સરખુ નથી આપસ્તંબ ધર્મસૂત્રમા બ્રાહ્મ વિવાહનુ વર્ણન વિસ્તારથી આપેલુ છે "બ્રાહ્મ નામના વિવાહમા, દંપતીએ સાથે કરવાની ક્રિયાઓ કરવા માટે પિતાએ પોતાની પુત્રી (જમાઇને) આપવી પણ આપતા પહેલા વરનુ કુળ, ચારિત્ય, વિદ્યા અને આરોગ્ય વિષે તપાસ કરવી અને કન્યાને પોતાની શક્તિ અનુસાર અલંકાર આપવા" ગૌતમનુ વર્ણન લગભગ આવુજ છે "જે કાઇ પિતા પોતાની પુત્રીને બે વસ્ત્રો પહેરાવી, અલંકારથી શણગારી, વેદાભ્યાસ કરેલા, સારા ચારિત્ર્યવાળા, ઘણા સગા સબંધી ધરાવના અને સારા સ્વભાવના વરને આપે તો તે બ્રાહ્મ વિવાહ કહેવાય." વસિષ્ઠનુ આ વિવાહનું વર્ણન બહુ ટુંકુ છે, "પાણીની અંજલિ અર્પીને પિતા પોતાની પુત્રી વરને આપે તો તે બ્રાહ્મ વિવાહ કહેવાય" બૌધાયન વરના ગુણ તપાસવાનુ કહે છે પણ કન્યાને અલંકાર પહેરાવવા વિષે કશુ કહેતો નથી વળી એના મત પ્રમાણે આ વિવાહમા માગુ વર તરફથી આવવુ જોઇએ "જે પિતા પોતાની પુત્રી બ્રહ્મચારી, કન્યાનું માગુ કરતા વરને એની વિદ્યા

અને ચારિત્ર્ય વિષે પૂરી તપાસ કરીને આપે તો તે બ્રાહ્મ વિવાહ કહેવાય "

ઉપર કહ્યું તેમ આપસ્તંબ અને વસિષ્ઠ ધર્મસૂત્રમાં આ તપસ્ય વિવાહનું નામ નથી ગૌતમ સૂત્રમાં જ એ વિષે લખે છે—"પ્રાજાપત્યમાં 'તમે બન્ને સાથે ધાર્મિક ફરજો પૂરી કરો' એટલો વિવાહ મંત્ર છે" બૌધાયન જરા વીગતથી એ વિષે લખે છે—'સારાં વસ્ત્ર અને અલંકાર પહેરાવી પિતા કન્યા આપે અને કહે, કે 'આ તારી પત્ની છે એની સાથે ધાર્મિક ફરજો બજાવ' એને પ્રજાપતિનો વિધિ કહે છે "

આર્ષ વિવાહના સંબંધમાં બધા સૂત્રકારો એક મત છે કન્યાના પિતાને એક ગાય અને બળદ આપવામાં આવે છે બૌધાયન વધારામાં કહે છે કે "લાજ (ડાંગર)ની પહેલી આહુતિ આપ્યા પછી કન્યાનું ગ્રહણ કરવું '

યજ્ઞનો વિધિ કરાવનાર પુરોહિતને કન્યા આપવામાં આવે તેને દૈવ વિવાહ કહે છે ગૌતમ અને વસિષ્ઠના કહેવા મુજબ કન્યાને અલંકાર પહેરાવવા પડતા

યુવાન સ્ત્રી પુરુષ પરસ્પર પ્રેમ ખાતર સ્વેચ્છાથી સંબંધ બાંધે એને સર્વ સૂત્રકારો ગાંધર્વ વિવાહ કહે છે એવા વિવાહમાં કાંઈ લગ્નનો વિધિ કરવો પડતો કે નહિ તે વિષે એકે ધર્મસૂત્રમાં લખેલું નથી માત્ર વસિષ્ઠ કહે છે કે વરકન્યા એકજ જાતિના હોવા જોઈએ

આસુરવિવાહમાં કન્યાપક્ષને દ્રવ્ય આપી કન્યા ખરીદવામાં આવતી પણ ગુલામ ખરીદી પછી તેને ઉપપત્ની તરીકે રાખવી એવો એનો અર્થ નહિ હોય. ખરેખર ગૌતમ સિવાય બધાજ સૂત્રકારો કહે છે કે દ્રવ્ય આપી કન્યા પરણવી વસિષ્ઠ આસુરવિવાહને માનુષ વિવાહ કહે છે

રાક્ષસ વિવાહ એટલે કન્યાનું હરણ કરવું બધા સૂત્રકારો કન્યા પક્ષના માણસો સાથે યુદ્ધ કરવા તેમજ તેમને હરાવવા વિષે લખ

છે પરંતુ કન્યા પોતે હરણ કરનાર સાથે જવા ખુશી હોય તોજ રાક્ષસવિવાહ કહી શકાય એવું કોઇએ લખ્યું નથી

પૈશાચવિવાહને વિવાહ ભાગ્યેજ કહી શકાય ગૌતમ અને બૌધાયન બન્ને કહે છે કે નિદ્રામાં અથવા નિશામાં બેભાન પડેલી કન્યાનો સમાગમ કરવો તેનું નામ પૈશાચવિવાહ કહેવાય આપસ્તંબ અને વસિષ્ઠે આ વિવાહનું નામજ લખ્યું નથી તે ઉપરથી જણાય છે, કે એ રીતમગ્નો વિવાહ ગણાતો નહિ હોય

સૂત્રોના સમયમાં આંતરજ્ઞાતીય વિવાહ બહુ છૂટથી થતા વસિષ્ઠ કહે છે કે "બ્રાહ્મણને જ્ઞાતિના ક્રમાનુસાર ત્રણ સ્ત્રી પરણવાની રજા છે, ક્ષત્રિયને બે અને વૈશ્ય તથા શૂદ્રને એક એક" બ્રાહ્મણ એક પોતાની જ્ઞાતિની, એક ક્ષત્રિય અને એક વૈશ્ય સ્ત્રી પરણતો ક્ષત્રિય એક પોતાની જ્ઞાતિની અને એક વૈશ્ય સ્ત્રી પરણતો વૈશ્યો અને શૂદ્રો તો પોતાની જ જ્ઞાતિની એક એક સ્ત્રી પરણી શકતા વસિષ્ઠના મત મુજબ ત્રણે દ્વિજ ગણાતી જાતિનો એક પુરુષ શૂદ્ર જાતિની સ્ત્રી પરણી શકે નહિ જો કે પછી પોતજ દ્વિજોને શૂદ્ર સ્ત્રી વૈદિક મંત્રોચ્ચાર સિવાય પરણવાની રજા આપતા કટલાક આધાર રૂપ વાક્યો બીજા ગ્રંથોમાંથી ટાંકે છે પણ એ પોતે તો એની વિરુદ્ધ જ છે અને કહે છે કે એથી 'કુટુંબની અધોગતિ થાય છે × × મૃત્યુ પછી સ્વર્ગ મળતું નથી બૌધાયનના મત પ્રમાણે તો શૂદ્ર સ્ત્રી પરણવામાં બાધ નથી આથી બ્રાહ્મણને ચાર ક્ષત્રિયને ત્રણ, વૈશ્યને બે અને શૂદ્રને એક સ્ત્રી પરણવાની રજા હતી શૂદ્ર સિવાય દરેક એક પોતાની જ્ઞાતિની અને બાકીની પોતાથી ઉતરતી જ્ઞાતિઓની સ્ત્રી પરણી શકે આવા દરેક દાખલામાં પુરુષની પોતાની જ્ઞાતિની સ્ત્રી જ પતિની ધાર્મિક ક્રિયાઓમાં ભાગ લઇ શક્તી

પહેલું લગ્ન પોતાની જ જ્ઞાતિની સ્ત્રી સાથે થઇ શકે એવો કેવાય નિયમ હશે ગૌતમ અને વસિષ્ઠ બન્ને લખે છે કે જ્યારે બ્રહ્મચારીનો વિદ્યાભ્યાસ પૂરો થાય ત્યારે એણે પોતાની જ્ઞાતિની

કન્યા પરણવી પ્રતિલોમ વિવાહ જેમા વર કરતા કન્યાની જ્ઞાતિ ઉચી હોય તે ઘણે ભાગે નહિ થઇ શકતો હોય, કારણ કે એક ધર્મસૂત્રમા એ વિષે કશુ જ લખ્યુ નથી

લગ્ન વિષયમા જ્ઞાતિ સિવાય બીજા પણ અકુશ હતા વરકન્યાના ગોત્ર અને પ્રવર જુદા હોવા જ જોઇએ વસિષ્ઠ અને ગૌતમ બન્નેના મત મુજબ પિતા તરફથી છ પેઢી અને માતા તરફથી ચાર પેઢીની અદર લગ્ન થઇ શકે નહિ બૌધાયન કહે છે કે જો કોઇ પુરુષ અજાણતા પોતાનાજ ગોત્રની સ્ત્રી સાથે લગ્ન કરે તો પછી એ સ્ત્રીને માતા તુલ્ય ગણીને પાળવી એવા લગ્નથી સતાન થયુ હોય તો તે સતાનને અમુક 'કૃચ્છ્ર' નામનું પ્રાયશ્ચિત કરવુ પડતુ

વેદના કે રામાયણમહાભારતના સમયમા વિધવાવિવાહની જેટલી છૂટ હતી તેટલી ધર્મસૂત્રોના સમયમા ન હતી કઇ વિધવા પુનર્લગ્ન કરી શકે એ બાબત નિયમો ધર્મસૂત્રોમા આપેલા છે પરતુ વિધવાવિવાહ એ બહુ ઇષ્ટ ગણાતો નહિ. જે કન્યાનો પતિ લગ્ન પછી તરતજ મૃત્યુ પામે તેને ફરી પરણવાની પરવાનગી હતી વસિષ્ઠ કહે છે કે 'કન્યાનો વાગ્દત્ત પતિ જળની અજલિ આપ્યા પછી પરતુ વૈદિક મન્ત્રોચ્ચાર સહિત લગ્ન કર્યા પહેલા મૃત્યુ પામે તો એ કન્યા માત્ર એના પિતાનીજ છે " એટલી માત્ર વાગ્દાન (સગાઇ) થયા પછી પતિ મરણ પામે તોજ કન્યાનુ ફરી લગ્ન થઇ શકે આગળ જતા જરા વધારે ઉદાર થઇ વૈદિક મન્ત્રોચ્ચાર સહિત લગ્ન થયા છતા વિધવાને ફરી પરણવાની વસિષ્ઠ છૂટ આપે છે—પરતુ દપતીનો સહવાસ ન થયો હોય તોજ બૌધાયન પણ એજ શરતે વિધવાવિવાહની છૂટ મૂકે છે નિયોગ એટલે સતાનરહિત વિધવા સતાનપ્રાપ્તિ માટે મૃત પતિના ભાઇ કે સગા સાથે સબધ બાધે એ રીવાજ સામાન્ય હતો એમ જણાય છે પરદેશ પતિ સ્ત્રીને છોડીને ચાલ્યો ગયો હોય તો પણ 'નિયોગ' થઇ શકતો વસિષ્ઠના મત મુજબ સતાનવાળી વિધવા પણ " નિયોગ " કરી શકે પતિએ

ત્યાગ કરેલી સ્ત્રીએ ફરી પરણતા પહેલા કેટલા વર્ષ વાટ જોવી તે પણ વસિષ્ઠધર્મસૂત્રમા લખેલુ છે બ્રાહ્મણ સ્ત્રીને સૌથી વધારે વર્ષ અને એથી ઉતરતી ગણાતી જાતિની સ્ત્રીઓને ક્રમાનુસાર થોડા વર્ષ વાટ જોવી પડતી ફરી પરણેલી સ્ત્રીના પુત્રની પદવી કુટુંબમા બીજા સામાન્ય પુત્રો કરતા ઉતરતી ગણાતી કુમારિકાના પુત્રના જેવીજ એને ગણવામા આવતી અને પિતાની મિલ્કતમા ભાગ મળતો નહિ જો બીજો કાયદેસર ગણાતો પુત્ર ન હોય તોજ મીલ્કતનો ચોથો ભાગ મળતો બૌધાયનના વિચાર આ કરતા સ્હેજ વધારે ઉદાર છે અને કહે છે કે ફરી પરણેલી સ્ત્રીનો પુત્ર એ કુટુમ્બનોજ માણસ ગણાય જો કે એ પણ ફરી પરણેલી સ્ત્રીના અને કુમારિકાના પુત્રને બરાબર ગણે છે વસિષ્ઠના મત મુજબ ફરી પરણેલી સ્ત્રી એટલે પુરુષત્વહીન, જાતિબહિષ્કૃત ભ્રમિતચિત્તવાળા કે મૃત્યુ પામેલા પતિની સ્ત્રી ફરી લગ્ન કરે તે બૌધાયન માત્ર પુરુષત્વહીન પતિનો ત્યાગ કરી બીજાને પરણેલીનેજ ' ફરી પરણેલી સ્ત્રી ગણે છે

વસિષ્ઠધર્મસૂત્ર પ્રમાણે બીજો પતિ પહેલાના કુટુમ્બનોજ હોવો જોઇએ અથવા એનો મ ધી સગો સપિંડ તર્પણ કરનાર, મૂળ એજ કુટુમ્બમાથી ઉતરી આવેલો હોવો જોઇએ × × “પરતુ જ્યા સુધી એના કુટુમ્બનો માણસ હોય ત્યા સુધી વિધવાએ કદિ પણ પારકા સાથે સબધ બાધવો નહિ ' ગૌતમનો અભિપ્રાય એવો છે કે વિધવાએ બીજા પતિ સાથે સબધ બાધતા પહેલા પોતાના ગુરુની અનુમતિ લેવી એ માત્ર સતાનરહિત વિધવાનેજ નિયોગની છૂટ આપે છે, અને કહે છે કે નિયોગ પછી બેથી વધારે પુત્ર ઉત્પન્ન ન કરવા વસિષ્ઠ કહે છે કે “ચિત્તભ્રમવાળી, અનીતિમાન, રોગી કે વૃદ્ધ વિધવાને નિયોગની છૂટ આપવી નહિ નિયોગ માત્ર સતાનપ્રાપ્તિ માટેજ થઇ શકે, મીલ્કત મેળવવાની આશાથી નહિ એથી ઉલટુ એના મત પ્રમાણે એ સ્ત્રીને “ખોરાક, વસ્ત્રો, સ્નાન અને લેપનનુ' ખર્ચ પહેલા પતિની મીલ્કતમાથીજ મળવુ જોઇએ પ્રથમ પતિનુ મૃત્યુ

અને નિયોગ વચ્ચે વસિષ્ઠના મતાનુસાર ૭ મહિનાનુ અને બૌધાયન-નના મત પ્રમાણે છથી બાર મહિનાનુ અંતર હોવુ જોઇએ આપસ્તંબ નિયોગની વિરુદ્ધ છે એ માને છે કે વૈધવ્યવ્રત પાળવાથી પરલોકમા મળતુ સુખ નિયોગથી ઉત્પન્ન કરેલા સંતાનના સુખ કરતા ચઢીયાતુ છે

પુનર્વિવાહ વખતે કેવો વિધિ કરવો તે કોઇ સૂત્રમા લખેલુ નથી નિયોગનુ વર્ણન જોતા એને ભાગ્યેજ લગ્ન કહી શકાય એ તો પુત્રપ્રાપ્તિ માટે માત્ર એક પુરુષ સાથેનો સહવાસ જ હતો અને એ પુરુષ પણ ઘણુ ખરુ મરનાર પતિનો ભાઇ જ હોય એટલે નિયોગ માટે કોઇ જાતના વિધિની જરૂર ન ગણાય એમા નવાઇ જેવુ નથીજ

વેદના કર્મકાંડારંભના સમયમા જેમ ઉંમરલાયક સ્ત્રી પુરુષનાજ લગ્ન થતા તેવુ ધર્મસૂત્રોના સમયમા હોય એમ લાગતુ નથી કન્યાના લગ્નના સબંધમા સૂત્રકારો બહુ જ આગળ વિચારો ધરાવે છે દરેક ધર્મસૂત્રમા એ વિષયમા પરસ્પરવિરોધિ વિચારો દર્શાવેલા છે પરંતુ એકંદરે સ્ત્રીત્વ પ્રાપ્ત થતા પહેલા લગ્ન થાય એની તરફેણમા બધા સૂત્રકારોનો મત છે ગૌતમ કહે છે કે "સ્ત્રીત્વ પ્રાપ્ત થતા પહેલા કન્યાનુ લગ્ન કરવુ જોઇએ જો એ પ્રમાણે કરવામા ચુકે તો પાપમા પડે છે કેટલાકના મત પ્રમાણે તો કન્યા વસ્ત્રો પહેરવા માડે તેની પહેલા પહેલા લગ્ન કરી દેવુ જોઇએ" પરંતુ વસિષ્ઠના અભિપ્રાય પ્રમાણે સ્ત્રીની અવસ્થા પ્રાપ્ત થયા પછી કન્યાએ ત્રણ વર્ષ વાટ જોવી, અને પછી પોતાનીજ જ્ઞાતિના વર સાથે વિવાહ કરવો આમ કહ્યા પછી તરતજ બીજા ગ્રંથોમાથી એવી મતલબનુ અવતરણ કરે છે કે જેમ બને તેમ જલ્દી, એટલે સ્ત્રીત્વ પ્રાપ્ત થતા પહેલા, કન્યાનુ લગ્ન કરી દેવુ આગળ જતા બીજો એવો પણ અભિપ્રાય ટાંકી બતાવે છે કે કન્યા વસ્ત્રરહિત દશામા રમતી હોય તેજ સમયે એનુ લગ્ન કરી દેવુ કારણ કે "પિતાના ઘરમાં સ્ત્રીની અવસ્થા પ્રાપ્ત થાય તો પિતાને પાપ લાગે છે" વસિષ્ઠે આ અભિ

પ્રાય વિષે પોતાનો કશો મત દર્શાવ્યો નથી તેમજ એ કોનો અભિપ્રાય છે તે પણ જણાવ્યું નથી. બૌધાયન પણ ભાર દઇને કહે છે કે કન્યા વસ્ત્રરહિત રમતી હોય તેજ સમયે પિતાએ એનું લગ્ન કરવું જોઇએ. સદ્‌ગુણશાલી વર ન મળે તો ગુણહીન જોડે પણ પરણાવી દેવી પરંતુ સ્ત્રીત્વ પ્રાપ્ત થયા પછી કન્યાને ઘરમાં રાખવી નહિ એવો એનો મત છે.

લગ્ન સમયે વરની ઉંમર કેટલી હોવી જોઇએ તે કોઇ સૂત્રકારે સ્પષ્ટ કહેલું નથી. પરંતુ વિદ્યાર્થીએ કરવાના અભ્યાસ વિષે તેમજ બ્રહ્મચર્યાવસ્થામાં ગુરુને ઘેર રહેવા વિષે વિસ્તારથી વિવેચન કરેલું છે. આ ઉપરથી એમ માની શકાય કે કન્યા પેઠે યુવાનના લગ્ન સંબંધમાં ઉતાવળ કરવામાં આવતી નહિ. આ મુજબ વર અને કન્યાની ઉંમરમાં ઘણો તફાવત રહેતો હશે. યુવકો ચોવીસ વર્ષની ઉંમર સુધી બ્રહ્મચારી રહી વિદ્યાભ્યાસ કરતા અને કન્યાને તો વસ્ત્રરહિત દશામાં રમતી હોય ત્યારે જ પરણાવવાનું લખેલું છે એટલે બહુ બહુ તો સાત આઠ વર્ષની કન્યા હોય. લગ્ન સમયે કન્યાની વય આટલી નાની હોવાનું ખાસ ભાર દઇને લખેલું છે, એટલે ગાંધર્વ વિવાહ તો એ સમયમાં અપવાદરૂપે કોઇક જ થતા હશે.

લગ્ન સમયે કન્યા આટલી નાની હોય એટલે વેદના સમયની માફક મેળે વર પસંદ કરવાનો સવાલ તો રહેતો જ નથી. કન્યાની સંમતિ લગ્નમાં લેવી એવું કોઇ સૂત્રોમાં લખ્યું જ નથી, અને લખ્યું હોય તો પણ એની વય એટલી નાની હોય કે કોઇ પણ વિષયમાં પોતાનો અભિપ્રાય આપી શકે નહિ, તો લગ્નના વિષયમાં તો ન જ આપી શકે. બધા જ સૂત્રકારો કન્યાનું "દાન" કરવા વિષે લખે છે તેમાં નવાઇ જેવું નથી જ. આટલી નાની કન્યા પોતાની મેળે પરણી શકે જ નહિ—પિતા એનું દાન જ કરે. ગૌતમ એક જગાએ કહે છે કે "કલંકરહિત પુરુષ સાથે સ્વેચ્છાથી કન્યાએ લગ્ન કરવું" પણ બીજા જ વાક્યમાં એકદમ પોતાનો મત બદલી દઇને કહે છે કે

"કન્યાને સ્ત્રીત્વ પ્રાપ્ત થતા પહેલાં પરણાવી દેવી." અને ભાર મૂકી જણાવે છે કે "જે આ કર્તવ્ય ચુકે તે પાપમાં પડે છે." વસિષ્ઠનો પોતાનો અભિપ્રાય એવો છે કે સ્ત્રીત્વ પ્રાપ્ત થયા પછી કન્યાએ ત્રણ વર્ષ વાટ જોવી, અને બીજાઓના મત એ ટાંકે છે તે પ્રમાણે સ્ત્રીત્વ પ્રાપ્ત થતા પહેલા કન્યાને પરણાવી દેવી જોઇએ. આ બેમાંથી જનતાએ કયો મત ગ્રહણ કરવો તે વસિષ્ઠ નક્કી કરી શકતો નથી: આથી કન્યાને સ્વેચ્છાથી લગ્ન કરવા છૂટ આપવી કે નહિ તે બાબત એ અભિપ્રાય આપી શકે નહિ. બૌધાયન પણ કન્યા પોતે વરની પસંદગી કરે એ બાબત પરસ્પરવિરોધ વચનો ઉચ્ચારે છે. પહેલા તો સ્પષ્ટ કહે છે કે સ્ત્રીત્વ પ્રાપ્ત થતા પહેલા કન્યાનું લગ્ન કરવું જ જોઈએ. પછી કહે છે કે ત્રણ વર્ષ દર્મીયાન જે પિતા કન્યાનુ લગ્ન ન કરે તે મહા પાપમા પડે છે. પરંતુ કયા ત્રણ વર્ષ દર્મીયાન તે બીલકુલ સ્પષ્ટ કરેલું નથી. વળી એમ પણ કહે છે કે વિવાહયોગ્ય કન્યાએ પિતાની આજ્ઞા માટે ત્રણ વર્ષ વાટ જોવી; પરંતુ તે પછી પોતે જ વર પસંદ કરી લગ્ન કરવું. અહિં પણ કયા ત્રણ વર્ષ તે સમજાતુ નથી. એકંદરે ધર્મસૂત્રોના અભ્યાસથી જણાય છે કે પિતા જ કન્યાનું લગ્ન કરતો અને સ્વેચ્છાથી વર પસંદ કરવાની રીત તો ન છૂટકે જ ગ્રહણ કરવામા આવતી.

આસુરવિવાહ જેમા કન્યાવિક્રય થતો તેને બધા જ સૂત્રકારો વખોડી કાઢે છે. પરંતુ વખોડવાનું કારણ તો વિક્રય જ છે—સંમતિ વિના કન્યાને પરણાવી દેવા વિરુદ્ધ કોઇને કશું કહેવાનું નથી. ગાંધર્વ વિવાહ જેમા વરકન્યા પરસ્પર પસંદગીથી પરણતા તેને લગ્નના એક વિશિષ્ટ પ્રકાર તરીકે ગણાવ્યો છે, તે ઉપરથી જણાય છે કે એ સામાન્ય પ્રથાથી કાંઇક જુદું હશે એટલે સામાન્ય રીતે લગ્નમા વર કન્યાની પસંદગી પૂછવામા આવતી નહિ હોય. વળી ગાંધર્વવિવાહ તે ઉચિત પ્રકારના વિવાહમાં ગણાવેલો ... ... ... તેનાં ...

છે કે લગ્ન માત્ર માતાપિતાની ઇચ્છાનુસાર જ થતા હશે—વરકન્યાની પોતાની ઇચ્છા પ્રમાણે નહિ.

સૂત્રોના સમયમા સમાજમા લગ્નનું સ્થાન કેવા પ્રકારનું હતું તે ધર્મસૂત્રો ઉપરથી જાણી શકાય છે. લગ્નવિધિ કેવા પ્રકારનો થતો તે વિષે ગૃહ્યસૂત્રોમાથી માહિતી મળે છે. ગૃહ્યસૂત્રો ઉપરથી જણાય છે કે એ સમયમા સાદા લગ્નવિધિની આસપાસ રૂઢિઓના ગુચળા વીંટાવા માડવા હતા. લગ્ન એ બે અન્યોન્ય સ્નેહથી દ્રવતા હૃદયોનુ ઐક્ય મટી જઇ વિસ્તૃત ધર્મ ક્રિયારૂપ બની ગયુ હતું આજની પેઠે ગૃહ્યસૂત્રોના લગ્નમા પણ વરકન્યાની યોગ્ય પસદગી કરતા ક્રિયાકાડને વધારે મહત્વ અપાતુ

સાખ્યાયન ગૃહ્યસૂત્રમા કન્યાનુ માગુ કરવાના વિધિથી શરૂઆત કરવામા આવી છે, વરની તરફથી માગુ કરનાર કન્યાને ઘેર જાય છે. ત્યા પહોચીને વરનુ નામ અને કુળ જણાવી માગુ કરે છે. માગુ કબુલ કરવામા આવે તો કન્યાનો કુલપુરોહિત કન્યાને આશીર્વાદ આપી એના માથા ઉપર ફુલ, ચોખા, જવ, અને સુવર્ણથી ભરેલું પાત્ર મૂકતો. મૂકતા પહેલા માગુ કરનારા એ પાત્રને હાથ લગાડતા. આ વાગ્દાન ( સગાઇ ) કરવાનો વિધિ હશે એમ લાગે છે આપસ્તંબ માગુ કરનારા મોકલવા વિષે લખે છે પણ સાખ્યાયન પેઠે વિસ્તારથી વાગ્દાન વિધિનુ વર્ણન કરતો નથી આશ્વલાયન અને ગોભીલ કાળજીથી કન્યા પસદ કરવાનુ લખે છે પણ વાગ્દાન વિધિ વિષે કશુ જ લખતા નથી. ખાદીર અને પારસ્કર માત્ર લગ્નવિધિનુ જ વર્ણન કરે છે.

લગ્નના વિવિધ પ્રકાર વિષે વિસ્તૃત વિવેચન આશ્વલાયન ગૃહ્યસૂત્રમા જ છે. ધર્મસૂત્રોમા જે આઠ પ્રકાર લખ્યા છે તે જ વિષે એ લખે છે. એનો ક્રમ આ પ્રમાણે છે—બ્રાહ્મ, દૈવ, પ્રાજાપત્ય, આર્ષ, ગાધર્વ, આસુર, પૈશાચ અને રાક્ષસ. ખાસ નોધવા લાયક

એટલુ જ છે કે પૈશાચને રાક્ષમની ઉપર મૂકયો છે. આઠે પ્રકારનુ વર્ણન લગભગ ધર્મસૂત્રોના જેવુ જ છે માત્ર પૈશાચવિવાહમા કન્યા બેશુદ્ધ હોય એવુ લખ્યુ નથી વિવિધ જ્ઞાતિઓને માટે કયા પ્રકાર યોગ્ય છે તે વિરે એણે ગૃહ્યજનનો અભિપ્રાય દર્શાવ્યો નથી પહેલા ચાર પ્રકારના વિધિથી કેટલા પૂર્વજ અને કેટલાક વશજનો ઉદ્ધાર થાય એ જ એણે જણાવ્યુ છે એના મત પ્રમાણે બ્રાહ્મ વિવાહથી બાર પૂર્વજ અને બાર વશજોનો ઉદ્ધાર થાય છે, દૈવથી દસ, પ્રાજાપત્યથી આઠ અને આર્ષથી સાત બીજા ચાર પ્રકારના ગુણ દોષ વિષે કશુ લખેલુ નથી

કન્યાની પસદગી બાબતમા સાખ્યાયન કહે છે કે કન્યા પ્રમાણસર અવયવવાળી અને સુવાળા કેશવાળી હોવી જોઇએ અને ગળા પર વાળની બે લટ જમણી તરફ વળતી હોવી જોઇએ એના મત પ્રમાણે આ મગળસૂચક ચિહ્નો છે, અને એ માને છે કે આવા લક્ષણવાળી કન્યા જરૂર છ પુત્રોને જન્મ આપે આશ્વલાયનના મત પ્રમાણે માત્ર મગળસૂચક ચિહ્નો યોગ્યતાનુ પ્રમાણ નથી વળી સાખ્યાયન વરના ગુણ દોષ જોવા વિષે કશુ કહેતો નથી પણ આશ્વલાયન તે પણ જોવાનુ કહે છે વર અને કન્યા બન્નેના કુળની માતા તેમજ પિતા તરફથી તપાસ કરવી એ યોગ્ય ધારે છે એના અભિપ્રાય પ્રમાણે વર બુદ્ધિમાન હોવો જોઇએ અને કન્યા બુદ્ધિમતી, સુદર અને સારા ચારિત્ર્યવાળી તેમજ રોગમુક્ત હોવી જોઇએ જો આ ગુણો વિષે વરને સમજણ ન પડે તો એણે માટીના આઠ ગોળા બનાવવા ગોળા માટે માટી આ પ્રમાણે જગાઓથી લેવી—વર્ષમા બે પાક ઉતારનાર ખેતર, ગાયની ગમાણ, યજ્ઞવેદી, ઉનાળામા સૂકાઇ ન જતું હોય એવુ ખાબોચીયુ, જુગાર રમાતો હોય એવી જગા, ચાર રસ્તા મળતા હોય ત્યાંથી, ઉજ્જડ જમીન અને સ્મશાન પસદ કરેલી કન્યાને આ આઠમાથી એક ગોળો ઉપાડવા કહેવુ જો પહેલી જગાનો ગોળો ઉપાડે તો જાણવુ કે એ કન્યાની સંતતિ ખાધે પીધે

સુખી રહેશે, બીજામાંથી ઉપાડે તો એને પશુધન ઘણુ મળે, ત્રીજામાંથી લે તો દિવ્ય તેજના આચારવાળી થશે એમ જાણવુ, ખાબોચીઆની માટીનો ગોળો ઉપાડે તો સમજવુ કે એને સર્વ પ્રકારની સંપત્તિ મળશે, જુગાર રમવાની જગાની માટીનો ગોળો લેનાર કન્યા જુગારી થશે એમ જાણવુ ચાર રસ્તાની માટીનો ગોળો લે તો કન્યા ભટકતી થશે એમ સમજવુ સાતમી અને આઠમી જગાના ગોળાને અનુક્રમે ગરીબાઇ અને પતિનુ મૃત્યુ લાવનાર જાણવા

ગોભીલ એટલુજ કહે છે કે કન્યામા ગૌતમગના માંગલિક લક્ષણો હોવા જોઈએ પણ એ લક્ષણો કયા તે વિષે કશુ સ્પષ્ટ કરેલુ નથી એવા લક્ષણવાળી કન્યાને અભાવે ગોભીલ પણ આશ્વલાયન માફક આઠ જગાએથી માટી લાવી આઠ ગોળા કરવાનુ કહે છે આઠ જગા આશ્વલાયનમા છે તેની તેજ છે પણ ક્રમમા જરાજ ફેરફાર છે યજ્ઞ વેદી, ખેતર, ખાબોચીયુ, ગાયની કોઢ, ચાર રસ્તા, જુગારખાન, સ્મશાન અને ઉજ્જડ જમીન વળી એક નવમો ગોળો આઠે જગાની માટી ભેગી કરી બનાવવાનુ એ લખે છે દરેક જગાનો ગોળો શેનો સૂચક છે તે વિષે ગોભીલે કશુ લખ્યુ નથી એ માત્ર એટલુજ કહે છે કે પહેલી ચાર જગામાથી એકનો ગોળો ઉપાડનાર કન્યાજ પસદ કરવી અને કહે છે કે કેટલાકના મત પ્રમાણે નવમો ગોળો પણ સારો ગણી શકાય એક ઠેકાણે ગોભીલ લખે છે કે કન્યા વર કરતા જુદા ગોત્રની હોવી જોઈએ અને એની માતાની સપિંડ ન હોવી જોઇએ ‘નગ્ન કન્યા’ શ્રેષ્ઠ ગણાય એમ એ માને છે એટલે સ્ત્રીત્વ પ્રાપ્ત થયુ ન હોય એવી કન્યા એમ અર્થ હશે હિરણ્યકેશિન્ પણ આ અભિપ્રાયને ટેકો આપે છે ગોત્ર એક ન હોવુ જોઈએ તેમજ કન્યા માત્ર પોતાનીજ જ્ઞાતિની હોવા ઉપરાંત પોતાનાજ દેશની હોવી જોઈએ એમ એનો મત છે

કન્યાનો પિતા માગુ કબુલ રાખે ત્યારે વરે યજ્ઞ કરવો એમ સાખ્યાયન લખે છે. કન્યાની પોતાની સમ્મતિ વિષે એકે ગૃહ્યસૂત્રમા

લખેલુ નથી તેથી ધારી શ ાય કે એની મંમનિ લેવામા આવતી નહિ હોય

યજ્ઞ પૂરો થયા પ છી લગ્ન વિધિ કરવામા આવતા સૌથી પ્રથમ વિવિધ પ્રકારની ઔષધિઓ ફૂળ અને સુગધિત પદાર્થો નાખેના જલથી કન્યાને એના પિતાના ઘરમા સ્નાન કરાવવામા આવતુ એમ સાખ્યાયન ગૃહ્યસૂત્ર ઉપરથી જણાય છે ગોભીલગૃહ્યસૂત્રમા નીતાક, જવ અને મીંગથી પાણીને સુગધિત કરવાનું લખ્યુ છે અને એમ પણ લખ્યુ છે કે કન્યાની કાઈ સખીએ એના ઉપર પાણી છાંટી આ પમાણે મત્ર ભણવો– હે કામ ! હું તારૂ નામ જાણુ છુ, તુ નામથી જ મદન (માદક) છે ' ખાદીર કન્યાને સ્નાન કરાવવાનું લખે છે પણ એ સ્નાનને વિધિરૂપ ગણ્યુ નથી બીજા સૂત્રકારોએ સ્નાન વિષે બીલકુલ લખ્યુ નથી

કન્યા સ્નાન કરી લે એટલે ચાર અથવા આઠ સ્ત્રીઓએ નૃત્ય કરવુ એમ માત્ર સાખ્યાયન લખે છે એ કાંઈ અગત્યનો વિધિ હોય એમ લાગતુ નથી કન્યાને નવુ રંગેલ કે ગેરૂ વસ્ત્ર પહેરાવવુ એમ પણ સાખ્યાયનજ કહે છે બીજા સૂત્રકારો વસ્ત્ર કેવુ હોવુ જોઈએ તે વિષે કશુ લખતા નથી સુવાસિનીઓને સાથે લઈ વરે કન્યાને ઘેર લગ્નવિધિ કરવા જવુ એમ પણ માત્ર સાખ્યાયન જ લખે છે વેદના સમયમા થતુ અને આજે પણ થાય છે તેમ લગ્નવિધિ કન્યાને ઘેર જ થતો હશે એમ માની શકાય કારણ કે જો કાઈ ફેરફાર હોય તો કોઈ સૂત્રકાર તો એ વિષે લખેજ લખ્યુ નથી તેનો અર્થ એજ કે એ તો સામાન્ય જ રીવાજ હતો એમ સમજવાનુ

કન્યાને ઘેર પહોંચીને તરત વર એને એક વસ્ત્ર ઉપહાર તરીકે આપે એ રીવાજ બહુ સામાન્ય હશે કારણ કે ઘણાખરા સૂત્રકારો એ વિષે લખે છે, અને કન્યાને એ વસ્ત્ર વરે પહેરાવવુ એમ પણ લગભગ બધા કહે છે

કન્યાને સાલુડીનુ રીસીળાયું આપવું, વરકન્યા અન્યોન્યને દર્પણ બતાવે વિગેરે વિધિઓ જે આજે પણ પળાય છે તે ગૃહ્યસૂત્રોના સમયથી ચાલ્યા આવે છે. સાખ્યાયને આ વિધિઓનુ વિસ્તારથી વર્ણન કર્યું છે. એ પ્રસગે ઉચ્ચારવાના વેદ મત્રો પણ એ આપે છે. "વિચાર એની શય્યાના ઓશીકા રૂપે હતો, દષ્ટિ એની આખોના અંજન રૂપે હતી" ઇત્યાદિ શબ્દો અભિષેક વખતે ઉચ્ચારવામા આવતા વર કન્યા બન્નેનો અભિષેક કરવામા આવતો કે બેમાથી એકનો તે વિષે કશુ લખેલુ નથી. ઓલ્ડનબર્ગ ધારે છે કે બન્નેનો અભિષેક કોઈ ત્રીજુ કરતુ. પારાસ્કર કહે છે કે બન્નેનો અભિષેક કરવો પણ કોણે કરવો તે સ્પષ્ટ કરેલુ નથી. ગોભીલ અને ખાદીર ગૃહ્યસૂત્રમા આ વિધિનો ઉલ્લેખ જ નથી. સાખ્યાયન અને પારાસ્કર બન્નેમા અભિષેક વખતે ઉચ્ચારવાનો ઋગ્વેદનો મત્ર એકજ છે— "વિશ્વના દેવો અને જલનિધિ આપણા હૃદયોનુ ઐક્ય સાધો" ઇત્યાદિ. કન્યાને સીસોળાયુ આપવુ, એના શરીર પર મધુકના ફૂલ બાધવા, વરકન્યાએ અન્યોન્યને આરસી દેખાડવી વિગેરે વિધિઓ માત્ર સાખ્યાયન ગૃહ્યસૂત્રમા આપેલા છે. આ છેલ્લા બે વિધિ વખતે ઉચ્ચારવાના જે વેદના મત્રો આપેલા છે તેમને એ વિધિ સાથે કશોજ સબધ નથી આરસી બતાવતી વખતે ઉચ્ચારવાનો મત્ર છે તેને તો લગ્નના કોઈ વિધિ સાથે કે લગ્ન સાથે પણ કોઇ પ્રકારનો સંબધ નથી. મત્રના શરૂઆતના શબ્દોને લીધે આ મત્રોને ભૂલમા વિવાહમત્રો ગણવામા આવ્યા છે +

હાલ આ બધા વિધિઓ કન્યાદાન વિધિ અને વિવાહહોમની વચ્ચે થાય છે. પરંતુ સાખ્યાયન ગૃહ્યસૂત્રમા વરના આવ્યા પછી તરત એટલે કન્યાદાન વિધિની પહેલા કરવા એમ લખ્યુ છે

ખાદીર અને આપસ્તબ માત્ર કન્યાના સ્નાન વિષેજ લખે છે. સાખ્યાયને આપેલા બીજા કોઈ વિધિ વિષે ઉલ્લેખ નથી

---

+ આ વિષે વિસ્તારથી વિવેચન પ્રકરણ ૨ મા કરેલુ છે.

લખેલુ નથી તેથી ધારી શકાય કે એની સમતિ લેવામા આવતી નહિ હોય

યજ્ઞ પૂરો થયા પછી લગ્ન વિધિ કરવામા આવતો સૌથી પ્રથમ વિવિધ પ્રકારની ઔષધિઓ, ફળ અને સુગંધિત પદાર્થો નાખેલા જલથી કન્યાને એના પિતાના ઘરમા સ્નાન કરાવવામા આવતુ એમ સાખ્યાયન ગૃહ્યસૂત્ર ઉપરથી જણાય છે ગોભીલગૃહ્યસૂત્રમા કહીતાક, જવ અને મીંગથી પાણીને સુગંધિત કરવાનુ લખ્યુ છે અને એમ પણ લખ્યુ છે કે કન્યાની કોઈ સખીએ એના ઉપર પાણી છાંટી આ પ્રમાણે મંત્ર ભણવો–" હે કામ ! હુ તારુ નામ જાણું છુ, તું નામથી જ મદન (માદક) છે " ખાદીર કન્યાને સ્નાન કરાવવાનુ લખે છે પણ એ સ્નાનને વિધિરૂપ ગણ્યુ નથી બીજા સૂત્રકારોએ સ્નાન વિષે બીલકુલ લખ્યુ નથી

કન્યા સ્નાન કરી લે એટલે ચાર અથવા આઠ સ્ત્રીઓએ નૃત્ય કરવુ એમ માત્ર સાખ્યાયન લખે છે એ કાંઈ અગત્યનો વિધિ હોય એમ લાગતુ નથી કન્યાને નવુ રંગેલુ કે કોરુ વસ્ત્ર પહેરાવવુ એમ પણ સાખ્યાયનજ કહે છે બીજા સૂત્રકારો વસ્ત્ર કેવુ હોવુ જોઇએ તે વિષે કશુ લખતા નથી યુવતિઓને સાથે લઈ વરે કન્યાને ઘેર લગ્નવિધિ કરવા જવુ એમ પણ માત્ર સાખ્યાયનજ લખે છે વેદના સમયમા થતુ અને આજે પણ થાય છે તેમ લગ્નવિધિ કન્યાને ઘેર જ થતો હશે એમ માની શકાય કારણ કે જો કાંઈ ફેરફાર હોય તો કોઈ સૂત્રકાર તો એ વિષે લખેજ લખ્યુ નથી તેનો અર્થ એજ કે એ તો સામાન્ય જ રીવાજ હતો, એમ સમજવાનુ

કન્યાને ઘેર પહોચીને તરત વર એને એક વસ્ત્ર ઉપહાર તરીકે આપે એ રીવાજ બહુ સામાન્ય હશે કારણ કે ઘણાખરા સૂત્રકારો એ વિષે લખે છે, અને કન્યાને એ વસ્ત્ર વરે પહેરાવવુ એમ પણ લગભગ બધા કહે છે

કન્યાને સાલુડીનું સીસોળીયું આપવું, વરકન્યા અન્યોન્યને દર્પણ બતાવે વિગેરે વિધિઓ જે આજે પણ પળાય છે તે ગૃહ્યસૂત્રોના સમયથી ચાલ્યા આવે છે. સાંખ્યાયને આ વિધિઓનું વિસ્તારથી વર્ણન કર્યું છે. એ પ્રસંગે ઉચ્ચારવાના વેદમંત્રો પણ એ આપે છે. "વિચાર એની શય્યાના ઓશીકા રૂપે હતો, દૃષ્ટિ એની આંખોના અંજન રૂપે હતી" ઇત્યાદિ શબ્દો અભિષેક વખતે ઉચ્ચારવામા આવતા. વર કન્યા બન્નેનો અભિષેક કરવામા આવતો કે બેમાથી એકનો તે વિષે કશુ લખેલું નથી. ઓલ્ડનબર્ગ ધારે છે કે બન્નેનો અભિષેક કોઈ ત્રીજુ કરતું. પારાસ્કર કહે છે કે બન્નેનો અભિષેક કરવો પણ કોણે કરવો તે સ્પષ્ટ કરેલુ નથી. ગોભીલ અને ખાદીર ગૃહ્યસૂત્રમા આ વિધિનો ઉલ્લેખ જ નથી. સાખ્યાયન અને પારાસ્કર બન્નેમા અભિષેક વખતે ઉચ્ચારવાનો ઋગ્વેદનો મંત્ર એકજ છે—"વિશ્વના દેવો અને જલનિધિ આપણા હૃદયોનુ ઐક્ય સાધો" ઇત્યાદિ. કન્યાને શીસોળીયુ આપવુ, એના શરીર પર મધૂકના ફૂલ બાધવા, વરકન્યાએ અન્યોન્યને આરસી દેખાડવી વિગેરે વિધિઓ માત્ર સાખ્યાયન ગૃહ્યસૂત્રમા આપેલા છે. આ છેલ્લા બે વિધિ વખતે ઉચ્ચારવાના જે વેદના મંત્રો આપેલા છે તેમને એ વિધિ સાથે કશોજ સંબંધ નથી. આરસી બતાવતી વખતે ઉચ્ચારવાનો મંત્ર છે તેને તો લગ્નના કોઈ વિધિ સાથે કે લગ્ન સાથે પણ કોઇ પ્રકારનો સંબંધ નથી. મંત્રના શરૂઆતના શબ્દોને લીધે આ મંત્રોને ભૂલમા વિવાહમંત્રો ગણવામા આવ્યા છે.+

હાલ આ બધા વિધિઓ કન્યાદાન વિધિ અને વિવાહહોમની વચ્ચે થાય છે. પરંતુ સાખ્યાયન ગૃહ્યસૂત્રમા વરના આવ્યા પછી તરત એટલે કન્યાદાન વિધિની પહેલા કરવા એમ લખ્યુ છે.

ખાદીર અને આપસ્તંબ માત્ર કન્યાના સ્નાન વિષેજ લખે છે. સાખ્યાયને આપેલા બીજા કોઈ વિધિ વિષે ઉલ્લેખ નથી.

+ આ વિષે વિસ્તારથી વિવેચન પ્રકરણ ૨માં કરેલું છે.

વિધિ કરવાની જગાએ વરને યોગ્ય સન્માનથી બેસાડયા પછી એને મધ માખણ ઇત્યાદિના મિશ્રણથી બનાવેલો મધુપર્ક આપવામા આવતો અને એના સન્માનાર્થે એક ગાયનો વધ કરવામા આવતો. ગોભીલ અને ખાદીર ગૃહ્યસૂત્રમા બધો વિધિ સમાપ્ત થયા પછી વરને અર્ધ્ય આપવાનુ લખ્યુ છે. પણ અર્ધ્ય એટલે મધુપર્ક કે શુ તે લખ્યુ નથી. આપસ્તંબ કહે છે કે મહેમાનોના માનમા વધ કરેલી ગાયના માંસમાથી આ અર્ધ્ય બનાવવું

કન્યા વરના હાથને સ્પર્શ કરે અને વર "મહાવ્યાહૃતિ" અને બીજા મંત્રો ભણી હોમ કરતો જાય "મહાવ્યાહૃતિ" એટલે કયા મંત્રો તે કોઈ સૂત્રકાર સ્પષ્ટ કરતા નથી માત્ર હિરણ્યકેશિન્ બીજા કેટલાક મંત્રો આપે છે જેમા અગ્નિનુ આહ્વાન કરી કન્યાનુ પિશાચોથી રક્ષણ કરવાની પ્રાર્થના છે

લગ્નવિધિમા હાલ મુખ્ય ગણાતા "હસ્તમેળાપ" વિષે બધા ગૃહ્યસૂત્રોમા લખેલુ છે પરંતુ બધા કન્યાનો હાથ 'ગ્રહણ' કરવો એમ લખે છે, હાથ સાથે હાથ મેળવવો એમ લખતા નથી બધાજ સૂત્રકારો કહે છે કે આ વિધિ વખતે કન્યાનુ મુખ પૂર્વ તરફ અને વરનુ પશ્ચિમ તરફ હોવુ જોઇએ એટલે વરકન્યા તે સામસામા બેસાડવામા આવતા હશે સાંખ્યાયન અને પારાસ્કર સિવાય બધા સૂત્રકારો કહે છે કે માત્ર પુત્રોની જ ઇચ્છા હોય તો કન્યાનો અંગુઠો જ ગ્રહણ કરવો, માત્ર પુત્રીઓની જ ઇચ્છા હોય તો આંગળીઓ અને પુત્ર પુત્રી બન્નેની આકાંક્ષા હોય તો આખો હાથ ગ્રહણ કરવો

પાણિગ્રહણ કરતી વખતે કયો મંત્ર ઉચ્ચારવો તે બાબત સૂત્રકારો એકમત નથી સાંખ્યાયન, આશ્વલાયન અને પારાસ્કર ઋગ્વેદનો મંત્ર "સારા ભાગ્ય માટે હું તારો હાથ મારા હાથમા ગ્રહણ કરૂ છુ" ઉચ્ચારવો એમ કહે છે ખાદીર ગૃહ્યસૂત્રમા કોઇ મંત્ર આપેલો નથી ગોભીલ કહે છે કે "હું તારો હાથ ગ્રહણ કરૂ છુ" એ શબ્દોથી શરૂ થતા મંત્રબ્રાહ્મણમાના છ મંત્રો બોલવા. હિરણ્ય

કેશિન્ સાખ્યાયન ઇત્યાદિ માફક ઋગ્વેદનોજ મંત્ર બોલવાનુ લખે છે પણ તે બોલતા પહેલા આ મંત્ર બોલવો એમ કહે છે "સરસ્વતી ! આ અમારા કાર્યને સહાયતા કરજે. તુ કૃપાળુ છે, મણિવિભૂષિત છે, તારી અમે સૌથી પ્રથમ સ્તુતિ કરીએ છીએ." આપસ્તબના અભિપ્રાય અનુસાર મત્રપાઠમાના "હુ તારો હાથ ગ્રહણ કરૂ છુ" ઇત્યાદિ ચાર મંત્રો પાણિગ્રહણ વિધિ વખતે ઉચ્ચારવા જોઇએ.

કન્યાનો હાથ ગ્રહણ કર્યા પછી વર આ પ્રખ્યાત મત્ર બોલતો–"આ હુ છુ, તું તે છે તે તુ છે, હુ આ છુ. હુ સ્વર્ગ છુ, તું પૃથ્વી છે. તુ ઋક્ છે, હું સામ છુ. તેથી તુ મારા પ્રત્યે એક નિષ્ઠ થઇ રહેજે આપણે વિવાહ કરીએ, અને પ્રજા ઉત્પન્ન કરીએ. આપણે ઘણા પુત્ર ઉત્પન્ન કરીએ, જે વૃદ્ધાવસ્થા પામજો." આશ્વલાયનના મત મુજબ અગ્નિની પ્રદક્ષિણા કરતી વખત આ મત્રનો ઉચ્ચાર કરવાનો છે, અને મત્ર બોલ્યા પછી "પ્રેમાક્ત, તેજસ્વી, આનદમય થઈ આપણે સો શરદ ઋતુ જીવીએ," એ શબ્દો બોલવા એમ એ કહે છે હિરણ્યકેશિનના મત પ્રમાણે મંત્ર પાણિગ્રહણ કર્યા પછી તરત બોલવો, અને તે વખત વરકન્યા બન્નેએ પશ્ચિમ તરફ મુખ કરવુ. આ મત્ર ઉપરાત બીજા પાચ મત્ર પણ તેજ વખતે બોલવા માટે હિરણ્યકેશિન્ના ગૃહ્યસૂત્રમા આપેલા છે. આ મત્રો ઋગ્વેદ અને અથર્વવેદના વિવાહમત્રમાના મત્રોને બહુજ મળતા છે. સાખ્યાયન, આશ્વલાયન અને હિરણ્યકેશિન્ સિવાય બીજા સૂત્રકારો આ મત્ર સબધી કશુ લખતા નથી.

બધા સૂત્રોમા અશ્મારોહણ વિધિ આપેલો છે ગોભીલ અને ખાદીર કહે છે કે કન્યાની માતા કે ભાઈએ કન્યાને પથ્થર પર પગ મૂકવા કહેવું બાકીના બધાના મત પ્રમાણે વરે જ કન્યાનો પગ લઇ મૂકાવવો સાખ્યાયન, આશ્વલાયન, પારાસ્કર અને હિરણ્યકેશિન્ એ સર્વમા અશ્મારોહણનો મત્ર એકજ છે–"આવ, આ અશ્મ (પથ્થર)

ઉપર પગ મૂક. એ અશ્મ જેવી દૃઢ થજે. શત્રુઓને પગ નીચે દાબી દે; શત્રુઓ ઉપર વિજય મેળવ." બાકીના સૂત્રકારો તો મંત્ર બ્રાહ્મણ માંથી "આ અશ્મ ઉપર પગ મૂક" ઇત્યાદિ મંત્ર ભણવો એટલુંજ લખે છે.

લગ્નનો મોટામાં મુખ્ય વિધિ અગ્નિની પ્રદક્ષિણા હતો. બધા ગૃહ્યસૂત્રોમાં એ આપેલો છે. વિધિ માટે ખાસ પ્રકટાવેલા અગ્નિની આસપાસ વર કન્યાને પ્રદક્ષિણા કરાવે છે. બન્નેનો જમણો હાથ અગ્નિ તરફ હોવો જોઇએ. સાંખ્યાયન અને પારાસ્કર ચાર વખત અને બાકીના સૂત્રકારો ત્રણજ વખત પ્રદક્ષિણા કરવાનું લખે છે. દરેક પ્રદક્ષિણા ફરતી વખતે કન્યાના હાથમાં ઘી લગાડી એનો ભાઇ ડાંગરની ધાણિ (લાજા) આપે છે અને કન્યા એની અગ્નિમાં આહુતિ આપે છે. હિરણ્યકેશિન્ અને આપસ્તંબનાં સૂત્રમાં વરે ઘી લગાડવાનુ લખ્યુ છે.

આ વિધિ વખતે ઉચ્ચારવાના મંત્ર બાબત સૂત્રકારોના મત ભિન્ન ભિન્ન છે. સાંખ્યાયનનો મંત્ર આ મુજબ છે—"અગ્નિની આહુતિ આપતી આ સ્ત્રી પ્રાર્થના કરે છે, "મારાં સંબંધીઓનું હું કલ્યાણ કરૂં. મારો પતિ દીર્ઘાયુ થાઓ. સ્વાહા!" આશ્વલાયન "આ હું છુ, તે તું છે" ઇત્યાદિ મંત્ર એ વખતે બોલવાનું લખે છે. આખા વિધિ વખતે ઉચ્ચારવાના મંત્રોની એક લાંબી નામાવલિ પારાસ્કર ગૃહ્યસૂત્રમાં આપેલી છે. કન્યા લાજાહોમ કરે તે વખતે વરે એમાંના આ બે મંત્રો બોલવાનુ એમાં લખેલું છે—"લાજા હોમતા આ સ્ત્રી આ પ્રમાણે પ્રાર્થના કરે છેઃ 'મારો પતિ દીર્ઘાયુ થાઓ; મારા સંબંધીઓનો અભ્યુદય થાઓ. સ્વાહા'" "અગ્નિમાં આ અન્ન હું હોમું છુ. એથી તારો ઉત્કર્ષ થાઓ અને એ મને તારી સાથે સંલગ્ન કરો. અગ્નિ આપણી આ ઇચ્છા પરિપૂર્ણ કરો."

તે પછી વર એક ગીત ગાય છે જે આ મતલબનુ છે—"હે-સરસ્વતી! અમારા આ સમારંભને સહાયતા કરો! અમે

અર્વદા તારુ સ્તવન મૌર્યા પ્રથમ કરીએ છીએ. તારામાજ તત્વ ઉત્પન્ન થએલુ છે. તારામાજ મમસ્ત વિશ્વ વસેલુ છે, સ્ત્રીના મર્વોત્તમ મહિમારૂપ મગીન હુ આજે ગાઈશ"

આ મગીત પછી વરકન્યા અગ્નિની પ્રદક્ષિણા કરે છે, અને તે વખતે વર આ મુજબ મત્રોચ્ચાર કરે છે. "આદિ કાલમા સૂર્યાને સ્વારી મહિત તારી આમપામ પ્રદક્ષિણા કરાવી હતી હે અગ્નિ! પુત્રમહિત પત્ની પતિને પાછી આપજે."

લાજાહોમથી શરૂ થતો આખો વિધિ ચાર વખત કરવામા આવતો

ખાદીર ગૃહ્યસૂત્રમા કોઇ મત્રો આપેલા નથી પરતુ આહુતિ આપતી વખતે મત્રબ્રાહ્મણમાના અમુક મંત્રો બોલવાનુ લખેલુ છે, ત્રીજી આહુતિ આપ્યા પછી અગ્નિ પ્રદક્ષિણા કરવી એમ લખ્યુ છે. ગોભીલ પણ ખાદીરમા સૂચવેલા મત્રોજ ઉચ્ચારવાનુ લખે છે.

હિરણ્યકેશિન્ કહે છે કે કન્યાને આહુતિ અપાવતી વખતે વરે આ મત્ર બોલવો—" અગ્નિમા લાજા હોમતી આ સ્ત્રી આ પ્રમાણે પ્રાર્થના કરે છે 'મારો પતિ દીર્ઘાયુ થાઓ મારા મબધીઓનો અભ્યુદય થાઓ સ્વાહા' અને અગ્નિની પ્રદક્ષિણા કરતી વખતે આ મત્ર બોલવો "સર્વ શત્રુઓની વચ્ચે થઈને અમે તારા પ્રત્યે આવવાનો માર્ગ પાણીના વ્હેણમાથી આવતા હોઇએ તેમ સોધી કાઢવા સમર્થ થઇએ"

આપસ્તબે લાજાહોમ કે અગ્નિની પ્રદક્ષિણા કરતી વખતે ઉચ્ચારવાના મત્રો આપ્યા નથી પરતુ મત્રપાઠમાના અમુક મંત્રો ઉચ્ચારવા એટલુજ લખ્યુ છે.

આ વિધિ પછી સપ્તપદીનો બહુ અગત્યનો વિધિ આવે છે. દરેક ગૃહ્યસૂત્રમા એનુ વર્ણન છે કન્યાને વર ઇશાન ખુણા તરફ સાત પગલા ચલાવે છે. સાખ્યાયન કોણ પગલા ભરાવે તે વિષે કશુ

લખ્યું નથી. પરંતુ ઓલ્ડનબર્ગ એ સૂત્ર પર ટીકા કરતાં લખે છે કે બહુધા પુરોહિત જ ભરાવતો હશે. પણ બાકીના બધાજ સૂત્રકારો લખે છે કે વરે પગલા ભરાવવા, અને તેજ ખરૂં હશે. આ વિધિ માટે સાંખ્યાયનનો મંત્ર આ પ્રમાણે છે "વનસ્પતિ–દૂધ માટે પહેલુ પગલું (ભર); રસ માટે બીજું પગલું; દ્રવ્ય સમૃદ્ધિ માટે ત્રીજું; સુખ માટે ચોથું; પશુધન માટે પાચમું; ઋતુઓ માટે છઠ્ઠું; સાતમે પગલે સહચરી થા." આશ્વાલાયન પણ આજ મંત્ર આપે છે. માત્ર પાચમું પગલું પશુધન બદલે સંતતિ માટે ભરવાનું કહેલું છે. મંત્રને અંતે એ આટલા શબ્દો ઉમેરે છે–" મારા પ્રત્યે એકનિષ્ઠાવાળી થા. આપણે ઘણા પુત્રો પામીએ,જે દીર્ઘાયુ થાઓ." પારાશ્કરનો મંત્ર સાંખ્યાયન જેવોજ છે. પણ એ દરેક પગલે "વિષ્ણુ તને માર્ગ બનાવો" એ શબ્દો બોલવા એટલું ઉમેરે છે. હિરણ્યકેશિન્ પણ દરેક પગલે વિષ્ણુ તારી પાછળ આવો એ શબ્દો ઉમેરવાનું લખે છે. એના સૂત્રમા ત્રીજુ પગલું વ્રત માટે અને છઠ્ઠું દ્રવ્ય સમૃદ્ધિ માટે, છે. વળી સાતમું પગલું સહચરી–થવા માટે નહિ પણ સાત પ્રકારનું હોતૃત્વ પ્રાપ્ત કરવા માટે છે. આપસ્તંબ ગૃહ્યસૂત્રમા સપ્તપદી અગ્નિ પ્રદક્ષિણાની પહેલા આવે છે. બાકીના બધા સૂત્રોમા પ્રદક્ષિણાની પછી આવે છે. હાલ ચાગરની સાત ઢગલીઓ કરી તેના ઉપર સાત પગલા ભરવાનો રીવાજ છે તે પ્રમાણે કરવાનું કોઇ પણ ગૃહ્યસૂત્રમા લખેલું નથી, એ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે.

સપ્તપદી એ છેલ્લોજ વિધિ છે એ થઇ જાય એટલે પુરોહિતને દક્ષિણા આપી વિદાય કરવામા આવે છે. ત્યાર પછી કન્યાને સાસરે લઇ જવામા આવે છે. કન્યાને વિદાય કરવાનો વિધિ માત્ર સાંખ્યાયનેજ વિસ્તારથી વર્ણવેલો છે વેદમાના કેટલાક મંત્રો એ વખતે ઉચ્ચારવાનુ એ લખે છે. કન્યા પિતાના ઘરમાથી બ્હાર આવે ત્યારે ઋગ્વેદનો 'વરુણના પાશમાથી હું તને છોડવું છું', ઇત્યાદિ મંત્ર ભણવાનુ લખ્યુ છે. કન્યા એ વખતે જો રડવા માંડે તો "જીવતી

છતા એને માટે રુદન કરે છે" એ મંત્ર બોલવાનું લખેલું છે—આ પછી કન્યા રથની ધરી પર ઘી લગાડે છે અને ઋગ્વેદનો "એમણે સારૂ ભોજન કર્યું, મદિરા પીધી" ઈત્યાદિ મંત્ર બોલે છે. રથના બન્ને પૈડાની પૂજા કરતી વખતે બીજા બે મંત્ર "તારા ચક્ર પવિત્ર છે" અને "તારા બે ચક્રો" ઇત્યાદિ બોલે છે. રથને જોડવાના બન્ને બળદની પણ કન્યા પૂજા કરે છે. અને વેદના મંત્રો ભણતા ભણતા વરકન્યા બન્ને મળી બળદો રથમા જોડે છે. રથમા બેસી જતા જતા પણ બન્ને ઋગ્વેદના મંત્રો બોલતા જાય છે આપસ્તંબ કહે છે કે રથ તૈયાર કરતી વખતે મંત્રપાઠમાના અમુક મંત્રો બોલવા અને રસ્તે જતા નહાવાના ઘાટ, સ્તંભ, કે ચાર રસ્તા આવે ત્યારે એમાના જ બીજા મંત્રો બોલવા વળી રથને બદલે નૌકામા મુસાફરી કરવાની હોય ત્યારે જુદા મંત્રો બોલવાનુ લખે છે બીજા સૂત્રકારો આ વિધિ વિષે ટુકાણમા જ લખે છે

વરને ઘેર વરકન્યા આવી પહોચે ત્યારે પણ કેટલાક વિધિ થતા. પારસ્કર અને ગોભીલ સિવાયના બધા સૂત્રકારો કહે છે કે બળદનુ ચામડું લઇ પૂર્વ તરફ એનુ મ્હો આવે અને વાળ ઉપરની તરફ રહે એવી રીતે પાથરી તેના ઉપર કન્યાને બેસાડવી અને એણે મૌનવ્રત ધારણ કરવુ. સાખ્યાયન કહે છે કે કન્યા ત્યા બેઠી હોય તે દર્મિયાન વરે અગ્નિ, વાયુ, સૂર્ય અને ચંદ્ર, એ દરેકને એકેક આહુતિ આપી યજ્ઞ કરવો આશ્વલાયન પણ યજ્ઞ કરવાનુ લખે છે પણ કયા દેવોની પૂજા કરવી તે લખેલુ નથી આ યજ્ઞ કરતી વખતે ઋગ્વેદના વિવાહમંત્રમાથી કેટલાક મંત્રો (ઋગ્વેદ ૧૦, ૮૫, ૪૩ ૪૪, ૪૫, ઇત્યાદિ) બોલવાનુ પણ લખે છે. એ મંત્રોમા કન્યાને આશીર્વાદ આપતા વચનો છે. ગોભીલગૃહ્યસૂત્ર અનુસાર આકાશમા તારા નીકળતા સુધી કન્યાએ ચામડા ઉપર બેસી રહેવુ અને તારા નીકળ્યાના સમાચાર કોઇ લાવે ત્યારે જ વરે યજ્ઞ કરવો મંત્ર બ્રાહ્મણમાના અમુક છ મંત્રો બોલી છ આહુતિ આપવી, અને

વધેલી આહુતિ કન્યાના માથા ઉપર નાખતા જવું એમ પણ એ ગૃહ્યસૂત્રમા લખેલુ છે. હિરણ્યકેશિન્ યજ્ઞ કરવાનુ બીનકુલ લખતો નથી પણ કન્યાને પાછળ રાખી વરે પણ ચામડા ઉપર બેસવુ અને બન્નેએ તારા નીકળતા સુધી મૌનવ્રત ધારણ કરવુ એટલુ જ લખે છે. યજ્ઞ કરી આહુતિ આપવી, પણ કેટલી આપવી કે કયા દેવને આપવી તે સંબંધી કશુ લખ્યુ નથી

કન્યા ચામડા ઉપર બેઠેલી હોય ત્યારે એના ખોળામા એક નાના છોકરાને બેસાડવાનુ સાંખ્યાયન, ગોભીલ અને આપસ્તમ્બ લખે છે સાંખ્યાયનના મત પ્રમાણે છોકરો માતા અને પિતા બન્ને તરફથી કુળવાન કુટુમ્બનો હોવો જોઇએ. આપસ્તંબના અભિપ્રાય મુજબ જે સ્ત્રીને માત્ર પુત્રો જ જન્મ્યા હોય અને તે બધા જીવતા હોય તેનો જ છોકરો બેસાડવો જોઇએ. કન્યાને પુત્રપ્રાપ્તિ થાય એ હેતુથી જ આ વિધિ કરવામા આવતો હતો હશે.

આકાશમા તારા દેખાય એટલે વરકન્યા ચામડા ઉપરથી ઉઠે છે અને વર કન્યાને ધ્રુવનો તારો દેખાડે છે. આ વિધિ દરેક સૂત્રકારે જુદી જુદી રીતે વર્ણવેલો છે. એ વખતે બોલવાનો મંત્ર પણ બધામા એક નથી આશ્વલાયન ધ્રુવના તારા ઉપરાંત અરુંધતી અને સપ્તર્ષિ જોવાનુ લખે છે પણ વરે દેખાડવા એમ લખતો નથી. તારો જોયા પછી કન્યાએ મૌન ભંગ કરવુ એમ ઘણાખરા સૂત્રકારો લખે છે. હિરણ્યકેશિને વિધિ બહુ લંબાણથી આપેલો છે. ધ્રુવ ઉપરાંત વરે ચારે દિશાની અને સપ્તર્ષિની પૂજા કરવાનું લખેલુ છે. ધ્રુવના તારાની અનેકાનેક વિશેષણો અને ઉપમાઓથી સ્તુતિ કરેલી છે. છેવટે વર પોતાના કલ્યાણ અને શત્રુઓના વિનાશની યાચના કરે છે.

ગૃહ્યસૂત્રો અનુસાર લગ્ન પછી ચોથા દિવસનો વિધિ થાય ત્યા સુધી વિવાહ સંપૂર્ણ થયો ગણાય નહિ. માત્ર આશ્વલાયન ગૃહ્યસૂત્રમા એ વિધિ વિષે કઈ લખેલુ નથી. ઘણાખરા સૂત્રકારોએ એ વિધિ વખતે યજ્ઞ કરી અગ્નિ, વાયુ, સૂર્ય, અર્યમન્, વરુણ, પૂષન્ અને

પ્રજાપતિ એ સર્વ દેવોને આહુતિ આપવાનુ લખેલુ છે દરેક વખતે આહુતિ આપ્યા પછી વધેલુ ઘી એક વાસણમા નાખવામા આવે છે એ વાસણમાથી લઈ કન્યાના માથા ઉપર નાખવાનુ બે સૂત્રકારો લખે છે અને બાકીના કન્યાને એનાથી સ્નાન કરાવવાનુ લખે છે આ વિધિ વખતે બોલવાનો મંત્ર માત્ર પારસ્કર ગૃહ્યસૂત્રમા આપેલો છે–" તારામા જે અનિષ્ટ તત્વ રહેલુ છે, જે તારા પતિ, બાળકો અને પશુઓનુ મૃત્યુ આણનાર છે, ગૃહનો, કીર્તિનો વિનાશ કરનારુ છે, તેને બદલીને હુ તારા આશ્રનુ મૃત્યુ લાવનાર બનાવી દઉ છુ આ રીતે તુ મારી સાથે વૃદ્ધાવસ્થા સુધી રહે ' આપસ્તંબ ગૃહ્યસૂત્ર પ્રમાણે આહુતિ આપ્યા પછી વરકન્યા અન્યાન્યના સામુ જુએ છે અને વર વધેલુ આજ્ય (ઘી) પોતાના અને કન્યાના હૃદયપ્રદેશ ઉપર લગાડે છે

બધા જ સૂત્રકારો કહે છે કે કન્યા વરના ઘરમા રહે છતા ચોથા દિવસનો વિધિ થતા સુધી વરકન્યાએ બ્રહ્મચર્ય પાળવુ

ગૃહ્યસૂત્રોમા વર્ણવેલા વિવાહવિધિનુ એક ખાસ લક્ષણ એ છે કે આખા વિધિમા કન્યાને કાર્યકારક (active) ભાગ ભાગ્યે જ લેવાનો નથી એને કોઈ મંત્રો બોલવાના નથી વરની મદદ વિના એક પણ ક્રિયા કરવાની નથી કન્યાદાન વિધિ વખતે પિતા એનુ દાન આપે છે તે ઉપરથી જણાય છે કે સ્વેચ્છાનુસાર પરણવાને એ શક્તિમાન્ ન હતી 'કન્યાદાન' એ શબ્દથી જ જણાય છે કે કોઈ સામાન્ય વસ્તુની માફક કન્યાનુ પણ દાન થઈ શકતુ અગ્નિની પ્રદક્ષિણા કરતી વખતે વર એને દોરે છે, બન્ને સાથે ફરતા નથી લાજા હોમ સમયે કન્યાનો ભાઈ એના હાથમા આહુતિ આપે છે અને વર હાથ પકડીને એ આહુતિ અગ્નિમા નખાવે છે કન્યાએ આ પ્રસંગે કરવાની પ્રાર્થના પણ એના વતી વર જ બોલે છે અશ્મારોહણ અને સપ્તપદીના વિધિઓ વખતે વર જ કન્યાને ચલાવે છે સમસ્ત વિધિ દરમિયાન કન્યા પોતાની કોઈ પણ ઇચ્છા શક્તિ દાખવ્યા

સિવાય પિતા, પતિ અને પુરોહિત એ ત્રિપુટીના ઠરાવ્યા પ્રમાણે કાર્ય કરે છે ધ્રુવનો તારો જોવાના વિધિ સમયે પણ કન્યાએ બોલવાની પ્રાર્થના એને બદલે વર જ બોલે છે

ગોભીલ અને હિરણ્યકેશિન્ સિવાય કોઈ સૂત્રકારો લગ્ન વખતે વર અને કન્યાની ઉંમર કેટલી હોવી જોઈએ તે વિષે બીલકુલ લખતા નથી વિવાહ કરતા પહેલા વરે વેદાભ્યાસ પૂરો કરેલો હોવો જોઈએ એ બાબત તો બધા જ સૂત્રકારો એકમત છે એટલે વરની ઉંમર લગ્ન વખતે આશરે ચોવીસ વર્ષ હશે ગોભીલ અને હિરણ્યકેશિન્ના મત પ્રમાણે નગ્ન કન્યા પસંદ કરવી જોઈએ, એટલે કન્યા સ્ત્રીવેશમા આવેલી ન હોવી જોઈએ આટલી નાની ઉંમરની કન્યા જવાબદારી સમજી લગ્નવિધિમા ભાગ લે એ અશક્યજ છે અને તેથી વિધિમા કન્યાએ પિતા, પતિ અને પુરોહિતે નિર્દેશ કર્યા મુજબ ક્રિયાઓ કર્યા કરવાની વ્યવસ્થા છે તેમા આશ્ચર્યકારક કશુજ નથી

અત્યાર સુધી લગ્નનુ એક સામાજિક સસ્થા તરીકે નિરીક્ષણ કર્યું અને નિયમબદ્ધ મર્યાદામે માન્ય કરેલી વસ્તુ તરીકે સ્મૃતિઓએજ ગણ્યુ છે ધર્મસૂત્રોમા ક્યા ક્યા લગ્નના પ્રકાર કાયદેસર ગણાય તે જણાવ્યુ છે ખરૂ પરતુ એ સબધમા સ્મૃતિઓ જેટલી વ્યાપક ચર્ચા કરતી નથી જુદા જુદા સ્મૃતિકારો લગ્ન વિષયમા ભિન્ન ભિન્ન મત ધરાવે છે આતરજાતિય લગ્ન અને કન્યાના લગ્નવય સબધમા કેટલીક વાર એકનો એક સ્મૃતિકાર પરસ્પરવિરોધી અભિપ્રાયો દર્શાવે છે

લગ્નના સુવિખ્યાત આઠ પ્રકારનુ બધા સ્મૃતિકારોએ વિગતવાર વર્ણન કર્યું છે આ આઠ પ્રકાર સ્મૃતિઓના સમયમા પોતાના અમુક સ્વરૂપમા સ્થાન લઈ ચૂક્યા હોય એમ લાગે છે બધી સ્મૃતિઓમા એ આઠનો ક્રમ એકનો એક નથી મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા આ પ્રમાણે ક્રમ છે—બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાધર્વ, રાક્ષસ અને પૈશાચ નારદસ્મૃતિમા આ મુજબ છે—બ્રાહ્મ, પ્રાજા

પત્ય, આર્ષ, દૈવ, ગાંધર્વ, આસુર, રાક્ષસ અને પૈશાચ. મનુસ્મૃતિમાંના પહેલા ચાર પ્રકાર વિધિસહિત થતા વિવાહ હતા અને પાછલા ચારમાં વિધ થતો નહિ. પારાશર મનુ અને નારદ બન્નેનો ક્રમ આપે છે પણ એમાંથી કયો ખરો ક્રમ તે બાબત કશું લખ્યુ નથી.

જુદા જુદા પ્રકારોનું વર્ણન લગભગ બધી સ્મૃતિઓમાં સરખું જ છે. મનુએ બ્રાહ્મવિવાહનું લંબાણથી વર્ણન કર્યું છે—"વેદાભ્યાસ કરેલો સચ્ચારિત્ર્યવાન્ માણસ જેને (કન્યાના) પિતાએ આમંત્રણ આપી બોલાવ્યો હોય તેને, કન્યા અલંકારથી શણગારી, ઉપહારોથી વિભૂષિત કરી દાનમાં આપવી તેનું નામ બ્રાહ્મવિવાહ". યાજ્ઞવલ્કય એટલુંજ કહે છે કે "પિતાની શક્તિ અનુસાર કન્યાને શણગારી દાન કરવું તેનુ નામ બ્રાહ્મવિવાહ" નારદસ્મૃતિનું વર્ણન મનુસ્મૃતિ જેવું જ છે. પરંતુ વરે વેદાભ્યાસ કરેલો હોવો જોઇએ એ લખેલું નથી.

સત્ર કરાવનાર પુરોહિતને કન્યા આપવામા આવે તે દૈવ વિવાહ કહેવાતો. કન્યાને અલંકાર પહેરાવવા જોઇએ એમ મનુ કહે છે.

મનુસ્મૃતિમા આર્ષ વિવાહનુ વર્ણન આ પ્રમાણે છે—"ધર્મશાસ્ત્રના અનુસરણ માટે વર પાસેથી ગાય અને બળદની એક અથવા બે જોડ લઈ પિતા નિયમ પ્રમાણે કન્યા આપે તે આર્ષ વિધિ કહેવાય છે." યાજ્ઞવલ્કયમાં પણ ગાય અને બળદ લેવાનુ લખ્યુ છે પણ શા કારણસર લેવા તે મનુ પેઠે જણાવ્યુ નથી. નારદસ્મૃતિમા લખ્યા મુજબ ગાય અને બળદ ઉપરાત કન્યાના પિતાને વર તરફથી પોશાક પણ મળે છે.

મનુ અને નારદ બન્ને કહે છે કે કન્યાનો પિતા નવયુગલને "તમે બન્ને માથે રહી તમારો ધર્મ બજાવો" એમ કહે તે પ્રાજાપત્ય વિવાહ કહેવાય છે. યાજ્ઞવલ્કયમા પણ એજ પ્રમાણે છે, પણ વધારામાં એટલું લખેલું છે કે જે પુરુષે કન્યાનુ માગું કર્યું હોય તેનેજ કન્યા આપવી.

આસુર વિવાહમાં કન્યાના પિતાને દ્રવ્ય આપી સંતોષવા પડીજ કન્યા પ્રદાન કરવામાં આવતી મનુસ્મૃતિમાં કન્યાને પોતાને પણ દ્રવ્ય આપવાનું લખ્યું છે

ગાંધર્વવિવાહ તે માત્ર વરકન્યાની પરસ્પર સંમતિથી થતો વિવાહ છતે મનુનો અભિપ્રાય એવો છે કે આ વિવાહનો હેતુ શારીરિક સંબંધ છે

મનુસ્મૃતિમાં રાક્ષસ વિવાહનું વર્ણન આ પ્રમાણે છે—કન્યાના સબંધીઓને મારી નાખી અથવા ઘાયલ કરી, એમના ઘરના બારણું તોડી રડતી કકળતી કન્યાને જબરજસ્તીથી ઉપાડી જવી તે રાક્ષસ વિવાહ' યાજ્ઞવલ્ક્ય એટલુંજ કહે છે કે યુદ્ધ કરી હરણ કરવું તે રાક્ષસ વિવાહ નારદસ્મૃતિમાં "બળાત્કારે હરણ કરવું તે" એટલુંજ વર્ણન છે

પૈશાચ વિવાહને "વિવાહ" ભાગ્યેજ કહી શકાય નારદ અને મનના મત મુજબ નિદ્રા અથવા નિશાથી બેશુદ્ધ થએલી કન્યા ઉપર બળાત્કાર કરવો તે પૈશાચ વિવાહ કહેવાય યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં "છેતરપીંડીથી ઉપાડી જવું" એ મુજબ વ્યાખ્યા આપેલી છે

લગ્નના આ આઠ પ્રકારના ગુણદોષ વિષે મનુ અને યાજ્ઞવલ્ક્યના વિચાર લગભગ એકજ છે બ્રાહ્મલગ્નથી ઉત્પન્ન થએલો પુત્ર દશ પૂર્વજો અને દશ વંશજોનો તેમજ પોતાનો એટલે એકવીસ પેઢીનો ઉદ્ધાર કરે છે દૈવ લગ્નથી થએલો પુત્ર સાત પૂર્વજો અને સાત વંશજોનો, આર્ષ લગ્નથી થએલો ત્રણ ત્રણનો, અને પ્રાજાપત્યથી થએલો બન્ને તરફ ૭ ૭ પેઢીનો ઉદ્ધાર કરે છે પાછળના માત્ર મનુનો અભિપ્રાય ટાંકી બતાવે છે અને નારદ સ્મૃતિમાં એ વિષે કહ્યું નથી

વિવાહના વિવિધ પ્રકારોની યોગ્યાયોગ્યતા વિષે સ્મૃતિકારો પોતાનાજ ગ્રંથમાં પરસ્પરવિરોધિ અભિપ્રાયો દર્શાવે છે મનુ પ્રથમ કહે છે કે પહેલા ૭ પ્રકાર બ્રાહ્મણો માટે યોગ્ય છે, છેલ્લા ચાર ક્ષત્રિયો માટે અને વૈશ્યો તેમજ શૂદ્રો માટે આસુર, ગાંધર્વ અને

પૈશાચ યોગ્ય છે. પરંતુ તરત બીજાજ શ્લોકમાં કહે છે કે ઋષિઓ માને છે કે બ્રાહ્મણો માટે પહેલા ચાર પ્રકાર, ક્ષત્રિયો માટે રાક્ષસ વિવાહ, અને વૈશ્યો તેમજ શૂદ્રો માટે આસુરવિવાહ યોગ્ય છે. પરંતુ વળી કહે છે કે એનો પોતાનો મત તો એવો છે કે ધર્મ-શાસ્ત્રોમાં પાંચમાંથી ત્રણ વિવાહને કાયદેસર ગણ્યા છે. અને પૈશાચ અને આસુર ગેરકાયદેસર ગણ્યા છે અને કદિ પણ એનું અનુસરણ કરવું જોઇએ નહિ. પ્રથમ આપેલા અભિપ્રાય કરતાં આ તદ્દન જુદોજ મત છે. આગળ જતાં વળી મનુ કહે છે કે ક્ષત્રિયોને માટે ગાંધર્વ અને રાક્ષસ વિવાહ યોગ્ય છે. આમ એનો સાચો અભિપ્રાય શો છે તે જાણવું અશક્ય છે.

નારદ પોતાનો મત થોડા પણ સ્પષ્ટ શબ્દોમાં આપે છે. એના મત પ્રમાણે પહેલા ચાર પ્રકાર કાયદેસર છે અને છેલ્લા ત્રણ ગેરકાયદેસર છે. ગાંધર્વવિવાહના સંબંધમાં એ કહે છે કે એ પ્રકાર બધી જ્ઞાતિઓ માટે સામાન્ય છે.

પારાશરસ્મૃતિમાં ભિન્ન ભિન્ન અભિપ્રાયો દર્શાવેલા છે. શરૂઆતમાં મનુસ્મૃતિમાંથી ઉતારો કરી લખેલું છે કે પહેલા ૭ પ્રકાર બ્રાહ્મણો માટે, છેલ્લા ચાર ક્ષત્રિયો માટે અને એજ ચારમાંના રાક્ષસ સિવાયના ત્રણ વૈશ્યો અને શૂદ્રો માટે યોગ્ય છે. પણ પછીથી અભિપ્રાય ફેરવીને લખેલું છે કે માત્ર બ્રાહ્મ, દૈવ અને પ્રાજાપત્ય કાયદેસર છે. આર્ષવિવાહમાં વર પાસેથી કન્યાનો પિતા ગાય અને બળદ ગ્રહણ કરે એ પણ એક પ્રકારનો કન્યાવિક્રય જ ગણાય અને તેથી તે ગેરકાયદેસર વિવાહજ કહેવાય એમ પરાશર ગણે છે. કન્યા વિક્રય ગેરકાયદેસર વિવાહ છે એ સિદ્ધ કરવા એ કાત્યાયનમાંથી અવતરણ કરે છે કે—"પૈસાથી ખરીદેલી સ્ત્રી પત્ની કહેવાય નહિ. દેવોને કે પિતૃઓને માટે કરેલા યજ્ઞમાં ભાગ લેવા એવી સ્ત્રી યોગ્ય નથી. એ દાસી જ ગણાય." પરાશરની માન્યતા એવી છે કે આસુર વિવાહ પેઠે આર્ષ પણ દોષમય છે, જોકે આસુર આર્ષ કરતાં ઉત-

રતો છે એમ તો એ માને છે એક ઠેકાણે એ કહે છે કે પૈશાચ અને આસુરવિવાહને આપત્તિધર્મ તરીકે પણ ગ્રહણ નજ કરવા જોઇએ પરતુ બીજી જગાએ કહે છે કે બીજા કોઇ પ્રમારના વિવાહને અભાવે બ્રાહ્મણો પણ પૈશાચવિવાહ કરી શકે, અને એ મતના ટેકામા વત્સનનો મત ટાકે છે બૌધાયન અને દેવલનો મત પણ ઉતારીને પરાશર સિદ્ધ કરી બતાવે છે કે ગાધર્વ અને બીજા ગેર કાયદેસર ગણાતા વિવાહમા પણ જો અગ્નિ સમક્ષ વિધિ કરવામા આવે તો તે કાયદેસર બને છે

આવા વિવિધ અને પરસ્પરવિરોધિ મતવ્યો હોવાથી વિવાહના કયા પ્રકાર માન્ય ગણાતા અને કયા નહિ તે નક્કી કરવુ અશક્ય છે કદાચ એમ માની લઇએ કે મૂળ સ્મૃતિઓમા પાછળથી કરેલા ઉમેરાઓને પરિણામે આવા પરસ્પરવિરોધ વચનો નજરે પડે છે. પરતુ હાલ આપણી સમક્ષ સ્મૃતિઓના ગ્રથો જે સ્વરૂપમા છે તેમાથી તો એ સમયના વિવાહ સબધી કાયદાનુ કશુ જ જ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી

શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી માને છે કે લગ્નના છેલ્લા ચાર પ્રકાર ગાધર્વ, આસુર, રાક્ષસ અને પૈશાચ એ દરેક જુદી જુદી અનાર્ય પ્રજાઓના નામ સૂચવનાર છે, અને હિંદમા આવ્યા પછી અથવા આવતા પહેલા આર્યો એ પ્રજાઓ સાથે થોડો વખત વસ્યા હશે એમનુ માનવુ એમ પણ છે કે એવી પ્રજાઓના સપર્કમા આવ્યાથી એમના રીતરીવાજ પણ આર્યોએ વેદના કાળ પછી ગ્રહણ કરવા માડયા હતા પણ એ એમ ધારે છે કે ઘણે ભાગે શરૂઆતમા તો ગાધર્વ સિવાયના બાકીના ત્રણે અનાર્ય પ્રકાર આર્ય–અનાર્યના આતરજાતીય વિવાહ વખતે જ અનુસરવામા આવતા હશે

વિવાહના આઠ પ્રકારના વર્ણનમા કહ્યુ છે તે ઉપરાત વિવાહ વિધિ વિષે સ્મૃતિઓમા ખાસ કશુ કહ્યુ નથી માત્ર મનુ અને યાજ્ઞવલ્કયના મત અનુસાર સજાતીયવિવાહ હોય ત્યારેજ પાણિ

જ્ઞાતિઓની સ્ત્રીઓ સાથે લગ્ન થઇ શકે. બ્રાહ્મણને ચાર સ્ત્રી, ક્ષત્રિયને ત્રણ, વૈશ્યને બે અને શૂદ્રને એક સ્ત્રી પરણવાની પરવાનગી આપેલી છે. ત્રણે દ્વિજ જ્ઞાતિના પુરુષોએ એક સ્ત્રી પોતાની જ્ઞાતિની અને પોતાનાથી ઉતરતી જ્ઞાતિની એક એક એમ પરણવી. શૂદ્રે માત્ર એક જ સ્ત્રી પોતાની જ જ્ઞાતિની પરણવી. શૂદ્ર સ્ત્રી કદિ પણ દ્વિજની પહેલી પત્ની થઇ શકે નહિ (પરંતુ બીજી ત્રીજી પત્ની થઇ શકે) પરંતુ આ મત દર્શાવ્યા પછી બીજાજ શ્લોકમા કાંઇ પણ કારણ બતાવ્યા સિવાય એ મત ફેરવી મનુ કહે છે કે જે દ્વિજો મૂર્ખતાથી શૂદ્ર સ્ત્રી સાથે લગ્ન કરે છે તે પોતાના કુલને અને સંતતિને શૂદ્રોની કોટિમા ઉતારે છે. શૂદ્ર સ્ત્રીને પરણનારો દ્વિજ ભ્રષ્ટ-પતિત બને છે એ માન્યતાના ટેકામા અત્રિ, ગૌતમ, ભૃગુ ઇત્યાદિના અભિપ્રાય મનુ ટાંકી બતાવે છે વળી કહે છે કે શૂદ્ર સ્ત્રીને પરણનારો બ્રાહ્મણ નરકમા પડે છે અને એવા લગ્નથી જો સંતાન થાય તો એનુ બ્રાહ્મણત્વ નાશ પામે છે. શૂદ્ર સ્ત્રીની સહાયતાથી આપેલા બલિ પિતૃઓ અને દેવો ગ્રહણ કરતા નથી અને શૂદ્ર સ્ત્રીનો સહવાસ કરી પુત્ર ઉત્પન્ન કરનાર માટે પાપનુ પ્રાયશ્ચિત કોઇ નથી એમ મનુની માન્યતા છે

ઉપર કહ્યું તેમ પોતાની જ્ઞાતિની અને ભિન્ન જ્ઞાતિની સ્ત્રી સાથે લગ્ન કરતી વખતે કેવો વિધિ કરવો તે લખતી વખતે મનુએ શૂદ્ર સ્ત્રી સાથે પરણતી વખતે કરવાનો વિધિ પણ લખ્યો છે. જો દ્વિજનુ શૂદ્ર સ્ત્રી સાથેનુ લગ્ન આટલુ બધુ પાપમય હોય તો એ વિધિ વિષે લખવાની જરૂર જ નહતી.

મનુનો વિરોધ માત્ર શૂદ્ર સ્ત્રી સાથેનું લગ્ન કરવા સામેજ છે. ત્રણ દ્વિજ જ્ઞાતિઓ વચ્ચે અનુલોમ લગ્ન થાય તે વિરુદ્ધ એને કશુ કહેવાનું નથી. દસમા અધ્યાયમા વિવિધ પ્રકારના આંતરજ્ઞાતીય લગ્નથી ઉત્પન્ન થતા પુત્રોને વિવિધ નામ આપેલા છે. અને પ્રતિલોમ વિવાહથી થએલા પુત્રોને નીચ કહી નિંદ્યા છે. મનુના અભિ-

પ્રાય મુજબ આર્ય પુરુષોના પોતાનાથી એક જ પાયરી ઉતરતી જ્ઞાતિની સ્ત્રીના પુત્રો દ્વિજ જ ગણાય, પરંતુ પ્રતિલોમ લગ્નથી થયેલા પુત્રો શૂદ્ર ગણાય. એવા પુત્ર ગેરકાયદેસર નહિ પણ શૂદ્ર જ ગણાય એટલુજ મનુ કહે છે તે ધ્યાનમા રાખવા જેવુ છે અનુલોમ લગ્નથી થએલા પુત્રોને પિતાની મીલ્કતનો વારસો મળે છે. પણ બ્રાહ્મણ સ્ત્રીના પુત્રને સૌથી વધારે અને શૂદ્ર સ્ત્રીના પુત્રને સૌથી ઓછો હિસ્સો મળે છે શૂદ્ર સ્ત્રી સાથેના દ્વિજના વિવાહ પ્રત્યે આટલો બધો અભાવ છતા મનુ એવા વિવાહથી થયેલા પુત્રને મીલ્કતમા ભાગ આપે છે

આવા પરસ્પરવિરોધિ વચનો લખવાનુ એક કારણ એ હશે કે જે સમયે મનુસ્મૃતિ લખાઇ તે સમયે શૂદ્ર સ્ત્રી સાથે પરણવાનો જુનો રીવાજ ચાલુ હશે છતા બ્રાહ્મણોની વધતી જતી સત્તા એ કાર્ય તરફ અણગમાથી જોતી હશે અને તેથી જુના વખતથી ચાલ્યા આવેલા રીવાજને માન આપવુ કે બ્રાહ્મણોની ઉગતી સત્તાને નમતુ તે મનુથી નક્કી થઇ શક્યુ નહિ હોય

યાજ્ઞવલ્ક્ય તો સ્પષ્ટ જ કહે છે, કે “ બ્રાહ્મણ શૂદ્ર સ્ત્રી સાથે વિવાહ કરે તે કેટલાક માન્ય ગણે છે પણ હુ ગણતો નથી ” એના મત મુજબ બ્રાહ્મણ અને ક્ષત્રિયને એક પોતાની જ્ઞાતિની અને એક પોતાનાથી ઉતરતી દ્વિજ જાતિની સ્ત્રી હોવી જોઇએ અને વૈશ્ય અને શૂદ્રને માત્ર પોતાની જ જ્ઞાતિની એક એક સ્ત્રી હોવી જોઇએ આમ દ્વિજો વચ્ચે અનુલોમ લગ્નની છુટ આપવા છતા એ કહે છે કે ધાર્મિક ક્રિયાઓમા માત્ર સ્વજ્ઞાતિની સ્ત્રીજ ભાગ લઇ શકે શૂદ્ર સ્ત્રી સાથેના વિવાહવિધિનુ વર્ણન પણ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા નથી કે દ્વિજ પિતા અને શૂદ્ર સ્ત્રીના પુત્રને મીલ્કતમા ભાગ મળે એમ પણ નથી જણાવ્યુ જે શ્લોકમા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સ્ત્રીના પુત્રોના હિસ્સાનુ વર્ણન છે તેના ઉપર ટીકા કરતા મિતાક્ષરામા લખ્યુ છે, કે શૂદ્ર સ્ત્રીના પુત્રને પણ હિસ્સો મળે-

સુબોધિની અને બાલભટ્ટી ટીકા આને અનુસરે છે પરંતુ યાજ્ઞવલ્ક્ય તો પોતાના અસલ મતને વળગી રહી શુદ્ર સ્ત્રી સાથેના દ્વિજના વિવાહ તરફ નાપસંદગી બતાવે છે.

નારદનો મત એવો છે કે પોતાની જ જ્ઞાતિની કન્યા સાથે વિવાહ કરવો તે શ્રેષ્ઠ છે, પરંતુ એવી કન્યાને અભાવે અનુલોમ વિવાહ કરવામા હરકત નથી. મનુ પેઠે એ પણ બ્રાહ્મણને ચાર, ક્ષત્રિયને ત્રણ, વૈશ્યને બે અને શુદ્રને એક સ્ત્રી પરણવાની પરવાનગી આપે છે. એટલે દ્વિજોને શુદ્ર સ્ત્રી પરણવાની છૂટ છે દ્વિજની શુદ્ર સ્ત્રીના પુત્રને પિતાની જમીન સિવાયની તમામ મીલ્કતમા નારદ ભાગીદાર ગણે છે.

પારાશર સ્મૃતિમા આંતરજ્ઞાતીય વિવાહનો પ્રશ્ન લંબાણથી ચર્ચેલો છે. જુદા જુદા ગ્રંથકારોમાંથી એ સબંધમા વિવિધ અભિપ્રાયો ઉતાર્યા છે. અને છેવટે પારાશર પોતાનો મત દર્શાવે છે કે સજાતીય લગ્નથી ઉત્પન્ન થયેલી સંતતિ કરતા અનુલોમ લગ્નથી થયેલી ઉતરતી તો છેજ પણ પતિત નથી. પરંતુ પ્રતિલોમ લગ્નની સંતતિ પતિત છે.

વિધવાવિવાહ સબંધમા મનુ જેટલો અનિશ્ચિત મત કોઇ સ્મૃતિકારનો નથી. મનુસ્મૃતિના પાચમા અધ્યાયમા સારી સ્ત્રીના લક્ષણો અને ધર્મોનું વર્ણન કરતા ફરીફરીને મનુ કહે છે કે વિધવા સ્ત્રીએ મૃત પતિમા નિષ્ઠા રાખવી અને બીજા પુરુષનુ નામ સુદ્ધાં લેવું નહિ. એમ પણ કહે છે કે જે સદ્ગુણશાલી સ્ત્રી પતિના મૃત્યુ પછી પવિત્ર રહે છે તેને પુત્ર ન હોય તો પણ એ મોક્ષ પામે છે. અને જે સ્ત્રી પુત્રાકાક્ષાથી બીજા પુરુષનો સમાગમ કરે છે તે પોતાની જાતને કલંકિત કરેછે અને સ્વર્ગમા જવાની તક ખોઇ દે છે. આ રીતે મેળવેલા સતાન કાયદેસર નથી એમ મનુ કહે છે અને ગુણવતી સ્ત્રી માટે બીજો પતિ કરવાની કોઇ ઠેકાણે પરવાનગી આપેલી

નથી એમ માને છે. વિધવાવિવાહ અને સંતાનપ્રાપ્તિ માટે બીજા પુરુષ સાથે સહવાસ એ બે વચ્ચે મનુએ ભેદ ગણ્યો નથી.

મનુસ્મૃતિના નવમા અધ્યાયમા પણ નિયોગ* અને વિધવાવિવાહ બન્ને રીવાજનો સરખોજ તિરસ્કાર કરેલો છે, અને મનુ કહે છે કે ધર્મશાસ્ત્રોમા આ બેમાથી એકે રીવાજને અનુમતિ આપેલી નથી. એ રીવાજ પશુઓને લાયક છે એમ એ માને છે. પરંતુ એજ અધ્યાયમા બીજી જગાએ પુનર્લગ્નથી ઉત્પન્ન થયેલા પુત્રની કુટુંબમા પદવી અને પિતાની મીલ્કત ઉપરના એના અધિકાર વિષે ચર્ચા કરેલી છે. એવો પુત્ર વારસ ન ગણાય પણ સગો ગણાય અને કુટુંબની મીલ્કતમાથી અમુક ભાગ મેળવી શકે એમ લખેલુ છે. એની માતાના પ્રથમ પતિને જો સંતતિ ન હોય તો એ પતિની મીલ્કતનો પણ વારસ બની શકે. પુત્રવતી વિધવા ફરી લગ્ન કરે અને બીજો પુત્ર પ્રાપ્ત થાય તો બન્ને પુત્રો પોતપોતાના પિતાની મીલ્કતના વારસ બને આ ઉપરથી તો જણાય છે કે સતાનવાળી સ્ત્રી પણ પુનર્વિવાહ કરી શકે.

પ્રાચીન કાલથી ચાલતા આવેલા રીવાજ મુજબ સ્ત્રીને મળતી પુનર્લગ્નની છૂટ અને સ્મૃતિઓના સમયમા બ્રાહ્મણોએ એના ઉપર મૂકેલા અંકુશ વચ્ચે મનુ ઝોલા ખાય છે અને બેમાથી કોને પ્રમાણભૂત ગણવુ તે નક્કી ન કરી શકાવાથી આવા અનિશ્ચિત અભિપ્રાયો દર્શાવે છે એમ લાગે છે. બાકી આવા પરસ્પરવિરોધિ વચનો માટે બીજો કોઇ ખુલાસો આપી શકાય તેમ નથી.

યાજ્ઞવલ્ક્યસ્મૃતિમા વિધવાવિવાહ સંબંધમા વિસ્તારપૂર્વક લખેલુ નથી. પણ જે થોડુ લખ્યુ છે તે પણ અસંગતતાવિહીન નથી. મનુ પેઠે એ પણ કહે છે કે **सकृदेव दीयते कन्या** એટલે કન્યાનું દાન એકજ વખત થઇ શકે. પરંતુ એજ શ્લોકની બીજી

*પુત્રપ્રાપ્તિ માટે પતિના મૃત્યુ પછી એના ભાઈ કે સગા સાથે સહવાસ કરવો તે.

જ લીગીમા એ કહે છે કે વધારે સારો પતિ મળતો હોય તો બીજી વખત પણ પરણાવી શકાય આ અસગતિના ખુનાસામા મિનાક્ષરા કહે છે કે સપ્તપદી ન થઇ હોય તોજ ફરી પરણાવી શકાય યત્ન વલ્ક્ય પુનર્ભૂની વ્યાખ્યા આપતા કહે છે કે પહેલા પતિનો સમાગમ થયા પહેલા કે થયા પછી ફરી પરણનાર સ્ત્રી પુનર્ભૂ કહેવાય છે વળી સતાનરહિત વિધવાને ગુરૂઓની સમતિથી નિયોગ કરવાની એ રજા આપે છે પણ નિયોગનો પતિ પહેલા પતિનો નાનો ભાઇ કે સપિડ હોવો જોઇએ આ બેમાથી એક ન મળી શકે તો પહેલા પતિનો સગોત્રી પણ ચાલે પરતુ તદ્દન બ્હારનો પુરૂષ પસદ કરી શકાય નહિ આ સ્મૃતિકારની માન્યતા મુજબ માત્ર પુત્રપ્રાપ્તિ માટેજ નિયોગ થઇ શકે

નારદ વિધવાવિવાહની તદ્દન તરફેણમા છે એ ત્રણ પ્રકારની પુનર્ભૂ ગણાવે છે પહેલા પ્રકારની પુનર્ભૂ તે પતિના સહવાસમા ન આવેલી વિધવા, જેણે વિધિસહિત પુનર્વિવાહ કરવો જોઇએ બીજા પ્રકારની પુનર્ભૂ એક હયાત પતિને મૂકી બીજો પતિ કરે અને પાછી પહેલા પતિ સાથે રહેવા જાય તે અને પ્રથમ પતિના સપિડ સગા સાથે રહેતી વિધવા તે ત્રીજા પ્રકારની પુનર્ભૂ છે **नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ । पञ्चत्स्वापत्सु नारीणा पतिरन्यो विधीयते ॥** એ પ્રખ્યાત અને બહુ ચર્ચાયલો શ્લોક નારદ સ્મૃતિમાજ આપેલો છે આ શ્લોકનો અર્થ એવો છે કે પતિ ખોવાઇ ગયો હોય, મૃત્યુ પામ્યો હોય, સન્યાસી થઇ ગયો હોય, પુરુષત્વહીન હોય કે નીતિભ્રષ્ટ હોય એ પાચ પ્રકારની આપત્તિમા સ્ત્રીથી બીજો પતિ થઈ શકે

પરાશર પોતાની સ્મૃતિમા આ શ્લોક ઉતારે છે, અને કાત્યાયનમાથી બીજો શ્લોક પણ ઉતારે છે, જેમા લખેલુ છે કે પતિ ચિત્તભ્રમવાળો, દુરાચારી, રક્તપિત્તવાળો, પુરુષત્વહીન, સગોત્રી, અધ, બ્હેરો કે રોગી હોય તો સ્ત્રી બીજો પતિ કરી શકે વળી શતાતપ

અને બીજામાંથી પણ ઉતારા કરી બતાવે છે કે તેઓના મત પ્રમાણે પતિ દુર્ગુણી કે નીચ કુલનો હોય તો બીજો કરવામાં બાધ નથી. પરંતુ પરાશરનો પોતાનો અભિપ્રાય એવો છે કે વિધવાનો પુનર્વિવાહ એ બીજા યુગની વસ્તુ છે. અને આદિત્યપુરાણમાંથી શ્લોક ટાંકી સિદ્ધ કરે છે કે કલિયુગમા ગૌવધની પેઠે વિધવાવિવાહ પણ થઈ શકે નહિ.

સ્મૃતિઓના સમયમાં બહુપત્નીનો રીવાજ પૂર્ણ વેગથી ચાલુ હતો એમા તો શક જેવું છેજ નહિ. બધાજ સ્મૃતિકારો બ્રાહ્મણો અને ક્ષત્રિયોને એક કરતા વધારે પત્ની કરવાની અનુમતિ આપે છે, અને કેટલાક વૈશ્યને પણ આપે છે. શુદ્રને પોતાના સિવાય બીજી જાતિમાં પરણવાની છૂટ નહતી. પરંતુ પોતાનીજ જ્ઞાતિમાંથી એક કરતા વધારે સ્ત્રી ન પરણી શકે એવું બંધન કોઈ ઠેકાણે નથી. એક પુરૂષની જુદી જુદી પત્નીઓ અને તેમના પુત્રોની સામાજિક પદવી અને કાયદેસરના હક વિષે સ્મૃતિકારોએ વિસ્તારથી વિવેચન કરેલું છે. વળી સ્ત્રીની કોઈ ભૂલ થતા એને છોડી બીજી સ્ત્રી પરણવા વિષે પણ લખેલું છે.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમા લગ્નને કેવળ એક સામાજિક કરારરૂપે ગણવામા આવ્યું છે. પતિ અને પત્ની બન્નેની પદવી કાયદામાં કેવી છે તે સ્પષ્ટ દર્શાવેલું છે. લગ્નના આઠ પ્રકાર અર્થશાસ્ત્રમા વર્ણવેલા છે. પ્રકારોનો ક્રમ નારદસ્મૃતિમાં છે તેનો તેજ છે, અને જુદા જુદા પ્રકારનું વર્ણન લગભગ યાજ્ઞવલ્કય સ્મૃતિના જેવું છે. સ્મૃતિકારો માફક પરસ્પરવિરોધિ મત કૌટિલ્યે દર્શાવ્યા નથી પરંતુ સ્પષ્ટ શબ્દોમાં પોતાનો અભિપ્રાય જણાવ્યો છે. એની માન્યતા પ્રમાણે લગ્નના પહેલા ચાર પ્રકાર પરાપૂર્વથી ચાલ્યા આવે છે અને કન્યાનો પિતા જો એ મુજબ લગ્ન કરવા રાજી હોય તો એ પ્રમાણે થયેલું લગ્ન કાયદેસર છે. બાકીના ચાર કાયદેસર થવા માટે માતાપિતા બન્નેની સંમતિની જરૂર છે, કારણકે વર તરફથી મળતા દ્રવ્યમાં બન્નેનો ભાગ છે. માત્ર આસુર

વિવાહમાજ વર તરફથી દ્રવ્ય મળે છે છતા ચારેમા મળવાનું કૌટિલ્ય શા ઉપરથી કહે છે તે સમજાતુ નથી વિશેષમા એ કહે છે કે માતાપિતા બેમાથી એક મૃત્યુ પામ્યુ હોય તો જે જીવતુ હોય તેને દ્રવ્ય મળે અને બન્ને મૃત્યુ પામ્યા હોય તો કન્યાને મળે એના અભિપ્રાય મુજબ લગ્ન સાથે જેમને સબધ હોય તે સધા જો પ્રસન્ન હોય તો આઠમાથી ગેઠ પણ પ્રકાર ચાલી શકે

એકથી વધારે પત્ની કરવાની કૌટિલ્ય અર્થશાસ્ત્ર અનુમતિ આપે છે અને પત્નીની સખ્યા એમા મુકરર કરેલી નથી કૌટિલ્યના મત પ્રમાણે પુરુષ ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકે, કારણકે સ્ત્રીના જીવનનો મુખ્ય હેતુ પુત્રો ઉત્પન્ન કરવા તેજ છે છતા બીજી પરણના પહેલા પહેલી સ્ત્રી માટે જોગવાઇ કરવાનુ તેમજ અમુક વર્ષ વાટ જોવાનુ લખ્યુ છે સ્ત્રીને બધા મૃત બાળકો જ જન્મતા હોય તો દસ વર્ષ અને બધી પુત્રીઓ જ હોય તો બાર વર્ષ વાટ જોઇ પુરુષે બીજી સ્ત્રી કરવી જો આ નિયમનો ભગ કરે તો પત્નીનું સ્ત્રીધન એને પાછુ આપવુ, યોગ્ય રકમ બદલા તરીકે આપવી, તેમજ રાજ્યને દડ ભરવો લગ્ન વખતે વર તરફથી સ્ત્રીધન ન આપ્યુ હોય તો પણ સામાન્ય રીતે સ્ત્રીધન તરીકે અપાતી રકમ દડતરીકે પત્નીને આપવી જેટલી પત્નીઓ હોય તે બધીને નુકસાનીની રકમ આપવી અને એમના ભરણપોષણ ની યોગ્ય વ્યવસ્થા કરવી

પતિ જીવતો હોય છતા બીજો કરવા સબધમા કૌટિલ્યે ટુકામા જ લખ્યુ છે જો પતિ દુરાચારી હોય, લાબા વખતથી પરદેશ ગયેલો હોય, રાજદ્રોહી હોય, પત્નીના જીવને જોખમ કરે એવો સબળ હોય, જ્ઞાતિથી બહિષ્કૃત થયો હોય કે પુસ્ત્વહીન હોય તો સ્ત્રી એનો ત્યાગ કરી બીજી વાર પરણી શકે

નારદ, તેમજ પારાશર સ્મૃતિમા નિર્દેશ કરેલા બીજા ગ્રથ કારો અમુક સયોગોમા સ્ત્રીને બીજો પતિ કરવાની છૂટ આપે છે પરતુ પ્રાચીન ગ્રથકારોમાં મા। કૌટિલ્ય જ લગ્નનો વિચ્છેદ

(dissolution) કરવા વિષે લખે છે. એ સંબંધમાં એના અભિપ્રાય લગભગ આધુનિક પાશ્ચાત્ય વિચારો જેવા છે. એના મત મુજબ સ્ત્રી પતિને ધિક્કારતી હોય અથવા પુરુષ પત્નીને ધિક્કારતો હોય તો પણ સામા પક્ષની અનુમતિ સિવાય લગ્નનો ભંગ થઇ શકે નહિ. પરંતુ જો ધિક્કાર ઉભય પક્ષે વ્યાપેલો હોય તો લગ્નવિચ્છેદ (છુટાછેડા] થઇ શકે. છુટાછેડા–divorce–માટે કૌટિલ્યે "મોક્ષ" શબ્દ વાપર્યો છે. સ્ત્રી તરફથી પતિને કોઇ જાતનો ભય હોય અને લગ્ન તોડી નાખવા માંગતા હોય તો લગ્ન વખતે સ્ત્રીધન તરીકે આપેલું સર્વ સ્ત્રીને સોંપ્યા પછી જ છેડોછુટકો મળી શકે. એજ પ્રમાણે સ્ત્રી ભયના કારણથી છુટકો મેળવવા ઇચ્છા રાખતી હોય તો એણે સ્ત્રીધન ઉપરનો હક છોડી દેવો જોઇએ. પહેલા ચાર પ્રકારમાંથી એકે રીતે થએલું લગ્ન કદિ પણ તોડી શકાય નહિ એમ કૌટિલ્ય માને છે.

સ્ત્રીનો પતિ મૃત્યુ પામ્યો હોય, સન્યાસી થઈ ગયો હોય, કે એનો ત્યાગ કરી ચાલ્યો ગયો હોય તો સ્ત્રીને બીજી વાર પરણવાની કૌટિલ્ય છૂટ આપે છે, પરંતુ કાયદા બાંધનાર હોઇ એ બીજો પરણતા પહેલા કેટલા કાળ સુધી વાટ જોવી તે સંબંધમા ઝીણી ઝીણી વિગતો દર્શાવે છે. ત્રણ મહિનાથી માંડી બાર વર્ષ સુધી એ કાળની મુદત છે. જે સ્ત્રીનો પતિ દેશાવર ગયો હોય અને એના તરફથી કાંઈ ખબર આવતી ન હોય તેમજ એના તરફથી શુલ્કનો એકજ ભાગ મળ્યો હોય એની સ્ત્રીને ઓછામા ઓછી મુદત એટલે ત્રણજ મહિના વાટ જોવાનું લખ્યું છે. અને જે બ્રાહ્મણ પરદેશ વિદ્યાભ્યાસ માટે ગયો હોય તેની સંતાનવાળી પત્નીએ બાર વર્ષ વાટ જોયા પછીજ ફરી લગ્ન કરવું એમ લખ્યું છે. સ્મૃતિકારોની માફક કૌટિલ્ય પણ માને છે કે બીજો પતિ પહેલાનો નાનો ભાઈ જ હોવો જોઇએ અને ભાઇ હોય જ નહિ તો પહેલાનો સગોત્રી કે સગો પસંદ કરવો જોઇએ. જો કોઇ સ્ત્રી આ નિયમનો ભંગ કરી પારકા પુરુષ જોડે બીજીવારનું લગ્ન કરે તો એ સ્ત્રી, એનો નવો પતિ અને

લગ્નમાં ભાગ લેનારાં સઘળાં છુપાછુપ નાસી જવા (elopement) ના ગુન્હાની સજાને પાત્ર થાય છે.

વેદના અને વેદ પછીના યુગના લગ્નને વિવિધ દ્રષ્ટિબિંદુથી તપાસ્યું. દરેક યુગની મુદત કેટલા કાળ સુધી લંબાઈ હતી તે વિષે ચોક્કસ માહિતી નથી. પરંતુ પ્રાચીન સમયમાં સંસ્કૃતિનો વેગ કેટલો ધીમો હતો તે લક્ષમાં રાખીએ તો એમ માની શકાય કે દરેક યુગ સેંકડો વર્ષની મુદતનો હશે. કોઇ પણ પ્રજાની સ્ત્રી જાતિની સામાજિક પદવી જાણવા માટે એના લગ્નના રીવાજ શ્રેષ્ઠ સાધન છે. વેદના આર્યો પસંદગીના ક્ષેત્રમા સ્ત્રીને ઘણી સ્વતંત્રતા આપતા, વિધવાવિવાહ ઉપર કોઈ પ્રકારનો અંકુશ એ યુગમાં હતો નહિ. તેમજ અમુક ઉંમરે કન્યાને પરણાવી દેવાની ફરજ મનાતી નહિ—કન્યા જીવનભર કુમારિકા રહે તો પણ કોઇ પ્રકારનો દોષ ગણાતો નહિ. નિર્જીવ વસ્તુની માફક કન્યાનું દાન કરવાની પ્રથા બહુ પ્રચાર પામેલી ન હતી—જો કે કોઈ કોઈ છુટાછવાયા દાખલામાં કન્યા વિક્રય થતો ખરો. એ સમયની સ્ત્રીની સ્થિતિ વેદ પછીના સમયની સ્ત્રીની સ્થિતિથી તદ્દન નિરાળી હતી. સૂત્રકારો અને સ્મૃતિકારો ફરી ફરીને ભાર મૂકીને કહે છે કે સ્ત્રીવય પ્રાપ્ત થતા પહેલાં કન્યાને ન પરણાવી દેનાર પિતા પાપમાં પડે છે. વેદના સમયની સ્વતંત્ર કન્યા સૂત્રો અને સ્મૃતિઓના સમયમાં પિતાએ દાન કરવાની વસ્તુરૂપ થઇ જાય છે. સ્નેહલગ્નને ગાંધર્વવિવાહ નામ આપી એને વિવાહના અનિષ્ટ પ્રકારોમાનો એક ગણ્યો છે અને કન્યાવિક્રય તેમજ કન્યા-હરણ કે બળાત્કારની કોટિમા મૂકયો છે. મનુ વિધવાવિવાહનો પૂરો તિરસ્કાર કરે છે. નિયોગ માટે અનુમતિ આપે છે. પરંતુ નિયોગથી પુત્ર ઉત્પન્ન કરવો એ તો વિધવાની એના શ્વસુરપક્ષના પિતૃઓ તરફની ફરજ હતી. એમાં વિધવાની સ્વેચ્છાનો સવાલ ન હતો. પુનર્વિવાહ કરેલી સ્ત્રીના પુત્રને સ્મૃતિઓમાં બહુ હલકી પદવી આપવામા આવી છે. વેદના સમયમાં વિધવાવિવાહ તદ્દન સામાન્ય વસ્તુ

ગણાતી. પરંતુ સૂત્રો અને સ્મૃતિઓમાં એના ઉપર વિવિધ પ્રકારના અંકુશ મૂકયા છે. વેદના યુગમાં વિવાહવિધિ તદ્દન સાદો હોઈ એની આસપાસ કોઈ બાહ્ય લક્ષણો કે લાંબી ક્રિયાઓ વીંટળાયલા ન હતાં. ગૃહ્યસૂત્રોમાં આપેલો લાંબો કંટાળાભરેલો વિધિ અને બાહ્યાચારો જોતાં બ્રાહ્મણોની–પુરોહિતોની સત્તાનું તરત ભાન થાય છે.

વેદના યુગ પછીની અધોગતિ ઘણાં કારણોસર હોઈ શકે. અનાર્ય પ્રજાઓ સાથેના વધતા જતા સંબંધની અસર આર્ય પ્રજાના આચાર તેમજ વિચાર ઉપર સ્પષ્ટ રીતે થવા માંડી હશે. કદાચ એમ પણ હોય કે જે અનાર્યો તરફ બહુજ તિરસ્કારદ્દષ્ટ રાખવામાં આવતી તેમના તરફથી કન્યાઓ ઉપાડી જવાના ભયને લીધે બાળલગ્નની પ્રથા શરૂ થઈ હોય. અનાર્ય પ્રજાઓને હરાવી શાંત અને સ્વસ્થ થયા પછી આર્યોમા જ્ઞાન અને સંસ્કૃતિ પણ સ્થિર થઈ મંદ પડવા લાગ્યા અને પરિણામે એમની નૈતિક અને સામાજિક અવનતિ શરૂ થઈ. સામાજિક કાર્યવિભાગ (division of labour) તરીકે બ્રાહ્મણોને પ્રથમ પુરોહિત અને આચાર્યનું પદ આપવામા આવ્યુ. પરંતુ સમયના વ્હેવા સાથે એ સામાજિક વ્હેંચણીનો લાભ લઈ બ્રાહ્મણો સમાજના શાસક થઈ પડયા. બાકીની ત્રણ જ્ઞાતિઓ ઉપર એમણે અપૂર્વ સત્તા ચલાવવા માંડી અને પોતાનો બોલ એજ કાયદો એમ મનાવવા માંડયું. ધર્માધિકારીના પદમા સામાન્ય રીતે દેખાતી સંકુચિતતા એમનામા પણ પૂરેપૂરી હતી અને તેથી એમણે સમાજને અનેક પ્રકારના બંધનોથી જકડી લેનારા શાસનો ઘડયાં. બીજી જ્ઞાતિઓને પોતાનાથી દબાયલી રાખવા, શાસનભંગ માટે વિવિધ પ્રકારની સજાઓ ફરમાવી. સમાજમા પોતાનાથી જે ઉતરતા ગણાતા તેમને માટે એમને કોઈ પ્રકારની માનવૃત્તિ હતી જ નહિ. આથી સમાજમાં ઉચ્ચ પદ પામેલા બ્રાહ્મણ સૂત્રકારો અને સ્મૃતિકારોએ સ્ત્રીઓ વિષે આવા હલકા અભિપ્રાય દર્શાવ્યા છે અને હિંદુ સમાજનું લોહી આજ સુધી ચુસી રહેલા ક્રૂર કાયદા ઘડયા છે તેમા આશ્ચર્યકારક કાંઈજ નથી.

---

# પ્રકરણ ૨

## આધુનિક ગુજરાતી લગ્નવિધિ અને રૂઢિઓ

રૂઢિ અથવા કાયદા અનુસાર લગ્નને વાસ્તવિક ઠરાવવા માટે કોઈ પ્રકારના વિધિની જરૂર દરેક સુધરેલી કે પછાત પ્રજાએ ગણી છે આ વિધિ ઉપરાંત ઘણા લોકોમા પ્રાચીન સમયથી ચાલતી આવેલી રૂઢિઓ અનુસાર કેટલીક ક્રિયાઓ કરવામા આવે છે—જો કે લગ્નને સંપૂર્ણ કરવા માટે એ ક્રિયાઓની આવશ્યકતા નથી

આપણા દેશમા જેટલી સંખ્યામા અને જેટલી લાબી ક્રિયાઓ છે તેટલી કોઈ દેશમા ભાગ્યે જ હશે તેમજ એ બધી જેટલી વિગત સર આપણે ત્યા કરવામા આવે છે તેટલી કોઈ દેશમા નહિ થતી હોય

ગુજરાતમા લગ્નનો ધાર્મિક વિધિ આશ્વલાયનના ગૃહ્યસૂત્ર અનુસાર કરવામા આવે છે ગૃહ્યસૂત્રમાના સમગ્ર મંત્રો કેટલીક ઉંચી ગણાતી જ્ઞાતિઓમાજ ઉચ્ચારવામા આવે છે સામાન્ય જનતામા વિધિ તો એનો એજ છે, પરંતુ સઘળા મંત્રો ઉચ્ચારવામા આવતા નથી લગ્ન વિધિ કરાવવા બ્રાહ્મણો આવે છે પણ એમાના ઘણાખરા અજ્ઞાન અને લગભગ નિરક્ષર જેવા હોય છે, એટલે એમને સંસ્કૃત ભાષાનુ જ્ઞાન તો ક્યાથી જ હોય મોઢે કરેલા ખોટાખરા અસંબદ્ધ શ્લોકો લગ્નવિધિ વખતે ભરડી જાય છે અને કોઈ વખત ગમે તેવી ગુજરાતી કવિતા પણ બોલે છે મશ્કરીમાં કહેવાય છે કે વાચન માળામાની કવિતાઓ પણ કેટલાક બ્રાહ્મણો લગ્ન કરાવતી વખતે બોલે છે અને આ કદાચ અતિશયોક્તિ ન પણ હોય।

ગૃહ્યસૂત્રમાનો લગ્નવિધિ* નાનો છે અને હાલ પણ ઘણે ભાગે વિગતવાર કરવામા આવે છે વિધિ હમેશા કન્યાને ઘેર જ

---

* સ્વ રમણભાઈ મહીપતરામ નીલકંઠ કૃત 'વિવાહવિધિ'ની પુસ્તિકા ઉપરથી આ વિધિનુ વર્ણન લીધુ છે

કરવામા આવે છે. સગાસંબંધીઓ સાથે વર કન્યાના પિતાને ઘેર આવે છે, અને વિધિ માટે તૈયાર કરી રાખેલી જગાએ તેને લઇ જવામા આવે છે. આ જગાને 'માહેરૂ' કહેવામા આવે છે. એ શબ્દ સંસ્કૃત શબ્દ 'મધુપર્ક' ઉપરથી થયો મનાય છે. વર આવે કે તરત એને સ્વાગત તરીકે મધુપર્ક નામનું મિષ્ટપાન પીવા આપવામા આવે છે, તે ઉપરથી જગાનું નામ પણ પડયુ છે એમ લાગે છે. વરને પાટલા ઉપર બેસાડી પૂજા સામગ્રી અને મધુપર્ક આપ્યા પછી કન્યાનો પિતા વરના સન્માનાર્થે એક ગાયનો વધ કરવાનુ કહે છે. પરંતુ ગાય નિર્દોષ હોવાથી વર એ વધ અટકાવવા વિનતિ કરે છે, અને ગાયને છોડી મૂકી ઘાસ આપવાનુ કહે છે. આ વિનતિ માન્ય રાખવામા આવે છે. આ તો એક આચારરૂપે સંવાદ જ કરવામા આવે છે. ગાય હાજર હોતી પણ નથી અને વધ કરવાનો કોઇનો ઇરાદો પણ નથી હોતો. આ સંવાદથી સ્વાગતનો વિધિ પૂરો થાય છે.

આ પછી કન્યાદાન વિધિ શરૂ થાય છે. વર પૂર્વ તરફ મ્હો કરી બેસે છે કન્યાને એનો મામો માહ્યરામા લઇ આવે છે. ગૃહ્યસૂત્રના વિધિ મુજબ એને વરની જમણી બાજુ બેસાડવી જોઇએ. પણ વડનગરા નાગરો સિવાય બીજી તમામ જ્ઞાતિઓમા વરની સામે બેસાડી બન્નેની વચ્ચે આડો સફેદ વસ્ત્રનો અન્તરપટ ધરવામા આવે છે. હસ્તમેળાપ વખતે આ અંતરપટ ખેંચી લેવામા આવે છે અને તે પછી કન્યાને વરની જમણી બાજુ બેસાડવામા આવે છે.

લગ્નવિધિ વખતે કન્યાએ પહેરેલા ઘરેણા પિતા તરફથી કન્યાદાનમા મળેલા હોવા જોઇએ. સામાન્ય રીવાજ એવો છે કે એ વખતે પહેરેલા ઘરેણામાથી માબાપ કોઈ વસ્તુ પાછી લઇ શકે નહિ આથી જેટલી વસ્તુ કન્યાદાનમા આપવાની હોય એટલીજ પહેરાવવામા આવે છે—શોભા ખાતર વધારે અલંકાર પહેરાવવામા આવતા નથી.

કન્યાનો પિતા ઉત્તર તરફ મુખ કરીને કન્યાની પાસે બેસે છે અને પિતાને જમણે હાથે કન્યાની માતા બેસે છે પ્રથમ પિતા વરકન્યાની પૂજા કરે છે. પછી દેવોને આમત્રણ આપી આ પ્રસગે અધિષ્ઠાતા થવા વિનતિ કરે છે પછી હાથમા જળ અને કુશ લઈ સવત્સર, ચક્ર, યુગ, મન્વત્, ઋતુ, ગ્રહોની સ્થિતિ, તિથિ, ખડ, દેશ, પ્રાત, ગામ પોતાનું તેમજ વરનુ કુલ અને વેદાભ્યાસ એ સર્વ ગણાવી જાય છે વેદાભ્યાસ જેકહેશે છે તે બોલવાનું તો નામનુ જ છે કારણ કોઈ વેદોનો અભ્યાસ કરતું નથી વળી વરની ઉંમર એટલી નાની હોય છે કે વેદોના કે કોઇ પ્રકારના અભ્યાસ વિષે કહી શકાય એમ હોતુ નથી એટલે દરેક બ્રાહ્મણના કુલનો અમુક વેદ ગણાય છે તે વેદનુ નામ માત્ર દેવાય છે પ્રાચીન સમયમા અમુક વેદના અભ્યાસ ઉપરથીજ ઋગ્વેદી, યજુર્વેદી, સામવેદી એવા કુલ ગણાતા હશે પણ હાલ તો માત્ર વશપરંપરાજ એ નામો ચાલ્યા આવે છે અને વેદના કે બીજા અભ્યાસ સાથે એમને કશો સબંધ નથી કોઇપણ જાતની ભૂલ કે ગેરસમજુતી ન થાય એટલા માટેજ આ બધી વિગતો ગણાવી જણાવમા આવે છે એ વિગતો કહ્યા પછી કન્યાનો પિતા કહે છે કે સુખી પરિણામની ઇચ્છાથી એ પોતાની નિરોગી કન્યા વરને આપે છે, અને હવે એ પોતાની રહી નથી કન્યાનો જમણો હાથ લઈ વરના જમણા હાથમા મૂકે છે અને બે હાથની વચ્ચે દર્ભની સળી મૂકે છે કન્યાની માતા પણ કહે છે કે આ કન્યાદાનમા પોતાની સમ્મતિ છે વર એ બન્નેનો આભાર માની દેવોને મધુર દાન કરનારનુ કલ્યાણ કરવા પ્રાર્થના કરે છે કન્યાનો પિતા વરકન્યાના હાથ વચ્ચેથી દર્ભની સળી ખેચી લે છે એટલે લગ્ન થયુ ગણાય છે આ સળી ખેચવાની ક્રિયાને ઘણી જ્ઞાતિઓમા બહુજ મહત્વ આપવામાં આવે છે એ ક્રિયાને "હસ્ત મેળાપ" કહેવામા આવે છે આખા લગ્નવિધિમા એ સૌથી અગત્યની ક્રિયા ગણાય છે, તેથી એને માટે જોશી પાસે ખાસ મગળ મુહૂર્ત જોવ

કાવવામા આવે છે. જ્યારે નક્કી કરેલી પળ આવે છે ત્યારે જોશી થાળી વગાડે છે અને તે સાભળીનેજ કન્યાનો પિતા દર્ભ ખેંચી લે છે. વરકન્યા ઉપર પુષ્પવૃષ્ટિ થાય છે. વાજા વાગે છે અને સ્ત્રીઓ મંગલગીત ગાય છે. આ વિધિને ખાસ મહત્વ આપવાનું કારણ કદાચ એ હશે કે શાસ્ત્રાના પ્રમાણે કન્યાનુ દાન કોઈ મગલ ઘડીએ કરવું જોઈએ, અને કન્યાનો હાથ વરના હાથમા મૂકવો તે દાન આપ્યું એ બતાવવાની શ્રેષ્ઠ રીત છે. જોશીએ સોધેલી પળેજ બરાબર હાથમા હાથ મૂકવા જતા વાર થઇ જાય અને પળ વીતી જાય માટે પહેલેથી બન્ને હાથ મેળવી રાખી વચ્ચે અંતર રાખવા માટે દર્ભ મૂકવાની રીત પડી હશે. દર્ભ ખેચી લીધાથી હાથનુ મિલન બરાબર થયુ ગણાય.

ડૉ. વેસ્ટરમાર્કના અભિપ્રાય મુજબ લગ્ન વખતે " હાથ મેળવવાની ક્રિયાના × × × ઘણા અર્થ થઈ શકે રોમના પ્રાચીન dextrum junctis મુજબ કન્યા લગ્ન પછી વરના હાથ નીચે આવી ગણાની, અથવા એના હાથમા સોપી એમ ગણવામા આવતુ પુરાતન સમયથી હાથ સાથે હાથ મેળવવો તે બે મનુષ્યો વચ્ચે કોઇ પ્રકારનો કોલ અપાયાની બાહ્ય નિશાની છે. × × × પરતુ એક વાત તો દેખીતીજ છે કે હાથ મેળવવાની ક્રિયા હમેશા નહિ તો ઘણે ભાગે ઐક્યનુ લક્ષણસૂચક ચિહ્ન છે પોલેંડ, બલગેરીઆ અને પોર્ટુગલ આદિ યુરોપના દેશોમા તેમજ હિંદુસ્તાનના કેટલાક ભાગમા પરણતા જોડાના હાથ મેળવવા ઉપરાંત એક બીજા સાથે બાધી લેવામા આવે છે."*

વીલીયમ રેગ નામનો લેખક લખે છે, " હાથમા હાથ મેળવવો એ સ્વાભાવિક રીતેજ મૈત્રી થયાનુ કે કોલ અપાયાનુ સૂચક

* ડૉ. વેસ્ટરમાર્કકૃત A Short History of Marriage પ્રકરણ ૮, પૃ ૧૮૩.

ચિહ્ન છે, અને જમણો હાથ માણસની સાચી નિષ્ઠાનો સાક્ષી ગણાતો. કોઇ પણ જાતનો કોલ આપતી વખતે સામસામા જમણા હાથ મેળવવામા આવે છે, તો લગ્નનો ગભીર કોલ આપતી વખતે હાથ મેળવવામા આવે એમા નવાઇ નથી આથી જ જ્યુ, ખ્રીસ્તી અને બીજા સર્વ ધર્મની પ્રજાઓ યુગોથી આ આચાર પાળતી આવી છે."x

દર્ભ ખેચી લેવામા આવે એટલે વર આ પ્રમાણે મત્ર બોલે છે. "પ્રેમે આ આપ્યુ છે પ્રેમ આ ગ્રહણ કરે છે ઓ પ્રેમ! આ સર્વ તારૂ છે," કન્યાને એ કહે છે કે "તુ પ્રેમના સમુદ્રમા પ્રવેશ કર હું તને પ્રેમ ખાતર સ્વીકારૂ છુ તુ વર્ષા છે, સ્વર્ગે તને આપી છે, પૃથ્વી તને ગ્રહણ કરે છે" આટલેથી કન્યાદાન વિધિ પૂરો થાય છે.

આ પછી વરકન્યા એક ઓરડો, જે પ્રાચીન પુસ્તકોમા કૌતુકાગાર કહેવાય છે, તેમા જાય છે કેટલીક જ્ઞાતિઓમા હાલ એ "કોબુ" કહેવાય છે, જે કૌતુકાગારનુ અપભ્રશ જ હશે આ ઓરડામા ભીંત ઉપર લક્ષ્મ્રરૂપનુ એક સામાન્ય, ઘર રગનારાઓની બુદ્ધિ અનુસાર ચિતરેલુ ચિત્ર હોય છે વરકન્યા સાથે ગોર અને બન્ને તરફની સ્ત્રીઓ માત્ર જાય છે ચિત્રની સામે વરકન્યા બેસે છે અને અત્યાર સુધી વસ્ત્રથી ઢાકી રાખેલુ કન્યાનુ મુખ ઉઘાડવામા આવે છે કેટલીક જ્ઞાતિઓમા કન્યાદાન વિધિ વખતે કન્યાની આખો પણ બધ રાખવામા આવે છે તે કોએ આવ્યા પછી ખોલવામા આવે છે વરકન્યા અન્યોન્યના હાથ ઉપર મીંઢળ બાધે છે લાલ નાડાછડીમા મીંઢળ (મદનફળ) ઉપરાંત લોઢાનો "છલ્લો" (વીંટી) પણ હોય છે પછી વરકન્યા એક બીજાની આખો આજે છે, એક બીજાના વાળ હોળે છે, અન્યોન્યને પાન ખવડાવે છે અને આરસી બતાવે છે આ માત્ર લોકાચાર છે આ વિધિ દર્મીયાન ગોર અમુક મત્રો ભણે છે એમાનો આ મત્ર અમબદ્ધ સસ્કૃતમા છે—

x વોલ્ડીયમ ટેત્ર કૃત The Knot tied, Marriage Ceremonies of All Nations પૃ ૨૩-૨૪.

હારમાં કોપરાના કકડા, ખારેક, સોપારી, મહુડાં, જવ અ
રંગિન કાગળના કકડા પરોવેલા હોય છે. કાગળના કકડા સિવાય
બધી ચીજો સોનેરી રૂપેરી વરખથી મઢી લેવામાં આવે છે. હારમ
પરોવેલાં બધાં ફળનાં ઝાડ એવાં હોય છે કે અનેક વર્ષો સુધી ફળ્યા
કરે. આથી એ ફળનો સ્પર્શ કન્યાને ઘણી સંતતિ પ્રાપ્ત કરાવે -
હેતુથી કદાચ આવો હાર કન્યાને પહેરાવવામાં આવતો હશે.

આ હાર પહેરાવતી વખતે વર પાસે આ મંત્ર બોલાવવામ
આવે છે—

मधुमतीरोपधीर्याव आपो मधुमन्नो भवत्वंतरिक्षम् ।

क्षेत्रस्य पतिर्मधुमान्नो अस्त्वरिष्यन्नो अन्वेनं चरेम ॥

"વનસ્પતિઓ આપણે માટે મધુર થાઓ ! સ્વર્ગ, પાણી અને
આકાશ આપણે માટે મધુર થાઓ; ક્ષેત્રપતિ આપણે માટે મધુર
થાઓ; અને આપણે કોઇ જાતની મુશ્કેલી વગર એમને અનુસરવા
શક્તિમાન્ થઇએ." પહેલાંના શ્લોક માફક આ શ્લોક લગ્નવિધિ સાથે
તદ્દન અસંગત નથી. પરંતુ કન્યાના ગળામા હાર પહેરાવવાની ક્રિયા
સાથે એને કશો સંબંધ નથી. આમા પણ પહેલા શબ્દને લીધેજ
માન્યતામાં ભૂલ થઇ છે. પહેલો શબ્દ મધુ છે પણ ધારવામાં આવે
છે તેમ મધુક (મહુડાં)—જે હારમા પરોવેલી એક વસ્તુ છે તે નથી.

કોરા સફેદ વસ્ત્રના એક કકડા ઉપર કંકુનો સ્વસ્તિક કરી તેનો
એક છેડો વરના વસ્ત્ર સાથે અને બીજો કન્યાના વસ્ત્ર સાથે બાધ-
વામાં આવે છે. માત્ર વડનગરના નાગરોમાં છેડા વસ્ત્ર સાથે બાધ-
વામા આવતા નથી પણ વરકન્યા પોતપોતાના જમણા હાથમાં રાખે
છે. આ સ્વસ્તિકવાળું વસ્ત્ર જે "છેડાછેડ" કહેવાય છે તે રાખ્યા
સિવાય વરકન્યાથી વિવાહહોમ થઇ જતા સુધી ફરાતું નથી.

કૌતુકાગારનો સમસ્ત વિધિ જે કૌતુકાચાર કહેવાય છે તે માત્ર

વરકન્યાને આનંદ આપવા અને એમને સંવનનની તક આપવા જ રાખેલો જણાય છે.

કૌતુકાચાર પૂરો થયા પછી વરકન્યા પાછાં લગ્નમંડપમાં આવે છે, અને માહ્યરાની પાસેજ તૈયાર કરેલી ચૉરીમાં બેસે છે. ચૉરીનું વર્ણન ગુજરાતીઓ સમક્ષ કરવાની જરૂર નથી. એક ચોરસ જગાને ચાર છેડે ત્રણ ત્રણ વાંસ વચમાં થોડી જગા રાખી ઉભા કરી, તે વાંસના વચલા ગાળામાં દરેક છેડે ઉપરાઉપરી સાત પિત્તળના કે માટીના ઘડા ચુનાથી ધોળી, કંકુના ચાંલ્લા કરી મૂકવામાં આવે છે. સૌથી નીચે મોટામાં મોટો ને સૌથી ઉપર સૌથી નાનો ઘડો મૂકવામાં આવે છે ઘડા માટીના રાખવા કે પિત્તળના તે જ્ઞાતિના અથવા કુલના આચાર ઉપર આધાર રાખે છે. ચૉરીને ફરતા આસોપાલવનાં તોરણ બાંધવામાં આવે છે. સુરત તરફ આમાંના પાદડાંના તોરણ બાંધવાનો રીવાજ છે. કોકણ દેશના રીવાજનું આ અનુકરણ હશે, કારણ કે કોકણ સુરતની છેક પાસે આવેલો છે. વરકન્યા પૂર્વ તરફ મ્હો કરી ખીલા વગરના એક સળંગ પાટલા ઉપર બેસે છે. કન્યા વરને જમણે હાથે બેસે છે. એમની સમક્ષ છાણાંનો અગ્નિ પ્રકટાવવામાં આવે છે. કન્યાના માથા ઉપર એનો પિતા ઘી લગાડી એને આશીર્વાદ આપે છે કે પતિના ગૃહમાં એ ઉચ્ચ પદ પ્રાપ્ત કરે. કન્યાનો હાથ પોતાના હાથમાં લઈ વર લગ્નથી થએલું ઐક્ય સિદ્ધ કરતા મંત્રો બોલે છે.

આ પછી અશ્મારોહણ અને મંગળફેરાની ક્રિયાઓ થાય છે. અગ્નિની ઉત્તરે એક પથ્થર મૂકવામાં આવે છે. કન્યાના જમણા પગનો અંગુઠો એ પથ્થર ઉપર મૂકાવી વર બોલે છે, કે "પથ્થર જેવી સ્થિર (દૃઢ) થજે અને જે કાઇ પાપમય હોય તેનો વિરોધ કરજે." પછી બન્ને અગ્નિની આસપાસ ચાર વખત પ્રદક્ષિણા કરે છે. દરેક ફેરો પૂરો થતા કન્યાનો ભાઇ એના હાથમાં ઘી અને લાજા (ડાંગરની ધાણી) મૂકે છે અને વર હાથ પકડી એની ઘીમાં આહુતિ અપાવે છે. આ પ્રદક્ષિણા મંગળફેરા કહેવાય છે.

આ પછી સપ્તપદીનો અગત્યનો વિધિ કરવામાં આવે છે ચોરીની અંદર ઈશાન ખૂણા તરફ ડાંગરની સાત નાની ઢગલીઓ કરવામાં આવે છે, અને વરનો હાથ પકડી કન્યા એક પછી એક સાતે ઉપર પગલાં ભરે છે પહેલે પગલે વર એને પોતાના પેય (પીવાની વસ્તુઓ)ની ભાગીદાર થવાનું કહે છે, બીજે પગલે અન્નની, ત્રીજે લક્ષ્મી અને વૈભવની, ચોથે એના આરોગ્યની, પાંચમે પશુધનની, છઠ્ઠે પગલે દરેક ઋતુમાં સહચારિણી થવા કહે છે અને સાતમે પગલે મિત્ર થવાનું કહે છે સપ્તપદી એ ધાર્મિક વિધિની છેલ્લી જ ક્રિયા છે

સપ્તપદી શા માટે સૌથી વધારે મહત્વનો વિધિ ગણાય છે તે સંશોધનનો એક મનોરંજક વિષય છે "ઑગ્ઝે ગેમ્નોર" નામના પુસ્તકના કર્તા એન્થોવનની માન્યતા એવી છે કે સપ્તપદી એ મૂળ સપ્તર્ષિની પૂજામાંથી ઉદ્ભવેલી છે પણ આ માન્યતા ખરી લાગતી નથી ગુજરાતમાં કોઈ જગાએ સપ્તર્ષિની લગ્નના અધિષ્ઠાતા દેવ તરીકે પૂજા થતી નથી વળી જે વસ્તુની પૂજા કરવાની હોય તેનો પગથી સ્પર્શ કરવો એ તો બહુજ અપમાનકારક લેખાય

શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીનો મત જુદો જ છે એમનો મત વિચારવા યોગ્ય છે—"સાત ઢગલીઓ શું સૂચવે છે તે સમજવું મુશ્કેલ નથી ઢગલીઓ અગ્નિની ઉત્તરે કરવામાં આવે છે, અને 'સપ્તસિંધુ' (સાત નદીઓ)ની ભૂમિના—દેવો અને ઋષિઓની ભૂમિના—સંતાનોના વડીલોને આગળ દક્ષિણમાં જઈ વસ્યા પછી પણ એ સાત નદીઓની વચ્ચેના સાત ઉચ્ચ પ્રદેશો માટે મોહ રહ્યો હતો વેદ પછીના કાળના આર્યોના દક્ષિણ તરફના નિવાસમાંથી નવ વિવાહિત વર વધૂ સાથે પ્રયાણ અને પ્રણય પ્રસંગો શરૂ કરતા અને વાયવ્ય તરફ પોતાના પૂર્વજોનો નિવાસ સમા સાત નદીઓ અને સાત ઉચ્ચ પ્રદેશો તરફ જતા અગ્નિખૂણ તરફ પ્રદક્ષિણા ફરી પાછા ઘેર જતા આ પ્રમાણે સ્ત્રીપુરુષ એકમેકને હાથ પકડી સાથે પોતાના પૂર્વજોના આ નદીઓ અને પર્વતોવાળા રમણીય, પવિત્ર પ્રદેશ ફરી

વિષે ઉલ્લેખ હોવાનું જણાવે છે પરંતુ ખરી રીતે એ ઉલ્લેખ મનુ સ્મૃતિમાં નહિ પણ એ સ્મૃતિ ઉપરની કુલ્લૂકની ટીકામાં જ છે

મિ૦ ગી સ્ટ્રેન્જ કહે છે, કે હિંદુઓમાં લગ્નને જેટલું મહત્વ અપાય છે તેટલું કોઈ પ્રજામાં અપાતું નથી આ અક્ષરશઃ સાચું છે પરંતુ વારંવાર કહેવામાં આવે છે કે હિંદુ લગ્ન એ ધાર્મિક બંધન છે—સામાજિક કરાર નથી—એ કારણથી કંઈ લગ્નને એટલું બધું મહત્વ અપાતું નથી તેમજ વિવાહ વિધિ વખતે ઉચ્ચારવામાં આવતા મંત્રોમાં રહેલા ઉચ્ચ આદર્શો ખાતર પણ નથી અપાતું વિધિની આસપાસ વીંટળાયલી અસંખ્ય રૂઢિઓને જે અતિશય—જોઇએ તે કરતાં વધારે પ્રાધાન્ય અપાય છે તેજ કારણથી લગ્ન એ અતિ મહત્વનો પ્રસંગ ગણાય છે આ અનાવશ્યક રૂઢિઓએ હિંદુ સમાજમાં એટલું મહત્વ પ્રાપ્ત કરી લીધું છે કે લગ્નમાં રૂઢિઓ જ મુખ્ય ગણાય છે—ધાર્મિક વિધિ તો એમને મુકાબલે તદ્દન ગૌણ સ્થાને રહે છે રૂઢિ પ્રચલિત ક્રિયાઓ ચાર પાંચ કે એથી પણ વધારે દિવસો સુધી ચાલે છે, અને જુદી જુદી જ્ઞાતિઓ અને જુદા ગામોમાં અનેક જાતના સ્વરૂપ ધારણ કરે છે દરેક જ્ઞાતિ અને પેટા જ્ઞાતિની પોતાની અસંખ્ય રૂઢિબદ્ધ ક્રિયાઓ હોય છે અને દરેકને ઝીણવટથી આચારમાં મૂકવામાં આવે છે આમાની દરેકે દરેકની વિગતમાં ઉતરવું તો અશક્ય છે તેથી જે ક્રિયાઓ બધી જ્ઞાતિઓમાં સામાન્ય હોય કે ખાસ નોંધવા લાયક હોય તેમનેજ વિષે લખવાનું બની શકશે

ગુજરાતની લગભગ બધી જ જ્ઞાતિઓમાં લગ્ન પહેલાં લાંબા વખતથી વિવાહ+ (સગાઈ) કરી રાખવાનો રીવાજ છે આથી લગ્ન વખતે વિવાહ મેળવવાનો કોઈ વિધિ કરવાનો રહેતો નથી વિવાહ મેળવવાની રીત સાદી છે માગુ વર તરફથી આવે કે કન્યા તરફથી એ બાબત કોઈ ચોક્કસ નિયમ નથી સાધારણ રીતે જ્યાં વરની અછત હોય

+ ગુજરાતમાં સામાન્ય રીતે 'વિવાહ' શબ્દ સગાઈના અર્થમાં વપરાય છે અને તેજ અર્થમાં અહિં અને હવે પછી વાપર્યો છે

ત્યાં કન્યા તરફથી આવે અને કન્યાની અછત હોય ત્યાં વર તરફથી આવે એવું જોવામાં આવે છે. પણ આવો પણ કોઈ નિશ્ચિત નિયમ નથી. કેટલીક જ્ઞાતિઓમાં વિવાહ કરતા પહેલાં જન્માક્ષર મેળવવાનો રીવાજ છે. નાગરો, બ્રહ્મક્ષત્રિયો, ખડાયતા વાણીઆ, ખેડાવાળ બ્રાહ્મણ વિગેરે જ્ઞાતિઓમાં એના પર ખાસ લક્ષ અપાય છે. વરકન્યા બન્નેના જન્માક્ષર ઘણુંખરૂં કન્યાપક્ષનો જોશી મેળવી જુએ છે. જો ગ્રહ મળતા આવે તો વરપક્ષને ખબર કરવામાં આવે છે. પછી કન્યા તરફનો ગોર વરને ત્યાં જઈ વરને બાજઠ પર બેસાડી ચાંલ્લો કરી હાથમાં નાળિયેર અને રૂપીઓ આપે છે અને અમુક ગૃહસ્થની પુત્રીનો વિવાહ અમુક ગૃહસ્થના પુત્ર સાથે થયો એમ જાહેર કરે છે. આને "ચાંલ્લા કરવા" કહે છે. ગોરને વરપક્ષ તરફથી દક્ષિણા અને સવા શેર ગોળ વધામણી માટે આપવામા આવે છે. કેટલીક જ્ઞાતિઓમાં ચાંલ્લા થઇ જાય એટલે સગાવ્હાલાંમા ખુશાલી માટે ગોળ અને ધાણા વ્હેંચવાનો રીવાજ છે. પછી અનુકૂળ દિવસે વરવાળાં કન્યાને અને કન્યાવાળા વરને જમવા તેડે છે, અને કીંમતી વસ્ત્રો અને પતાસાંની માટલી આપે છે. કેટલીક જ્ઞાતિઓમા રૂપિયા કે એકાદ બે દાગીના પણ આપવાનો રીવાજ હોય છે. દીવાળી, હોળી ઇત્યાદિ મોટા તહેવારોએ અથવા શ્રાદ્ધમા વરકન્યાને પોતપોતાને સાસરે જમવા તેડે છે.

લગ્નનો દિવસ સામાન્ય રીતે કન્યાપક્ષ નક્કી કરે છે. ઉત્તરાયણ પછી જ લગ્ન થઇ શકે એ ગૃહ્યસૂત્રોનો નિયમ માત્ર અમદાવાદ અને સુરતના, વડનગરા નાગરોજ પાળે છે. માગશર, મહા અને વૈશાખ એ ત્રણ મહિનામાં ઘણાંખરા લગ્ન થાય છે. જો માગશર મહિનામાં શુક્રનો અસ્ત હોય તો તે દર્મીયાન લગ્ન કરવાનું કેટલાક લોકો અશુભ ગણે છે. પોષ મહિનામા સામી સંક્રાંતિ એટલે મકરસંક્રાંતિ પહેલાં લગ્ન કે કોઇ પણ શુભ કામ કરવામાં બાધ ગણાય છે. પોષ મહિનામાં મકરસંક્રાંતિ પછીના દિવસોમાં લગ્ન થઇ શકે ખરા પણ ભાગ્યેજ

કરવામા આવે છે ફાગણ મહિનામા પણ હોળી પહેલાના દિવસોમા લગ્ન કરવુ એ મોઇ કોઈ લોકો અશુભ ગણે છે ફાગણ વદમા પણ કવચિત્ જ લગ્ન થાય છે, જો કે ખાસ બાધ નથી ચૈત્ર મહિનામા ઘાણુખરૂં 'મીનાર્ક' હોય છે એટલે સૂર્ય મીન રાશિમા હોય છે અને તે દર્મીયાન લગ્ન કરવામા આવતા નથી જેઠ મહિનામા લગ્ન કરવામા જ્યોતિર્ શાસ્ત્ર તરફનો વાધો હોતો નથી પણ કદાચ ચોમાસુ વ્હેલુ શરૂ થાય તો લગ્નના રગમા ભગ પડે એ બીકે બનતા સુધી જેઠ મહિનામા લગ્ન રાખવામા આવતા નથી વળી કેટલીક જ્ઞાતિ ઓમા જ્યેષ્ઠ સતાનનુ લગ્ન જેઠ મહિનામા કરવાનુ અશુભ ગણાય છે અસાડ મહિનામા માત્ર સુદ નોમ (ભડળી નોમ) એ એકજ લગ્નનુ મુહૂર્ત આવે છે એ દિવસ પછી પાછો માગશર મહિનો આવતા સુધી લગ્નો બધ રહે છે કાર્તક મહિનો તો કોઈ પણ આરભ, મુસાફરી માટે પણ અશુભ ગણાય છે

કન્યા પક્ષ અમુક મહિનામા લગ્ન કરવાનુ નક્કી કરી જોશી પાસે મુહૂર્ત જોવડાવે અને જોશી બે ત્રણ દિવસ શોધી આપે તેમાનો પોતાને અનુકૂળ હોય તે પસદ કરી વરપક્ષને ગોર મારફત ખબર આપે છે ગોરને વધામણી લાવવા માટે વરપક્ષ તરફથી સવાશેર ઘઉં, નાળીયેર અને દક્ષિણા મળે છે લગ્નના દિવસ ઉપરાત હસ્ત મેળાપનુ મુહૂર્ત પણ જોશી નક્કી કરી આપે છે

લગ્નને થોડા દિવસ રહે એટલે વર અને કન્યા બન્નેને ઘેર સગાવ્હાલાની સ્ત્રીઓ એકઠી થઇ વડી પાપડ કરે છે અને કરતા કરતા લગ્નના ગીતો ગાતી જાય છે લગ્નના જમણમા આ વડી પાપડ વપરાય છે, અને કેટલીક જ્ઞાતિઓમા એનુ નાતે લ્હાણુ પણ કરવામા આવે છે

સુરત જિલ્લાના કેટલાક બ્રાહ્મણોમા લગ્નનુ મુહૂર્ત નક્કી થયા પછી બન્ને ઘેર વર્ષોધારાની પૂજા કરવામા આવે છે શ્રી, લક્ષ્મી ધૃતિ, મેધા, પ્રજ્ઞા, સ્વાહા અને સરસ્વતી એ સાત કલ્પિત નદીઓને

વર્ષોધારાનું નામ આપી તે દરેકના નામના કંકુના ચાંલ્લા ભીંત પર કરવામાં આવે છે. ચાર ટોપલીમાં જવારા વાવી તેને આ ચાંલ્લા ઉપર લટકાવવામાં આવે છે. આ ટોપલીમાં ઉગેલા જ્વારાને માતા ગણી રન્નાદેવ, રન્નાદે, રાંદલ, ગોત્રજ એવાં જુદાં જુદાં નામોથી દરેક જ્ઞાતિમાં પૂજવામાં આવે છે. આ દેવી વિઘ્નવિદારક ગણાય છે અને દરેક શુભ પ્રસંગે ઘરમાં માંડવામાં આવે છે. લગ્નના ચારેક દિવસ આગળથી તેની પ્રતિષ્ઠા થાય છે, અને આઠ દિવસ સુધી એની પૂજા થાય છે. નવમે દિવસે વરકન્યા એની પૂજા કરે છે અને પછી માતાને વિદાય કરવામાં આવે છે એટલે કૂવામાં નાખી દેવામા આવે છે.

જે દિવસે માતાની પ્રતિષ્ઠા થાય તેજ દિવસે ઘણુંખરૂં ગણપતિ પણ મંડાય છે. ભીંત ઉપર ગણપતિનું રંગબેરંગી ચિત્ર દોરવામાં આવે છે. માત્ર સુરત તરફ સિંદુરથી રેખાચિત્ર જ દોરવામાં આવે છે, અંદર રંગ પૂરવામા આવતા નથી. ગણપતિની બન્ને બાજુએ એમની બે સ્ત્રીઓ રિદ્ધિ અને સિદ્ધિ (અથવા શુદ્ધિ અને બુદ્ધિ) ચીતરવામા આવે છે અને પગ આગળ એમનું વાહન ઉંદર પણ ચીતરે છે. કેટલીક જ્ઞાતિઓમા ગણપતિ પૂજવાનો હક કુટુંબની પુત્રીઓનો ગણાય છે, અને પૂજવાના બદલામા રૂપિયા પણ મળે છે. વડનગરા નાગરોમા પરણનારની કોઈ ગણપતિ પૂજે છે. કોઈ મરણ પામી હોય અથવા વિધવા હોય તો એની પરણેલી પુત્રી કે પુત્રવધૂ કે છેવટે જનોઈ દીધેલો પુત્ર ગણપતિ પૂજે છે. કોઈના કુટુંબનો એ ખાસ હક ગણાય છે. ગણપતિની સ્થાપના પછી તરત અથવા પહેલાં કેટલીક જ્ઞાતિઓમા ઘંટીમા અનાજ દળવાની ક્રિયા થાય છે. આને ગોળવસન, ગોરવેસણ અને એવા જુદાં નામો અપાય છે. નાની સરખી ઘંટીને ખડીથી ધોળી, કંકુના ચાંલ્લા કરી ચોકમાં કે માંડવામાં મુકવામા આવે છે. તેમાં મગ

અને હળદરના ગાંઠીયા નાખી મગાવહાલાની સ્ત્રીઓ થોડીવાર ઘંટી ફેરવે છે. દરેક સ્ત્રીએ ઘંટીને થોડો હાથ લગાડવોજ જોઇએ. થોડીવાર એ પ્રમાણે ગીત ગાતા ગાતા ઘટી ફેરવે છે પછી એમા નાખેલી વસ્તુઓ બ્હાર કાઢી ચાર નાના સુપડા જેમા કંકુના વાક માથીયા (સ્વસ્તિક) કાઢેલા હોય તેમા મૂકી કુટુંબની ચાર મુખ્ય સ્ત્રીઓ એ ઝાટકે છે. લગ્નના જમણો માટે અનાજ દળવા માટે સ્ત્રીઓ ભૂગ એકઠી થતી હશે. અને તેની છાયારૂપ આ રીત રહી હશે ગણપતિની પ્રતિષ્ઠા કરવાને દિવસે સ્ત્રીઓ વાજતે ગાજતે કુંભારને ઘેર જઈ "ગણેશ માટલી" લઈ આવે એવો પણ કેટલીક જ્ઞાતિઓમાં રીવાજ હોય છે. આ નવે વિધિઓ વર અને કન્યા બન્નેને ઘેર જુદા જુદા થાય છે.

ગણપતિ પૂજન થયા પછી વરકન્યા બન્નેને ઘેર મંડપમુહૂર્તનો વિધિ બધીજ જ્ઞાતિઓમા કરવામા આવે છે કુટુંબનો મુખ્ય પુરૂષ આ વિધિ કરવા બેસે છે અને કેટલીક જ્ઞાતિઓમા તેની સ્ત્રી પણ જોડે બેસે છે. માંડવામા એક જગાએ જમીનમા થોડો ખાડો ખોદી તેમા કંકુ, સોપારી, દૂધ, દહીં અને ત્રાંબા નાણું મૂકવામા આવે છે. સુતારે ઘડી આપેલો શમીવૃક્ષ (સમળા) ના લાકડાનો કકડો પણ મૂકવામા આવે છે ખરી રીતે તો લગ્નનો માંડવો બંધાતા પહેલા જ આ પ્રમાણે એનુ મુહૂર્ત કરવાનો રીવાજ હશે. પણ હવે તો માંડવો બંધાઈ ગયા પછી લગ્નના એક કે બે દિવસ અગાઉ જ આ વિધિ થાય છે મી. એંથોવન પોતાના પુસ્તક "Bombay Folklore" મા કહે છે કે મંડપમુહૂર્ત એ ધરતી માતાની પૂજા છે અને તે કદાચ ખરૂ હશે નવુ મકાન બાંધતા પહેલા "ખાત મુહૂર્ત" કરવામા આવે છે તેનો વિધિ લગભગ આવોજ હોય છે.

મંડપમુહૂર્ત પછી તરત જ અથવા તેની સાથે સાથેજ ગ્રહશાન્તિ અને વૃદ્ધશ્રાદ્ધ કરવામા આવે છે. મંડપમુહૂર્ત કરનારજ આ બન્ને વિધિ ગોરની સહાયતાથી કરે છે. પાટલા ઉપર ચોખા પાથરી

તેના ઉપર નવ સોપારી હારબંધ મૂકવામા આવે છે. આ નવ સોપારી તે હિંદુ માન્યતા મુજબના નવ ગ્રહો—સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુને સ્થાને છે, અને તેની પૂજા થાય છે. વૃદ્ધશ્રાદ્ધના વિધિમા મરણ પામેલા પૂર્વજોના નામના પિંડ મૂકવામા આવે છે પણ સાધારણ શ્રાદ્ધ પેઠે કાગવાસ નાખ્વામાં આવતો નથી.

આ વિધિઓ થઇ જાય એટલે વરકન્યા બન્નેને પોતપોતાને ઘેર સ્ત્રીઓ પીઠી ચોળે છે. લગ્નના દિવસ સુધી રોજ સવારે આ પ્રમાણે પીઠી ચોળાય છે. પીઠી ચોળતી વખતે પણ તે પ્રસંગના ગીત ગવાય છે. માત્ર સૌભાગ્યવતી સ્ત્રીઓજ પીઠી ચોળી શકે છે. પીઠી ચોળ્યા પછી લગ્ન થઇ જતા સુધી કન્યાથી ઘરની બહાર ન નીકળાય એવો કેટલીક જ્ઞાતિઓમા રીવાજ હોય છે

લગ્નને આગલે દિવસે અથવા તેજ દિવસે કન્યાના મામા મોસાળું લાવે છે. મોસાળાનુ મહત્વ અતિશય મનાય છે અને મોટો વરઘોડો કાઢી વાજતે ગાજતે મોસાળમાંથી એ લાવવામા આવે છે ઘણી જ્ઞાતિઓમા મોટી છાબમા મોસાળામા આપવાના વસ્ત્રો ગોઠવી આખા વરઘોડામા ફેરવવામા આવે છે અને મોસાળ પક્ષની મુખ્ય સ્ત્રીઓ એ છાબ ઝાલે છે. કન્યાના માબાપને પણ મોસાળામા જવું પડે છે. કન્યા માટે મામા લગ્નવિધિ વખતે પહેરવાના વસ્ત્ર અને ઘરેણા લાવે છે. તેમજ હાથનો ચૂડો તો મોસાળામા આવવોજ જોઇએ. સામાન્ય રીતે બન્ને હાથમા ત્રણ ત્રણ સોને મઢેલી ચૂડી પહેરવામા આવે છે. અને તેની જોડે કાચના કાળા કે ભૂરા કાકણ પણ પહેરવામા આવે છે. અસલનો રીવાજ બને તેટલા પહોળા ચૂડા પહેરવાનો હતો. પણ હવે તો બને તેટલી ઝીણી ચૂડી પહેરવાની હરીફાઈ શહેરની કન્યાઓમા થાય છે. મોસાળામાં કન્યાની માને માટે ભારે સાડી અને બાપને માટે પાઘડી અને શેલુ કે પીતાબર આવે છે.

કેટલીક જ્ઞાતિઓમાં વરને પણ મોસાળું કરવાનો રીવાજ છે. મોસાળું ન કરે તો પણ વરઘોડામાં પહેરવાનાં વસ્ત્રો તો મોસાળથીજ આવે છે.

મોસાળાના રીવાજનું મહત્વ એટલું બધું છે કે ગુજરાતના આદિ કવિ નરસિંહ મહેતાએ અભિમન્યુને માટે શ્રીકૃષ્ણે આણેલા મોસાળા વિષે એક ગીત રચ્યું છે. વળી એજ મોસાળા વિષે એક અજ્ઞાત કવિએ પણ બીજું પ્રખ્યાત ગીત "કંકુ છાંટી કંકોતરી મોકલે" ઈત્યાદિ રચ્યું છે. આ ગીત, તેમજ નરસિંહ મહેતાનું "હસ્તિનાપુર થકી પત્રજ આવ્યું" એ ગીત આજે પણ ગુજરાતી સ્ત્રીઓ મોસાળામાં ગાય છે. અભિમન્યુને શ્રીકૃષ્ણે મોસાળું કર્યું એ કદાચ નરસિંહ મહેતાની કલ્પના હશે. પણ એ કવિના સમયમાં એટલે પંદરમા સૈકામાં પણ મોસાળાનો રીવાજ દૃઢ થએલો હશેજ અને તેથીજ હિંદુઓની ધાર્મિક કથાઓમાંનું આવું પ્રખ્યાત (અભિમન્યુનું) લગ્ન મોસાળા સિવાયનું નજ હોઇ શકે એમ કવિએ કલ્પના કરી હશે.

જો વર અને કન્યા જુદા જુદા ગામના હોય તો મંડપમુહૂર્ત વિગેરે ક્રિયાઓ થઈ ગયા પછી જાન કન્યાને ગામ જવા નીકળે છે. પાસેના તેમજ આઘેના સગાંવ્હાલા, મિત્રો, ઓળખીતા સર્વ કોઇ જાનમા જવાની હોંસ રાખે છે, અને મોટી જાન લઈને જવામાં વરપક્ષની શોભા મનાય છે. જાનમાં સ્ત્રીઓ, પુરષો, બાળકો બધાંજ જાય છે. માત્ર ચરોતર, અમદાવાદ અને ભરૂચના લેઉઆ પાટીદારોમા પુરુષો એકલાજ જાને જાય છે.×

કન્યાને ગામ જાન અવી પહોચે એટલે કન્યા પક્ષના પુરષો પાદરે સામા-લેવા જાય છે. અને જાન માટે ખાસ રાખેલો ઉતારો

× કેટલાક એમ કહે છે કે ચરોતર અને અમદાવાદના પાટીદારોની સ્ત્રીઓ આંચલમાં રહેતી હોવાથી જાને જતી નથી. પરંતુ મરણ વખતે કાણમાં તો સ્ત્રીઓ ગમે તેટલે દૂરને ગામ પણ જાય છે. વળી ભરૂચ જિલ્લાની પાટીદાર સ્રીઓ પડદે રહેતી નથી, છતા પણ જાનમાં નથી જતી.

જે જાનીવાસો કહેવાય છે ત્યા લઈ જાય છે. જાનીવાસે પહોચ્યા પછી કન્યાપક્ષની સ્ત્રીઓ પણ સ્વાગત કરવા આવે છે

વરઘોડો ચઢતા પહેલા કન્યાપક્ષની સ્ત્રીઓ વરપક્ષની સ્ત્રીઓને માન દેવા જાય એવો કેટલીક જ્ઞાતિઓમા રીવાજ હોય છે વરપક્ષની સ્ત્રીઓની સામે બેસી તેઓ પોતાના લુગડાના પાલવ પાથરે છે અમે તમારે શરણે છીએ એવો આ ક્રિયાનો હેતુ છે. ઘેર જઈ ફરી પાછી કન્યાપક્ષની સ્ત્રીઓ "કલવો" લાવે છે ગળી પૂરી, ખાંડ, ઘી ઈત્યાદી એક પિત્તળની થાળીમા વરના મ્હો આગળ ધરવામા આવે છે, અને વર એમાથી થોડુ ચાખે છે. આને 'કલવો ખવડાવ્યો' કહેવામા આવે છે. વડનગરા નાગરોમા 'કલવો' જુદો હોય છે વરને ત્યા જઇ વરની હથેલીમા દૂધ રેડી તેમા ખાંડ નાખી કન્યાની બ્હેન પાચ વખત વરને પાય છે અને પછી કન્યાની માતા પોતાના હાથમાની માટીની ઝારીથી થાળીમા હાથ ધોવડાવે છે એજ પ્રમાણે વરના મા, બાપ, દાદા, મામા, ફોઇ, કાકી, મામી વિગેરેને દૂધ પાય છે. ખાવાનુ અથવા દૂધ ગમે તે આપવામા આવે પણ કન્યા પક્ષ તરફથી વરપક્ષનુ સ્વાગત કરવા માટે મિષ્ટ વસ્તુ આપવી એજ 'કલવા' ની ક્રિયાનો હેતુ છે સુરતના વડનગરા નાગરોમા કલવાનો રીવાજ નથી

કલવો થઈ ગયા પછી વરપક્ષની સ્ત્રીઓ કન્યાને ત્યા જઇ એને પલ્લુ આપે છે પલ્લામા કન્યાને માટે દાગીના અથવા રોકડા રૂપીઆ અને કીમતી વસ્ત્રો હોય છે પલ્લાની રકમ દરેક જ્ઞાતિમા જુદી જુદી મુકરર કરેલી હોય છે *

વરઘોડો એ ગુજરાતી હિંદુના જીવનનુ ભૂષણ મનાય છે કુટુંબની આર્થિક સ્થિતિ તેમજ સામાજિક પદવીનુ પ્રદર્શન કરવા માટે એ શ્રેષ્ઠ પ્રસગ ગણાય છે વરઘોડાનુ વર્ણન ગુજરાતી વાચકો સમક્ષ

* આ વિષય ઉપર પ્રકરણ ૩ જામાં વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યુ છે.

કરવાની જરૂર નથી બેસૂરા વાજા, માગી તાગીને કે ભાડે આણેલા વસ્ત્રાભૂષણથી શોભતા (!) સામેના, ધીર ગભીર થઈ ચાલતું માજન, અને હર્ષોન્માદમા કર્કશ સૂરથી ગીતો ગાતી સ્ત્રીઓ એ સર્વ, ગુજરાતીઓથી અજાણ્યા નથી

નાગરો અને ખડાયતા વાણીઆ સિવાય બધીજ જ્ઞાતિઓમા વર પરણવા જતી વખતે સોનેરી લપેટનો જામો અને તેવુજ મડીલ અને રેશમી પીતામ્બર પહેરે છે મડીલમાથી લટકતા સોનેરી છેડા (અથવા આંચળા) છેક દાઢી સુધી રહતુ આખુ મ્હો ઢાકી દે છે નાગરો અને ખડાયતા વાણીઆમા વર સુતરાઉ ધોતીઉં પહેરી શરીર ઉપર લાલ રંગની શાલ ઓઢે છે અને માથા ઉપર 'ખૂપ' પહેરે છે આ ખૂપ ફુલનો બનાવેલો હોય છે માથાથી લગભગ ધુંટણ સુધી લટકતી ફુલની અનેક સેરોને એકઠી કરી માથા આગળ બાધી લેવામા આવે છે મોઢુ અને શરીરનો આગલો ભાગ ખુલ્લા રહે છે પણ માથું, વાસો ખભા એ બધુ ઢકાઈ જાય છે મુસલમાનોમા આ જાતનો ખૂપ વર પહેરે છે ગુજરાતમા મુસલમાન રાજાઓની નોકરીઓ પ્રથમ સ્વીકારનાર નાગરો હતા એવી લોકવાયકા ખરી હોય તો પોતાના મુસલમાન માલીકોના અનુકરણ ખાતરજ નાગરોએ આ રીવાજ ગ્રહણ કર્યો હશે સુરતના વડનગરા નાગરોમા "ખૂપ" પહેરવાનો રીવાજ નથી પહેલા તો કસબી જામા મડીલનો રીવાજ હતો પરતુ હવે તો સાધારણ લાબો કોટ અને માથે રજપૂતશાહી ફેંટો પહેરવાનો રીવાજ છે

વરઘોડામા વરના હાથમા રૂપિયો અને નાળીયેર અથવા સાત પાન આપવામા આવે છે વરની માને માથે મોડ અને હાથમા રામણદીવો હોય છે માથે મોડ પહેરી રામણ દીવો ઝાલવો એ ગુજરાતી સ્ત્રીના જીવનનુ મહાલક્ષ્ય હોય છે અમદાવાદના વડનગરા નાગરોમા વરની ફોઈ રામણ દીવો લે છે અને વરની મા હાથમા પિત્તળની દુધ ભરેલી ઝારી ઉપર નાળીયેર મુકીને લે છે અને વરના ઘોડાના પગ સા

ઉપર દૂધ સીંચતી જાય છે. વરના ઘોડાનાં પાદચિન્હો પણ મંગલ છે એમ આ ક્રિયાનો હેતુ હશે.

નાગર વાણીયા અને બીજી કેટલીક જ્ઞાતિઓમાં વરની બ્હેન હાથમાં લોટી રાખી તેની અંદર જરા મીઠું અને એક પૈસો રાખી વરઘોડો નીકળતા પહેલાં વરના માથા આગળ ખખડાવે છે અને આખે રસ્તે ખખડાવતી ચાલે છે. આને લુણ ઉતારલું કહે છે, અને એને લીધે વરને કોઈની પણ નજર લાગતી નથી એમ મનાય છે.

વરઘોડો નીકળતા પહેલાં કન્યાને એને પોતાને ઘેર ન્હવડાવવામા આવે છે. વડનગરા અને વીસનગરા નાગરોમા તેમજ બીજી કેટલીક જ્ઞાતિઓમાં કન્યાના નાહેલા પાણીથી વરને ન્હવડાવવાનો રીવાજ છે. એક મોટી તાંબાની કથરોટમા લાકડાની નાની માચી મૂકી તેના ઉપર કન્યાને બેસાડીને ન્હવડાવે છે તેથી નાહેલુ પાણી કથરોટમા એકઠું થાય છે. આ પાણીને આદ પિત્તળના કે માટીના ઘડામા ભરી લઇ સ્ત્રીઓ વરને ઘેર જઈ એજ પાણીથી વરને ન્હવડાવે છે. કન્યા વર કરતા બાહુ ચઢીયાતી છે એમ બતાવવાનો આ ક્રિયાનો હેતુ છે.

ન્હવડાવ્યા પછી કન્યાને લગ્નના વસ્ત્ર પહેરાવે છે. વડનગરા નાગરો સિવાયની સર્વ જ્ઞાતિઓમા કન્યાને લાલ બાંધણીની વેંત, દોઢ વેંત પહોળી કોરવાળુ સફેદ રેશમી પાનેતર પહેરાવવામા આવે છે. વડનગરા નાગરોમા કન્યા સફેદ કોર સુતરાઉ પાનેતર પહેરે છે. આને બે અઢી આગળ પહોળી હાથે કરેલી કંકુની કોર હોય છે, અને વચ્ચોવચ્ચ કંકુનો સ્વસ્તિક હોય છે. રેશમી પાનેતર લગ્ન પછી ચોથા દિવસની ક્રિયા વખતે કન્યા પહેરે છે.

કેટલાક બ્રાહ્મણોમા વરઘોડો ચઢતા પહેલા કન્યાને ધામધુમથી વાજતે ગાજતે વરને ઘેર લઈ જવાનો રીવાજ છે. ત્યા વરપક્ષ તરફથી એને ભારે કમખી વસ્ત્રો આપવામા આવે છે.

ચરોતરના લેઉવા પાટીદારોમા વરપક્ષના પુરુષો જાનમા જાય છે

પણ વરને પરણાવવા કન્યાને ઘેર જતા નથી. જાનીવાસેજ રહે છે. પરણાવવા માટે વરની સાથે ગોર અને હજામ એજ જાય છે.

વરઘોડો કન્યાને ઘેર આવી અટકે છે. પુરૂષવર્ગ માંડવામા જઈ બેસે છે. પણ વર અને સ્ત્રીઓ પ્રવેશદ્વાર આગળ ઉભા રહે છે. કન્યાની મા માથે મોડ પહેરી વરને પોંખે છે નાના નાનાં ધુસળ, મૂસળ, રવૈયો (અને કેટલીક જ્ઞાતિઓમા ત્રાક અને બાણ પણ) લઈ વરના માથાની આસપાસ ફેરવે છે. સાસુ વરનુ નાક ખેંચે છે. પોંખ્યા પછી રાખની ઇડી પીંડી વરના માથાપરથી ઉતારી ચાર દિશામા ફેકે છે. એટલે નજર લાગી હોય તો ઉતરી જાય એમ મનાય છે. કન્યાને એનો મામો લઈ આવે છે તે વરના પગ ઉપર ચુટી ખણે છે. માટીના કોડીયા ખડીથી ધોળી, લાલ નાડાછડી વડે સામસામા બાધી સંપુટ બનાવેલો હોય તે વરના પગ આગળ સાસુ મૂકે છે અને તે જમણા પગથી ભાગીને વર માંડવામા દાખલ થાય છે.

ધુમળ મૂસળ ઈત્યાદિથી પોંખવાની આ વિચિત્ર ક્રિયાનો અર્થ સમજવો મુશ્કેલ છે "મુંબઈ ગેઝેટીયર" મા સ્વ શ્રી ભીમભાઈ હીરધારામ આ પ્રમાણે અર્થ કરે છે*—"આ વિધિનો હેતુ, વરની સાથે આવેલા ભૂત પ્રેતાદિને માંડવામાંથી હાકી કાઢવાનો હોય, એમ જણાય છે. ધુસળ એ હળનુ સૂચક ચિહ્ન છે,+ અને ઇરાનની માન્યતા પ્રમાણે જે જમીન ખેડે તે ઘણા ભૂતને હાકી કાઢે છે. બાણ લોખંડની અણીવાળુ અસ્ત્ર છે અને લોખંડથી ભૂતો બ્હીએ છે રવૈયાને ગાયના ઉત્પાદનો સાથે સબધ હોવાથી તેમજ મૂસળ (સાબેલા)ને ચોખા સાથે સંબધ હોવાથી ભૂતો એ બન્નેથી ડરતા રહે છે. વરના નાકમા થઈને કોઈ જિન પેસી ન જાય માટે નાક ખેંચવાના આવે છે" પરતુ આ ખુલાસો ઝીણવટથી જોનારને માટે સંતોષકારક

* મુંબઈ ગેઝેટીયર, પુ ૯, ભાગ ૧, પૃ ૧૦૨

+ ધૂસળ એટલે ગાડાની નહિ પણ હળની ધૂંસરી એમ શ્રી ભીમભાઈએ અર્થ લીધો જણાય છે.

નથીજ વિધિ "પોખવું" કહેવાય છે, અને એ શબ્દ સંસ્કૃત શબ્દ 'प्रोक्षण' (સીંચન) ઉપરથી થયો છે. સુરત જિલ્લાના કેટલાક ભાગમા આ વિધિને "અરઘવું" કહે છે તે પણ સંસ્કૃત अर्घ (પૂજા અર્ચા કરવી) તે ઉપરથી થયેલો શબ્દ છે. આ બન્ને શબ્દ જોતા જણાય છે કે પોખવાની ક્રિયાનો હેતુ સ્વાગત કરવાનો છે, અને ભૂતપ્રેતને કાઢી મૂકવાનો હેતુ જગાએ નથી જો એ હેતુ હોત તો એને અનુસરતુંજ નામ આપવામા આવ્યુ હોત વળી પોખવાની ક્રિયામા વપરાતા ધુસળ, મૂસળ ઇત્યાદિ ભૂત કાઢનાર ભુવાઓ કદિ પણ વાપરતા નથી સામાન્ય રીતે ભૂત કાઢવા માટે લીંબુ, સીંદુર, અડદના દાણા વિગેરેનો ઉપયોગ ભૂવાઓ કરે છે આમાની એક પણ ચીજ પોખવામા વપરાતી નથી ભૂતો લોખડથી બ્હીએ છે એવી માન્યતા છે ખરી, પરતુ ભૂત કાઢવા માટે બાણનો ઉપયોગ કદિ પણ નથી થતો ભૂવાઓ તો ખીલા કે છરીજ વાપરે છે જેના શરીરમા ભૂત આવ્યુ મનાતુ હોય તે માણસના ઓગડામા ખીલા ઠોકે છે. અથવા જ્યા ભૂતની બીક છે એમ મનાતુ હોય ત્યા સાર્જ માણસો પણ પથારી નીચે છરી નાખીને સૂએ છે, જેથી ભૂત બ્હીને નાસી જાય પણ તીરનો ઉપયોગ એ કામ માટે કદિ પણ નથી થતો નાક ખેચવાનો વિધિ તો મશ્કરી માટે અથવા પોતાની કન્યા લઇ જનાર પર રોષ કાઢવાને માટે હશે

ધુસળ આદિથી પોખવાના વિધિના બે સાદા અર્થ થઈ શકે. પ્રાચીન સમયમા ગૃહસ્થની જે ફરજો ગણાતી તેનુ ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરનાર વરને ભાન કરાવવાનો હેતુ હોઈ શકે ધૂસળથી ખેતીનુ, મૂસળથી અનાજ તૈયાર થયા પછીની ક્રિયાઓનુ અને રવૈયાથી દુધાળા પશુના પાલનનુ સૂચન થાય છે દરેક ઘરમા સૂતર કાતવાનો રીવાજ હતો અને તે દર્શાવવાને ત્રાક પણ વિધિમા સામેલ કરવામા આવી હશે રક્ષણ માટે લગભગ દરેક જણે હથીયાર રાખવાની પ્રથા હતી-રક્ષણનુ કામ પોલીસ ખાતાને સોપી દેવાનો રીવાજ ન હતો–

એટલે એના સૂચક તરીકે બાણ આવ્યા હશે અથવા અતિ પ્રાચીન સમાજમા વસ્તુ સન્માન કરવા યોગ્ય અન્ય કોઈ વસ્તુઓ ન હોવાથી ઘરમા રોજના વપરાશની ચીજો હોય તે લાવીને સન્માન કરવાનો રીવાજ હશે, અને તેથીજ ધૂસળ વિગેરે પોખવાની ક્રિયામા સામેલ થયા હશે એમ પણ બીજો અર્થ થઈ શકે પરતુ આના કરતા ઉપર જણાવેલો અર્થ વધારે યોગ્ય લાગે છે

પોખવાની ક્રિયા અતિ પ્રાચીન સમયથી ચાલી આવે છે એમા તો શકા છેજ નહિ લગ્ન પ્રસગે ગવાતા 'જનકનો માડવો' શિવ પાર્વતીનો વિવાહ× ઇત્યાદિ પ્રાચીન ગીતોમા પણ પોખવાની ક્રિયા વિષે ઉલ્લેખ છે

વરને પોખી રહે એટલે તેને માડવાની અદર રચેલા માહ્યરામા લઇ જઈ બેસાડવામા આવે છે અને ત્યા આ પ્રકરણની શરૂઆતમા લખેલો વૈદિક વિધિ થાય છે.

આ વિધિ થઇ જાય એટલે કન્યાની મા એક કાસાની થાળીમા વરકન્યાને કસાર પીરસે છે પ્રથમ કન્યા વરને પાચ કોળીયા ખવડાવે છે અને પછી વર કન્યાને પાચ કોળીયા ખવડાવે છે લગ્ન કરાવનાર ગોરો એમ કહે છે કે સ્ત્રીએ પતિને જમાડીને જમવુ અને પતિએ પત્નીનુ ભરણપોષણ કરવુ એમ આ વિધિનો અર્થ છે પરતુ આજ અર્થ હોય એમ ચોક્કસ ન કહી શકાય એક પાત્રમા જમવુ એ મૈત્રી દૃઢ કરવાનુ એક સ્વરૂપ પુરાતન કાળથી મનાતુ આવ્યુ છે ડૉ વેસ્ટરમાર્ક કહે છે કે "એક પાત્રમાથી જમવાની ક્રિયા એ એક પ્રકારનો ભેગ આપવાની રીત હોઇ વરકન્યાનુ ઐક્ય વધારે દૃઢ કરી તેમના ઉપર એક પ્રકારની પરસ્પર જવાબદારી મૂકે છે—પતિના અન્નની પત્ની ભાગીદાર બને એ પરિણીત જીવનનુ એક મુખ્ય લક્ષણ હોઇ તેના ઉપરથીજ આ વિધિ સૂચિત થએલો

× જુઓ સ્વ સૌ બાળાબ્હેન કૃત ગીતનો સગ્રહ પૃ ૬૫, ૬૬, ૭૨ (પાચમી આવૃત્તિ)

છે."+ કસાર ખાવાના વિધિમાં એક પાત્રમાંથી જમવા ઉપરાંત પતિપત્ની અન્યોન્યને ખવડાવે છે. જ્યાં વિધિનો હેતુ તો ઐક્ય દર્શાવવાનોજ છે.

આ વિધિ પછી વરકન્યા ઉઠીને ગણપતિને તેમજ કુલદેવતાને અને બન્ને પક્ષના વડીલવર્ગને પગે લાગે છે. વડીલવર્ગ રૂપિયા અથવા એકાદ અલંકાર આપે છે. આ પછી સારી ઘડી જોઈ વર કન્યાને વરઘોડો કાઢી વાજતે ગાજતે વરને ત્યાં લઈ જવામાં આવે છે. જે લગ્નને દિવસે બારશ કે બુધવાર હોય તો તે દિવસે કન્યાને વળાવવામાં આવતી નથી પણ બીજે દિવસે વળાવે છે. કારણ કે બારશે અને બુધવારે કન્યાને વિદાય કરવામાં અપશુકન મનાય છે.

વરકન્યાને બે કે ચાર ઘોડાની ગાડીમાં બેસાડવામાં આવે છે. પહેલાં કેટલીક જ્ઞાતિઓમાં બન્નેને એકજ ઘોડા ઉપર બેસાડવામાં આવતા—વરની પાછળ કન્યા બેસતી. પણ હવે એ રીવાજ નાબુદ થઈ ગયો છે. વરકન્યાની ગાડીની આગળ પુરુષો અને પાછળ સ્ત્રીઓ ચાલે છે. કન્યાપક્ષની સ્ત્રીઓ મહોલ્લાના નાકા સુધી વળાવવા જાય છે. વરકન્યા જ્ઞાતિના ઇષ્ટદેવના મન્દિરમાં પગે લાગી પછી ઘેર જાય છે. મન્દિરની તેમજ ઘરની બારસાખે વરકન્યા ઘરમાં જતા પહેલા કંકુના થાપા દે એવો કેટલીક જ્ઞાતિઓમાં રીવાજ છે.

વરકન્યા ઘેર આવે એટલે વરની બ્હેનો અથવા કુટુંબના બાળકો બારણા બંધ કરી દે છે વર અમુક રૂપિયા આપવાનું અથવા બંધ કરનારના લગ્ન ત્વરાથી કરી આપવાનું કબૂલ કરે ત્યારેજ બારણા ઉઘાડે છે. બારણામાં જ વરની મા બન્નેની આસપાસ ગાભની ઘડી પીંડી ઉતારી ચારે તરફ નાખી દેછે અને ચોખાથી વધાવી બન્નેને ઘરમાં લેછે. અહિ પણ વરકન્યા ગણપતિ અને કુળ દેવતાને પગે લાગે છે. પછી ગણપતિ આગળ બેસી એકી બેકી રમે છે. વાણીઆઓની કેટલીક જ્ઞાતિમાં પાણી ભરેલા વાસણમાં થોડા

+ A Short History of Marriage પ્રકરણ ૮, પૃ. ૧૮૯.

ખારેક સોપારી નાખી અંદર એક વીંટી નાખી તે સોધી કાઢવાનુ રમે છે. જે રમત રમે તેમા જીતનાગનુ ઘરમા ચલણ થાય એવી માન્યતા છે. આ અને બીજી કેટલીક ક્રિયાઓ પછી કન્યા પોતાને ઘેર જાય છે

બ્રાહ્મણોમા લગ્ન પછી ચોથે દિવસે ચરભક્ષ કે ચરુભક્ષણુનો વિધિ કરવાનો રીવાજ છે કોઈક વખત લગ્નને બીજે કે ત્રીજે દહાડે પણ એ વિધિ થાય છે. વડનગરા નાગરો એને "ચોથા દહાડા" નો વિધિ કહે છે—માત્ર સુરતના નાગરો "માડવ" કહે છે. આ વિધિ વખતે વરકન્યા ફરી ચોરીમા બેસે છે. ગોર અગ્નિ સળગાવી હોમ કરે છે. તે પછી સ્વસ્તિવાચન ભણે છે. સ્વસ્તિવાચનની ભાષા સંસ્કૃત અને ગુજરાતીનુ વિચિત્ર મિશ્રણ છે. કન્યાના વડદાદા, દાદા, પિતા, ભાઈઓ અને કુટુંબના હયાત પુરુષવર્ગના નામો બોલી તે સર્વ વરનુ રક્ષણ કરો એવી પ્રાર્થના સ્વસ્તિવાચનમા હોય છે આ વંચાઈ રહે એટલે વરકન્યા ફરી અન્યોન્યને કસાર ખવડાવે છે. પછી કન્યાપક્ષ તરફથી વરપક્ષને પહેરામણી આપવામા આવે છે. જે જ્ઞાતિમા ચરભક્ષનો રીવાજ ન હોય તેમનામા પણ પહેરામણી તો અપાય છે વરને અને વરના બાપને પાઘડી શેલુ અને માને સાડી તેમજ જ્ઞાતિ–રીવાજ મુજબ સર્વ વહેવાઇયોને રૂપિયા આપવામા આવેછે. વરને પલંગ, મશરૂની પથારી અને ત્રાબાનુ મોટું વાસણ આપવાનો રીવાજ કેટલીક જ્ઞાતિઓમા છે. જે જ્ઞાતિઓમા વરવિક્રયનો રીવાજ હોય તેમનામા બહુ ભારે પહેરામણી આપવામા આવે છે.* પહેરામણી અપાઈ રહે એટલે વરપક્ષ છેલ્લી વિદાયગિરી લે છે. લગ્નના દિવસ માફકજ વરકન્યાને વાજતે ગાજતે વરને ત્યા લઈ જાય છે

કન્યાપક્ષ તરફથી વરપક્ષને એક, બે, કે ત્રણ જમણ આપવાનો રીવાજ ઘણીખરી જ્ઞાતિઓમા છે.

* આ સંબંધી વિસ્તારથી હકીકત પ્રકરણ ૩ જમા આપી છે.

બ્રહ્મક્ષત્રિયોમાં કેટલીક રૂઢિઓ છે તે બીજી કોઈ જ્ઞાતિમાં નથી. "શકરાતની માણુ"ની ક્રિયા મુસલમાનોના રીવાજને મળતી આવે છે. બે મોટા માટીના ગોળામાં દહીં ખાંડ અને થોડું ઘી ભરે છે. વરના ઘરની એકાદ સૌભાગ્યવતી પણ વૃદ્ધ સ્ત્રી દહીં હલાવે છે અને તે બદલ તેને થોડા રૂપિયા મળે છે. આ બે માટલાંના મ્હો ઉપર પિત્તળનાં ઢાકણાં ઢાંકી બે નોકરને માથે મૂકી વાજાં સાથે કન્યાને ઘેર મોકલે છે. કન્યા આ માટલાંની પૂજા કરે છે. મુસલમાનોમાં આજ મુજબ માટલા લઈ જવામા આવે છે.

"શકરાતની માણુ" આવ્યા પછી કન્યાનો ગોર 'દંડીઆણી' લઈ જાય છે. પિત્તળની થાળીમા બે કોડીયા, લગ્નની તિથિ અને પડી લખેલો કાગળ અને અમુક રૂપિયા મૂકી લઇ જાય છે તે "દંડીઆણી" કહેવાય છે. પલ્લાની રકમ દંડીઆણીમા કન્યાને ઘેરથી આવેલી રકમના પ્રમાણમા નક્કી થાય છે. દંડીઆણી ગયા પછી વિવાહ તોડાય નહિ.

લગ્નને દહાડે સવારમા વર હાથમા તરવાર લઈ કુટુંબની સ્ત્રીઓ સાથે કન્યાને ઘેર જાય છે. ઉપરથી ચાર થાળીયો લટકાવી હોય તેનો પડછાયો નીચે મૂકેલા પાણીના વાસણમા જોઈ થાળીઓને તરવારની અણી અડકાડે છે. મહાભારતમા દ્રૌપદીના સ્વયંવરમા જે મત્સ્યવેધ કરવાનો હતો તેના અવશેષ ચિહ્નરૂપ આ વિધિ મનાય છે. બ્રહ્મક્ષત્રિયો કહે છે કે આ વિધિ ઉપરથી સિદ્ધ થાય છે કે એમની જાતિ ક્ષત્રિયો (રજપૂતો) માથી ઉતરી આવેલી છે. પરંતુ ક્ષત્રિયોમા મત્સ્યવેધનો રીવાજ સામાન્ય ન હતો; તેમ આજે પણ નથી. સાહિત્ય કે ઇતિહાસમા દ્રૌપદી સિવાય બીજા કોઇના લગ્નમા મત્સ્યવેધની શરત હોવાનું દૃષ્ટાંત નથી. મહાભારતમા પણ એવું બીજું કોઈ દૃષ્ટાંત નથી. દમયંતીના પ્રખ્યાત સ્વયંવરમા પણ એવી કોઈ શરત ન હતી. સુભદ્રા કે નાગકન્યા સાથે અર્જુન પોતે પરણ્યો ત્યારે પણ મત્સ્યવેધ કરવામાં આવ્યો ન હતો. આથી માત્ર એકલા આ વિધિ

ઉપરથીજ બ્રહ્મક્ષત્રિયો રજપૂતોના વંશજ છે એમ સિદ્ધ થતું નથી

બ્રહ્મક્ષત્રિયોમાં પરણનાર કન્યા મુસલમાન સ્ત્રીના જેવો પોશાક પહેરે છે લાંબો પેશવાજ અને સુરવાળ પહેરી ઉપર ઓઢણી પહેરે છે હાલ કેટલાક વર્ષથી ઓઢણીને બદલે રેશમી પાનેતર આધારણ ગુજરાતી સાડી માફક પહેરી મુસલમાની પોષાક કાઢી દે છે વર પરણવા આવી પહોંચે ત્યારે નાની બંધ પાલખી જે 'બંદડ' કહેવાય છે તેમાં કન્યાને બેસાડી તોરણ આગળ લાવે છે વર એ પાલખીની સાત વખત પ્રદક્ષિણા કરે છે, અને તે વખતે કન્યાનો ભાઈ એને કરેણની સોટી મારે છે તથા કન્યાપક્ષની સ્ત્રીઓ એના ઉપર પૂરીઓ ફેંકે છે રજપૂતોમાં કન્યાનું એના સગા સાથે લડાઈ કરી હરણ કરવામાં આવતું તેના સ્મારકરૂપ આ વિધિ મનાય છે

લગ્ન પછીના પહેલા સોમ, ગુરુ કે શુક્રવારે કન્યાને એના પોતાના કે કોઈ પાડોશીના ઘરમાં સતાડી દે છે વર આવીને સાત ઘેર તરવાર અડકાડી કન્યાને શોધી કાઢે છે શોધ્યા પછી બન્ને કન્યાના વ મા જઈ પાસાથી રમે છે

બ્રહ્મક્ષત્રિયો પંજાબમાંથી આવેલા છે એવી માન્યતા છે એમની ભાષા ગુજરાતી હોવા છતાં તેઓ કેટલાક ઉત્તર હિંદના શબ્દો વાપરે છે, તેમજ એમના લગ્નના રીવાજો બીજી જ્ઞાતિઓ કરતાં તદ્દન જુદા છે તે ઉપરથી લાગે છે કે આ માન્યતા ખરી હશે

ગુજરાતની લગભગ બધી જ્ઞાતિઓમાં બ્રાહ્મણોજ લગ્ન વિધિ કરાવે છે પંચમહાલના ભીલ અને પટેલીયામાં તેમજ સુરત જિલ્લાની કાળીપરજ જાતો અને દુબળાઓમાં જાતિનો પટેલ લગ્ન કરાવે છે * આ બધી જાતિઓમાં મંત્રોચ્ચાર કરવામાં આવતા નથી પણ

---

* એક દુબળાની સ્ત્રીને બ્રાહ્મણને ન બોલાવવાનું કારણ પૂછતાં તેણે જવાબ દીધો હતો કે 'બ્રાહ્મણો આવે તો પાનહેર (પાંચશેર) અનાજ માગે પાંચ રૂપિયા જોગ ઘુગરા એ બધું માગે ને નાતનો પટેલ તો હેર (શેર) ચોખામાં ન્યાં પરનવી (પરણાવી) જાય"

'માત્ર મંગળ ફેરા એટલે અગ્નિની પ્રદક્ષિણા કરવામાં આવે છે. ચોધરા નામની રાનીપરજ જાતિમાં ખાસ અગ્નિ પ્રકટાવવામાં આવતો નથી પણ વરકન્યા ઘરના ચુલાનીજ પ્રદક્ષિણા કરે છે. આ બધી જાતિઓમા વર અને કન્યા બન્નેને પોત પોતાના મામા ખભા ઉપર બેસાડી ફેરા ફરે છે. કહેવાતા અત્યંજોને ત્યાં તો અલબત બ્રાહ્મણો વિધિ કરાવવા જતા નથી. એમના પોતાના ગોર જે ગરોડા કહેવાય છે તેજ લગ્નનો વિધિ અને ઉત્તરક્રિયા કરાવે છે. ગરોડા બ્રાહ્મણોની પેઠે ગોરપદું જ કરે છે. અને રહેણી કરણીમા બહુ ચોખ્ખા હોય છે. તેઓ જનોઇ ધારણ કરે છે પણ જનોઈ દેવાનો વિધિ કરતા નથી.

ગુજરાતમાં લગ્નના અધિષ્ઠાતા દેવતા બે છે—ગણપતિ અને કુલદેવી. ભિલ, નાયક ઇત્યાદિ રાની જાતિઓ બાદ કરતા દરેક જ્ઞાતિમાં લગ્નની શરૂઆત ઘેર ગણપતિ માડવાથી થાય છે. આ રીત એટલી બધી સામાન્ય છે કે કોઇ પણ જાતની શરૂઆત કરવી તે ઘણી વાર " ગણેશ માડવા " કહેવાય છે. કુલદેવી, જેને બ્રાહ્મણો રાદલ કે રન્નાદેવ કહે છે અને બીજી જ્ઞાતિઓ ગોત્રજ કહે છે તેનો પણ મહિમા મોટો ગણાય છે. શ્રાવક લોકો જે બીજા કોઇ હિંદુ દેવોને માનતા નથી તે પણ લગ્ન પ્રસંગે ગોત્રજ માડે છે. ચાર નાની ટોપલીમાં જવારા વાવી ગોત્રજની પ્રતિષ્ઠા કરવામા આવે છે. ગણપતિની માફક ભીંત ઉપર પ્રતિમા ચીતરવામા આવતી નથી. અને આ સ્વરૂપમા માતાની પુજા શા માટે કરવામા આવે છે તે સ્પષ્ટ નથી. તરત ઉગી નીકળતા જવારા પેઠે પરિણીત જીવન સંતતિથી ભરપૂર બને એ વિચારથી પણ કદાચ જવારા વાવવામા આવતા હોય — માતાનું સ્વરૂપ આપવાનો ખ્યાલ પછીથી આવ્યો હોય એમ પણ સૂચના થઈ છે. પરંતુ જનોઇ પ્રસંગે પણ આજ સ્વરૂપમા—એટલે જવારા વાવી પૂજા થાય છે. વળી નવરાત્રમાં તેમજ કન્યાઓના જયાપાર્વતી (ગોરો—અલુણું)

વ્રતમા પણ આજ મુજબ માતાની પૂજા કરવામા આવે છે. એટલે સંતતિના ખ્યાલથી જ જવારા વવાય છે એમ ન જ કહી શકાય. નવરાત્ર તો ખાસ નવું અન્ન પાકયાની ખુશાલીનો જ ઉત્સવ (harvest festival) છે. એટલે એ પ્રસંગે જવારા-અન્ન-વાવી તેની માતા સ્વરૂપે પૂજા થાય એમા આશ્ચર્ય જેવું નથી, પરંતુ લગ્ન પ્રસંગે કે કન્યાઓની ગોરોમા શા માટે એ સ્વરૂપમા પૂજા થાય છે તે સ્પષ્ટ નથી.

રન્નાદે (રન્નાદેવી) એ સૂર્યની પત્ની અને તપતી (તાપી નદી)ની માતા ગણાય છે. એવી માન્યતા છે કે સુરત શહેરનું જુનું નામ સૂર્યપુર હોઇ એ સૂર્યનારાયણનું નિવાસ સ્થાન હતું, તથા સામે કાંઠે આવેલું રાંદેર ગામ તે રન્નાદે અને વચ્ચે વહેતી તાપી તે પુત્રી તપતી હતા.

રન્નાદે ગણપતિ પેઠે સ્હેજમા પ્રસન્ન થાય એવા નથી ગણાતાં. ગણપતિની એક વાર પ્રતિષ્ઠા કર્યા પછી રોજ એમની પૂજા કરવી પડતી નથી. પરંતુ રન્નાદેની તો નૈવેદ્ય ધરાવી રોજ પૂજા કરવીજ જોઇએ વળી ગણપતિને વિદાયગીરીની જરૂર નથી. પરંતુ રન્નાદેને તો નવમે દિવસે રીતસર વિદાય આપવીજ જોઇએ, અને વિદાય કરતા પહેલા ખીર, વડા, ચણા વિગેરેનું નૈવેદ્ય ધરવુંજ જોઈએ. નવપરિણીત દંપતી રન્નાદેની નવમે દિવસે પૂજા કરે પછી ઘર પાસેના કૂવા આગળ રન્નાદે (જવારાની ટોપલીઓ) લઇ જવામા આવે છે. અને સ્ત્રીઓ પ્રસંગને અનુસરતા ગીત ગાય છે. એક ગીતમાં ગંદવમાને થોડા દિવસ વધારે રહેવાની વિનતિ છે. પછી ટોપલીઓ કૂવામા નાખવામાં આવે છે. માતા જ્યા સુધી ઘરમાં હોય ત્યાં સુધી ચૂલા પર તવો મૂકાય નહિ એવી માન્યતા છે અને સખ્તાઈથી પળાય છે. નવરાત્રમા માતા માંડયા હોય ત્યારે તેમજ ઘરમા કોઇને બળીયા કે ઓરી નીકળ્યાં હોય ત્યારે પણ માતાની પધરામણી થઇ મનાય છે અને નવ દિવસ સુધી તવો ચૂલે

મૂકાતો નથી. આથી ગમે તે સ્વરૂપમાં માતા ઘરમાં હોય ત્યારે રોટલી થઈ શકે નહિ. પૂરી કરી શકાય. પૂરી એ રોટલી કરતાં ચઢીયાતું ખાવાનું ગણાય તેથી માતાના માનમાં પૂરી જ કરવી જોઈએ–રોટલી જેવો સામાન્ય ખોરાક કરાય નહિ, એવો મૂળ ખ્યાલ હશે, અને તે ઉપરથી માતા ઘરમાં હોય ત્યાં સુધી તવો ચૂલે મૂકાય નહિ એ રીત શરૂ થઈ હશે.

રન્નાદે અથવા ગોત્રજને પોતાના નિવાસસ્થાન માટે પણ ચીવટ હોય છે એમ ગણાય છે. એક લગ્ન પ્રસંગે સ્ત્રીઓને કહેતી સાંભળી હતી કે એમના કુટુંબનું નવું ઘર વિશાળ અને સગવડવાળું હોવા છતાં લગ્ન જુના નાના ઘરમાજ કરવા પડતા; કારણકે એક લગ્ન વખતે નવા ઘરમાં ગોત્રજ માડયા ત્યારે તે ઘરને આગ લાગી હતી. પોતાનું સ્થાન બદલાવાથી માતાએ કુપિત થઈ ઘરને આગ લગાડી હતી એમ સ્ત્રીઓ માનતી હતી. રન્નાદેને પ્રસન્ન રાખવામા ઘણી સંભાળ રાખવી પડે છે તે ઉપરથી તામસી સ્વભાવના માણસોને મશ્કરીમા કે કટાક્ષમા ‘રન્નાદે’ કહેવામા આવે છે.

વૃદ્ધશ્રાદ્ધમા પૂર્વજોની અને ગ્રહશાન્તિમા નવ ગ્રહોની પૂજા કરવામાં આવે છે પણ એમાથી કોઈની પ્રતિષ્ઠા કરવામા આવતી નથી.

ગુજરાતના લગ્નના રીવાજો મહારાષ્ટ્રના રીવાજો સાથે સરખાવતાં બન્નેમા બહુજ ફરક દેખાય છે. કેટલાક રીવાજો મળતા આવે છે ખરા–પણ ઝીણી વિગતોમા બહુ ફેર હોય છે. મહારાષ્ટ્રમાં રૂઢિ પ્રચલિત ક્રિયાઓ ગુજરાત કરતા બહુજ વધારે લાંબી છે.*

ગુજરાતમા લગ્ન પહેલા ઘણા વર્ષ આગળથી વિવાહ (સગાઇ)

---

* ગુજરાત અને મહારાષ્ટ્ર એક બીજાની નજીક હોવા છતા બન્નેના રીવાજોમાં કેટલો ફરક છે તે જોવા માટે મહારાષ્ટ્રના રીવાજોનું વર્ણન (જોકે સંક્ષિપ્તમાં) લીધુ છે. એની માહિતી માટે બૉમ્બે ગેઝેટીયર (પુ. ૧૮ ભાગ ૧–પુના) તથા શ્રી નારાયણ અહીરાણી કૃત ‘લગ્ન વિધિ ~ [illegible]’ એ પુસ્તકની મદદ લીધી છે.

૭

કરી રાખવાનો ચાલ હોવાથી લગ્ન વખતે વિવાહ મેળવવાની રીત કરવાની રહેતી નથી. પરંતુ મહારાષ્ટ્રમાં વિવાહ મેળવવાની રીત એ લગ્નવિધિનું જ એક અંગ છે, કારણકે લગ્નના થોડા દિવસ અગાઉજ વિવાહ નક્કી થાય છે. વિવાહ મેળવવાની રીત ત્યાં બહુજ લાંબી છે. ગોરને લઇ વરપક્ષનાં મનુષ્યો કન્યાને ઘેર જાય છે અને ત્યાં એ વિધિ થાય છે.

ગુજરાતમાં લગ્નનાં નોતરાં કરવાનો કોઈ વિધિ નથી. સ્ત્રીઓ સ્ત્રીઓને અને પુરુષો પુરુષોને નોતરાં દેવા જાય છે ખરા. તેમાં પણ સ્ત્રીઓને તો નોતરાં કહેવા જવું એ પ્રિય વસ્તુ છે. કારણકે કહેવા જાય ત્યારે લગ્નમા આવે કે ન આવે તે બધાંને પોતાનાં વસ્ત્રાભૂષણ બતાવી શકાય છે—અને એટલા માટેજ સ્ત્રીઓ નોતરાં દેવા જતી વખત સારામા સારા ઘરેણા લુગડાં પહેરી જાય છે. પરંતુ મહારાષ્ટ્રમાં નોતરા દેવાનો "અક્ષત"નો વિધિ છે તે ગુજરાતમાં નથી.

ગુજરાતની માફક મહારાષ્ટ્રમાં ઘરમાં ગણપતિની પ્રતિષ્ઠા કરવામા આવતી નથી. જે દિવસે લગ્નની ક્રિયાઓ શરૂ થાય તે દિવસે કુટુંબનાં સ્ત્રીપુરુષો એકઠા થઈ ગણપતિને મંદિરે જઇ ત્યાં પૂજા કરે છે. બીજા વિધિઓ વખતે ગોર ગણપતિને સ્થાને પડીયામાં એક સોપારી મૂકી તેની પૂજા કરે છે. ગુજરાતમા તો ગણપતિનાં જુદાં મંદિર હોતાંજ નથી. જોકે દરેક શિવાલયમાં ગણપતિની પ્રતિમા હોય છે ખરી, પણ લગ્નાદિ શુભ પ્રસંગે તો ઓરડામાં ભીંત ઉપર ગણપતિ ચીતરી તેનીજ પૂજા થાય છે.

નાની ઘંટીમા દળવાની ક્રિયા મહારાષ્ટ્રમા બ્રાહ્મણોમાં માત્ર વરને ઘેર જ થાય છે—પણ ગુજરાત કરતાં એ ક્રિયા બહુ વધારે લાંબી હોય છે. વર અને એનો પિતા પણ એ વિધિમા સામેલ હોય છે. પણ ગુજરાતમા તો એ સ્ત્રીઓનીજ ક્રિયા છે.

મહારાષ્ટ્રમા "પુણ્યાહ વાચન" અને 'સીમાન્ત પૂજન' ( ભાગોળની પૂજા ) થાય છે તેવું કશું ગુજરાતમાં થતું નથી.

ગુજરાતમા વરને માટે 'કલવો' લઈ જવાની રીત છે તેને મળતી મહારાષ્ટ્રમા પણ વરને માટે ખાવાનું લઈ જવાની રીત છે.

મહારાષ્ટ્રમા લગ્નવિધિ વખતે વર-તેમજ-કન્યા અન્યોન્યને સ્વાથી આપેલાં વસ્ત્રો પહેરે છે. ગુજરાતમા એમ કદિ પણ થઇ શકેજ નહિ. મોસાળેથી આણેલાં વસ્ત્રોજ પહેરવા જોઇએ. મોસાળ પક્ષમા કોઈ હોયજ નહિ અથવા એ પક્ષ બહુ ગરીબ હોય તો પિતા તરફથી વસ્ત્રો કરાવવામા આવે. કન્યાનું પ'રશું લગ્ન પહેલા આવી જાય છતા પણ એમાની એક પણ ચીજ લગ્ન થઇ જતા સુધી ધારણ કરી શકાય નહિ. જો એમાના વસ્ત્ર કે અલકાર લગ્ન પહેલા કે લગ્નવિધિ વખતે કન્યા પહેરે તો એના પિતાને માટે શરમની વાત ગણાય. અને એને મળતું નથી તેથી માગના લુગડા ઘરેણા પહેરવા પડ્યા એમ કહેવાય.

વૈદિક વિધિ ગુજરાત અને મહારાષ્ટ્રનો લગભગ સરખોજ છે. મંગળ ફેરા વખતે મહારાષ્ટ્રમા વર કન્યાને ઉચકીને ફેરવે છે પણ ગુજરાતમા તેમ નથી. વળી ગુજરાત પેઠે ચાર વખત નહિ પણ ત્રણજ વખત અગ્નિની પ્રદક્ષિણા કરે છે. સપ્તપદી ગુજરાતમા ચાર ફેરા પૂરા થયા પછી થાય છે પણ મહારાષ્ટ્રમા બીજા અને ત્રીજા ફેરાની વચ્ચે થાય છે.

વૈદિક વિધિ થઇ જાય એટલે ખોટું રીસાઈ જવાનો રીવાજ મહારાષ્ટ્રમા છે વરપક્ષના તમામ માણસો માડવો છોડી ઘેર ચાલ્યા જાય છે, અને કન્યાપક્ષના માણસો આવીને ખુબ મનાવે ત્યારેજ પાછા માડવામા જાય છે. ગુજરાતમા માત્ર સુરતના વાલ્મીક કાયસ્થોમાં આવો રીવાજ છે. પરતુ સુરત કોકણની પાસે હોવાથી ત્યાના ઘણા રીવાજો મહારાષ્ટ્રને મળતા છે અને દક્ષિણીઓના રીવાજ ઉપરથીજ સુરતના કાયસ્થોમા એ રીવાજ આવ્યો હશે.

મહારાષ્ટ્રમા ઘણી ક્રિયાઓ વખતે કન્યાનો ખોળો ઘઉ, નારીયળ, ખારેક વિગેરેથી ભરવાનો રીવાજ છે ગુજરાતમા એવો રીવાજ નથી. સીમત વખતેજ માત્ર ખોળો ભરવાનો ચાલ છે.

મહારાષ્ટ્રમા ઘરમા ગણપતિની પ્રતિષ્ઠા કરવામાં આવતી નથી તો પણ લગભગ દરેક વિધિ વખતે એનુ આહ્વાન કરી પૂજા કરવામા આવે છે ગુજરાતમા ગણેશ બેસાડતી વખતે પૂજા કરવામા આવે છે પણ પછી રોજ કરવામા આવતી નથી વરઘોડો નીકળતા પહેલા વર, તેમજ પરણી ઉઠયા પછી વરકન્યા ગણપતિને પગે લાગે છે, પણ રીતસર પૂજા કરવામા આવતી નથી વિધિઓ દર્મ્યાન વરણ દેવની પણ પૂજા મહારાષ્ટ્રમા થાય છે, પરતુ ગુજરાતમા તો ગણપતિ ઉપરાત માત્ર રન્નાદેની પૂજા કરવામા આવે છે

મહારાષ્ટ્રની માફક ગુજરાતમા 'સુનમુખ' (વહુનું મ્હોં) જોવાની અને 'સાડી (આપવા)ની ક્રિયાઓ થતી નથી

ગુજરાત જેવી લગ્નને માટે ચોરી બાંધવાનો મહારાષ્ટ્રમા મુદ્દલ રીવાજ નથી

મહારાષ્ટ્રમા વર તરફની સ્ત્રીઓને કન્યાને ત્યા સ્ત્રીઓ નહાવા બોલાવે છે અને બધા ભેગા ન્હાય છે આને "રસ નહાણે" કહે છે ગુજરાતમા આવો રીવાજ નથી કેટલીક જ્ઞાતિઓમા વરપક્ષને લગ્નના એક બે દિવસ પછી તેડી હોળી માફક ગુલાલ કે કેસુડાના પાણીથી રમવાનો રીવાજ છે

'ઐરિણી' એટલે ટોપલીની પૂજાનો રીવાજ ગુજરાતમા નથી

લગ્નના રૂઢિ અનુસાર પળાતા આ સર્વ રીવાજોનો આશય સમજવો મુશ્કેલ છે કેટલાક રીવાજોને વગર કારણનું મહત્વ મળ્યુ છે અને કેટલાક ગમ્મત ખાતરજ પાળવામા આવે છે કેટલાક રીવાજો અસલ માઈક અગત્યના હશે પરતુ સમયના ફેરફાર સાથે એમની અગત્ય ઘટી ગઇ છે, છતા પણ બરાબર ઝીણવટથી અનુસરવામા આવે છે પરતુ ડૉ વેસ્ટરમાર્ક કહે છે, તેમ 'અસલી રીવાજોનાં મૂળમા બહુ પ્રમાણભૂત કારણો શોધવાનો પ્રયત્ન કરવો ન જોઈએ એમાના ઘણાખરા ચોક્કસ માન્યતાઓ ઉપર નહિ પરતુ અનિશ્ચિત ભાવનાઓ ઉપર રચાએલા હોય છે "

# પ્રકરણ ૩ જું.

## પૈસાની લેવડ દેવડ.

લગ્નમાં કોઈ પણ પ્રકારે પૈસાની લેવડ દેવડ કરવાનો રીવાજ માત્ર અસંસ્કૃત પ્રજાઓમાં જ નહિ, પરંતુ સંસ્કૃતિની ઉચ્ચી કક્ષાએ પહોંચેલી મનાતી જાતિઓમાં પણ હોય છે.

ગુજરાતમાં પૈસા આપવા લેવા સંબંધમા એકસરખો નિયમ નથી. કેટલીકમાં કન્યાવાળાને પૈસા આપવા પડે છે અને કેટલીકમાં વરવાળાને. કેટલીક જ્ઞાતિઓમા મુદ્દલ પૈસા આપવાનો રીવાજ નથી. ત્યારે કેટલીકમાં વર અને કન્યા બન્ને પરણાવતી વખત અમુક સંયોગોમા પૈસા આપવા પડે છે. આવી જ્ઞાતિઓમા કેટલીક એવી હોય છે કે જેમા નીચા કુળના મનાતા માણસોને પુત્ર અને પુત્રી બન્ને પરણાવતી વખત ખરચ થાય છે, ત્યારે કેટલીકમાં પોતાને ઉંચા કુળના માનતા માણસો છોકરા છોકરી બન્નેના લગ્નમા ખરચ કરે છે.

સુરત જિલ્લાના અનાવળા બ્રાહ્મણો, ચરોતરના પાટીદારો અને રજપૂતો વરને મોટી પહેરામણીઓ આપવા માટે પ્રખ્યાત છે.' આ ત્રણે જ્ઞાતિઓ જમીનદાર જાતિઓ છે એ લક્ષમા રાખવા જેવું છે.

અમદાવાદના ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણોમા પણ કન્યાનો બાપ પૈસા આપે છે. પણ એ જ્ઞાતિ એકંદરે શ્રીમંત કે જમીનદાર ન હોવાથી ઉપર કહેલી ત્રણ જ્ઞાતિઓ જેટલી મોટી રકમો આપવાનો એમનામાં રીવાજ નથી. પરંતુ એમની પોતાની જ્ઞાતિની સ્થિતિ જોતા એ રીવાજ ભારે પડે છે જ. બ્રહ્મક્ષત્રીયો ઉંચી અને સુધરેલી ગણાતી જ્ઞાતિ છે છતા એમનામાં વરને મોટી પહેરામણી આપવાનો રીવાજ છે. એ જ્ઞાતિ રજપૂતોમાથી થએલી છે એ માન્યતા ખરી

હોય તો રજપૂતાઇના અશ રૂપેજ એ રીવાજ હશે. આજે પણ ઘણા બ્રહ્મક્ષત્રીયો 'દેસાઇ' હોઈ થોડી ઘણી જમીનના માલીક હોય છે.

અનાવળા બ્રાહ્મણોમા તેમજ ચરોતરના પાટીદારોમા માત્ર મોટી પહેરામણી આપવાનો જ નહિ પણ કન્યાના લગ્ન પ્રસગે હજારો રૂપિયા ખરચવાનો રીવાજ છે જાનનુ, ટ્રેનનું કે ગાડાનુ ખરચ પણ કન્યાપક્ષને આપવુ પડે છે. બ્રહ્મક્ષત્રીયોમા જાનમા ન આવ્યા હોય તેવા માણસોનુ ગાડી ભાડું પણ કન્યા પક્ષ પાસે કેટલીકવાર માગવામા આવે છે * વરવિક્રય કરનાર બધી જ્ઞાતિઓમા જાન જેટલા દિવસ રહે તેટલા દિવસ એને ફરતા ફરતી જમણ કન્યાપક્ષ તરફથી આપવા પડે છે. જમાડવાની બાબતમા કદાચ અનાવળા બ્રાહ્મણોનો નંબર પહેલો આવે. જાનને દરરોજ સવારમા ખાજાં જલેબીનો નાસ્તો કન્યાપક્ષ તરફથી કરાવવામા આવે છે, અને જાનમા ન આવ્યાં હોય તે સગા માટે પણ રોજના અમુક એમ ગણી ખાજાં જલેબીની 'પડીઓ, બાધી મોકલવામા આવે છે. તપાસ કરતા જણાયું કે એક કુટુબને કન્યાના લગ્નમા કુલ ચૌદ હજાર રૂપિયા ખરચ થયું તેમાથી પાચસો રૂપિયા દૂધના અને પદરસો રૂપિયા ઘીના' વિવાહ મેળવતી વખતેજ વરપક્ષ નક્કી કરે છે કે દાળ, ચોખા, ઘી ઈત્યાદિ કન્યાપક્ષે કેટલા મણ વાપરવા કન્યાવાળા પૈસા ખરચે છતા એ ખોરાકનો જથો ઓછો વધતો કરવામા એમનું કાંઈ ચાલતું નથી.

ચરોતરના પાટીદારો અનાવળા કરતા બહુ ઉતરે એવા નથી. પોતે શ્રીમત છે એમ બતાવવા માટે કન્યાવાળા જાનમા ગાડાને જોડેલા બળદોને ઘી પાય છે. બળદોને ઘી ભાવતું નથી એટલે એમના મ્હોમા લાકડાની પરનાળો ખોસી તે વાટે ઘી રેડવામા આવે છે! રેલવેના પ્રસાર સાથે આ રીવાજ ઘસાતો જાય છે. પણ જ્યા રેલવે ન હોય, અને જાન ગાડામા બેસીને આવે ત્યા એ રીવાજ થોડે ઘણે અશે હજી પળાય છે ખરો.

---

* જુઓ શ્રી બળવંતરાય ઠાકોર કૃત "ઉગતી જુવાની" નાટક

અનાવળા બ્રાહ્મણોમાં જે રોકડ રકમ વરપક્ષને આપવામાં આવે છે તે "વાંકડો" કહેવાય છે. વિવાહ મેળવતી વખતે જ વાંકડાની રકમ નક્કી થાય છે. જેમ વરનું કુળ ઉંચું તેમ વાંકડાની રકમ મોટી. જે થોડાં કુટુંબો 'પેઢીવાળા' કહેવાય છે તે સૌથી મોટો વાંકડો માગે છે. એમને કન્યા પરણાવતાં પુષ્કળ ધામધૂમ કરવી પડે છે, એટલે એનું સાટું છોકરાને પરણાવતી વખતે મોટો વાંકડો લઈ વાળી લેછે.

અનાવળાના બે વિભાગ છે–દેસાઈ અને ભાઠેલા. આમાં દેસાઈ ઉંચા ગણાય છે. વાંકડો આપવાની રીત માત્ર દેસાઈઓમાં જ છે, ભાઠેલામાં નહિ. જો ભાઠેલા પોતાના જ વિભાગમાં કન્યા પરણાવે તો વાંકડો ન આપવો પડે. પણ જો દેસાઈને ત્યાં પરણાવે તો મોટી રકમ આપવી પડે. દેસાઈઓ પોતાની કન્યાઓ કદિ પણ ભાઠેલાને આપતા નથી, પણ ભાઠેલાની કન્યા લે છે ખરા. ભાઠેલાની કન્યા ભાઠેલામાં જ પરણે તો સોથી બસો રૂપિયાનું પલ્લું વરવાળાં કરે છે અને તે સ્ત્રીની પોતાની માલીકી ગણાય છે અને એના મરણ પછી એના સંતાનોને મળે છે. દેસાઈઓ બીલકુલ પલ્લું કરતા નથી.

વાંકડાની રકમ સામાન્ય રીતે પાંચસોથી બે હજાર સુધીની હોય છે. કેટલાક અપવાદરૂપ દાખલામા દસ હજાર સુધી પણ અપાયા છે. વાંકડામાંથી લગભગ ચોથા ભાગની રકમના ઘરેણાં કન્યા માટે ઘડાવાય છે. ઘરેણા કન્યાનો બાપ ઘડાવે છે છતા તેમની સંખ્યા અને કીંમત વરનો બાપ જ નક્કી કરે છે.

કન્યા પહેલી વખત સાસરે જાય ત્યારે ફરી ખરચ કરવું પડે છે. વાંકડાથી લગભગ અડધી રકમ તે વખતે આપવી પડે છે. કન્યાનો બાપ એ રકમ ન આપી શકે ત્યાં સુધી વરવાળાં કન્યાને તેડતાં જ નથી. અને જો એ રકમ ભરવા એ અશક્ત નીવડે તો કન્યા જીંદગી સુધી પીયર જ રહે છે અને વર બીજી કન્યા પરણી શકે છે.

ભાટેલાને પોતાના વિભાગની અંદર જ કન્યા પરણાવતા કશુ ખરચ થતું નથી પરતુ જો દેસાઈને ત્યા છોકરી આપે તો દેસાઈઓની રીતે જ ખરચ કરવુ પડે છે દેસાઇઓ ભાટેલાને પોતાનાથી ઉતરતા ગણે છે અને એમને ત્યા છોકરી પરણાવતા પુષ્કળ ખરચ થાય છતા ભાટેલા દેસાઇને ત્યા છોકરી આપવા બહુ જ આતુર હોય છે દેસાઇને ત્યા છોકરી પરણાવી એ નાતજાતમાં અભિમાનની વાત મ્હેવાય અને તેથી જ તણાઈને ગજા ઉપરાત ખરચ કરીને પણ ભાટેલા દેસાઈને ત્યા છોકરીઓ આપે છે

વાકડા ઉપરાત કન્યાનો બાપ વરને મોટા તાબાના વાસણ, પલગ, મશરૂની તળાઇ, તકીયા, વિગેરે આપે છે આવી ચીજોના સબધમા દિવસે દિવસે ખરચ ઘટવાને બદલે વધતું જ જાય છે અસલ ગામના ખરાદીએ બનાવેલો છ સાત રૂપિયાની કીંમતનો રગિત ઢોલીયો પાગી ભરેલો આપવામા આવતો તેને બદલે હાલ સો દોઢસો રૂપિયાનો નવી તરેહનો પલગ માગવામાં આવે છે

અરોનરના પાટીદારો પણ જાનને જમાડવા ઉપરાત બીજા ખરચ પુષ્કળ કરે છે અમુક મણ ડાગર, અમુક મણ તેલ વિગેરે કન્યાપક્ષ તરફથી આપવામા આવે છે કન્યાને એના બાપે કેટલી કીંમતના અને કયા ઘરેણાં આપવા તે વર તરફથી વિવાહ કરતી વખતે જ નક્કી થાય છે જો લગ્ન વખતે એ ઘરેણાની જોગવાઈ ન થઈ હોય તો કન્યા સાસરે રહેવા જાય ત્યા સુધીમા તો ઘરેણા તૈયાર થવા જ જોઈએ, નહિ તો સાસરાવાળા કન્યાને તેડે નહિ. અને કદાચ તેડે તો ઘરેણા પૂરા આવી રહેતા સુધી પાછી પીયર તો નજ મોકલે

પાટીદારોના રીવાજ મુજબ સ્ત્રીઓ જાનમા નથી જતી તો પણ પહેરામણીમા કુટુંબની દરેક સ્ત્રીને માટે વસ્ત્રો મોકલવામા આવે છે વરના ઘરની સ્ત્રી નોકરો, ધોબણ દાતમની સ્ત્રી, ઢેડી બધાને

માટે કન્યાપક્ષ તરફથી વસ્ત્રો મોકલાય છે. કન્યાને પોતાને માટે તો ભારે અને હલકાં અનેક વસ્ત્રો આપવામાં આવે છે.

કન્યાનો પિતા વરના પિતાને જે રોકડા રૂપિયા આપે છે તે "પૈઠણ" કહેવાય છે. જે કુળ નીચાં ગણાય તેમની કન્યા ઉંચા ગણાતા કુળમાં જો પરણે તો બહુ મોટી પૈઠણ આપવી પડે. જો વરકન્યા બન્નેનાં કુળ સરખાં જ હોય તો ત્રણસોથી છસો સુધીની જ પૈઠણ આપવી પડે છે. બીજું જાનને જમાડવાનું, પહેરામણીનું વિગેરે ખરચ તો ઉંચાં કુળમાં પરણાવવાનાં થાય તેટલું જ લગભગ થાય છે. જાનમાં આવેલા તમામ પુરુષોને છેલ્લે દિવસે કસુંબો પાવામા આવે છે અને તેમાં પણ ઘણું ખરચ થઇ જાય છે.

બ્રહ્મક્ષત્રિયો સુધરેલી અને ભણેલી જ્ઞાતિ છે છતા એમનામા વરવિક્રયનો રીવાજ છે. પુરુષોએ ઠરાવો કરી એ રીવાજ નાબુદ કરવાના કે બને તેટલો ઓછો કરવાના યત્ન કર્યાં છે. પણ સ્ત્રીઓ છાની રીતે પૈસાની આપ લે કરે છે એમ કહેવાય છે. કન્યાની માતા તો અલબત્ત પૈસા આપવા રાજી ન હોય. પરંતુ વરની માને પ્રસન્ન કરવા માટે બીજો રસ્તો નથી. જો મ્હો માગ્યા પૈસા ન આપે તો એની જ પુત્રીને જીંદગીભર મ્હેણું સાભળવુ પડે. પૈસાની રકમ વિવાહ વખતે જ નક્કી થાય છે, અને કન્યાપક્ષ પછીથી એમાં ઘટાડો કરી શકે નહિ. પણ વરપક્ષ છેક લગ્ન વખતે થોડી વધારે રકમ માગી શકે અને એ રકમ ન આપવામા આવે તો લગ્ન કરવાની ના કહી શકે. જો કે આ પ્રમાણે કરવું એ બહુ હલકું ગણાય છે અને સજ્જન માણસો એ પ્રમાણે કરતા નથી. રોકડ રકમ લેવાને બદલે આજના જમાનામા પરોક્ષ રીતે પણ પૈસા લેવાય છે. દાખલા તરીકે એક યુવાનને સોલીસીટર થવાની મરજી હોવાથી એના ભાવિ સસરાએ એક સોલીસીટરની પેઢીમાં આર્ટીકલ સાઇન કરવા માટે એ યુવાન તરફથી પૈસા ભર્યા હતા. વર બીજા ગામનો હોય તો જાનનું રેલવે ખર્ચ કન્યાવાળાને આપવું પડે છે, અને "જેટર્સ

દિવસ જાન રહે તેટલા દિવસ જમાડવી પડે છે. આ બધું ખરચ બચાવવા બ્રહ્મક્ષત્રિયોમાં હવે કન્યાવાળા વરને ગામ જઇ લગ્ન કરે છે. ત્યાં જઈ કામચલાઉ ઉતારો રાખે છે અને એ ઉતારે લગ્ન થાય છે. સામે કન્યા પરણાવવા જવું તે બીજી જ્ઞાતિઓમા બહુ શરમાવા જેવું ગણાય છે. પણ ખરચ ઓછું કરવા માટે બીજો રસ્તો જ નથી. વરને ગામ જાય તો પણ રોકડ રકમ, પહેરામણીમાં આપવાનાં ભારે વસ્ત્રો એ બધું તો એનું એજ રહે છે.

: રજપુતો જે ગુજરાતમાં સાધારણ રીતે 'ગરાસીયા' કહેવાય છે તે પણ વરવિક્રય કરનારી જાતિ છે. વર જો રાજા હોય, અને કન્યાનું કુળ એનાથી ઘણું ઉતરતું ગણાતું હોય, તો એ જાતે પરણવા જતો નથી પણ પોતાનું ખાંડું (તરવાર) મોકલે છે. "હાથેવાળે (જાતે) પરણવા આવે તે કરતાં ખાંડું મોકલે તે કન્યા પક્ષ વધારે પસંદ કરે છે. કારણકે હાથેવાળે પરણાવવામાં ખરચ ઘણું વધારે થાય છે. ખાંડાની સાથે થોડા જ માણસો જાય છે પણ વરની પોતાની જોડે જાનમા જનારની સંખ્યાની હદ રહેતી નથી, અને તેથી એમને જમાડવામાં કન્યાવાળાને પુષ્કળ ખરચ થઇ જાય છે. રાજા સિવાયના પણ બધાજ ગરાસીયાઓમાં વરપક્ષને રોકડા રૂપિયા અને કીમતી પોશાકની પહેરામણી આપવી પડે છે.

ચરોતરના પાટીદારો માફક ગરાસીયાઓમાં પણ જાનને કસુંબો પાવાનો રીવાજ છે. ચરોતરના પાટીદાર, અનાવળા વિગેરે પેઠે રજપૂતોમા પણ કન્યા સાસરે જાય ત્યારે એને વસ્ત્રો ઉપરાંત પોતાના ઉપયોગની એક એક ઝીણી વસ્તુ–ધૂપેલ, કંકુ, સોપારી ઈત્યાદિ માબાપને આપવી પડે છે.

અમદાવાદનો ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણોમાં પણ વરવિક્રયનો રીવાજ છે. એમનામાં પણ વિવાહ કરતી વખતે જ પહેરામણીની રકમ નક્કી થાય છે. રોકડ રકમ ઉપરાંત કન્યાના દાગીના–વરપક્ષ

નક્કી કરે તેટલા એના બાપને આપવા પડે છે. પાટીદાર કે અનાવળા પેઠે હજારો રૂપિયા રોકડા આપવા પડતા નથી. પરંતુ છમો સાનમો સુધી આપવા પડે છે. ભરૂચ જિલ્લાના ઔદિચ્ય બ્રાહ્મણોમા કન્યાપક્ષને કશુ આપવું પડતું નથી. એથી ઉલટું એમનામા તો કેટલાક કન્યા-વિક્રય કરી પૈસા ઉપજાવે છે—જોકે એ હલકું તો ગણાય છેજ.

વરવિક્રય કરનારી જ્ઞાતિઓમા બ્રહ્મક્ષત્રિયો સિવાય કોઇ જ્ઞાતિ કન્યાને પસ્તુ કરતી નથી. બ્રહ્મક્ષત્રિયોમા પલ્લાની રકમ નક્કી નથી. કન્યાપક્ષ તરફથી "દંડીઆણી"ની રીતમા* જેટલી રકમ મોકલવામા આવે તેના ઉપરથી પલ્લાની રકમ નક્કી થાય છે.

અમદાવાદ અને ભરૂચ જિલ્લાઓના પાટીદારોમા પૈઠણ આપવાનો રીવાજ નથી. જો ચરોતરમા કન્યા પરણાવે તો જ ત્યાના રીવાજ મુજબ પૈઠણ આપવી પડે.

વાણીઆઓની કેટલીક જ્ઞાતિઓમા કન્યા માટે પૈસા લેવાનો રીવાજ છે. દાખલા તરીકે કપોળ વાણીઆઓમા કન્યાની કીંમત હજારોથી અંકાય છે ભરૂચ જિલ્લાના પાટીદારોમા કન્યા વિક્રયનો રીવાજ હતો, અને કન્યાની કીંમત રૂ ૯૦૦ થી ૪૦૦૦ સુધી થતી. પરંતુ એ રીવાજ હવે ઘસાતો જાય છે. ખેડાવાળ બ્રાહ્મણોમા જે 'કળાયા' એટલે કુળવાન ગણાય છે તે છોકરીના લગ્ન વખતે વરપક્ષને સારી રકમ આપે છે, અને જે નીચા કુળના ગણાય છે તે કન્યા-વિક્રય કરે છે. કન્યાવિક્રય કરનારની દીકરીને બસોનુજ પલ્લુ મળે છે. પણ જે કન્યાનો બાપ વરને પૈસા આપે તેને પાચસોનુ પલ્લુ કરવામા આવે છે.

અમદાવાદના દસા પોરવાડ વાણીયાઓમા કન્યાને છસોનુ પસ્તું કરવામા આવે છે અને તે રકમ વરકન્યાના નામ ઉપર ભેગી રહે છે. બેમાથી એક મરણ પામે તો પાછળ રહેનારને મળે છે. કન્યાનો

---

* જુઓ પ્રકરણ ૨.

પિતા વરને ૧૦૧ અથવા ૧૨૧ પહેરામણીનો ચાંલ્લો કરે છે. તે સિવાય બીજી લેવડદેવડ થતી નથી.

વીસનગરા નાગરોનો એક વિભાગ જે 'ભરતીયા' કહેવાય છે તે કન્યાવિક્રય માટે મશહૂર છે. 'કુળવાન' કન્યાવિક્રય કરતા નથી તેમ વરના પૈસા પણ માગતા નથી. તળ વીસનગરમા કન્યાની કીંમત વધારેમાં વધારે પાચસો અને ઓછામા ઓછી અઢીસો હોય છે. છોકરીનો બાપ જેટલા રૂપીઆ લે તેનાથી અડધી કીંમતનું પહલું છોકરીને વર તરફથી કરવામા આવે છે. બાપને આપેલી રકમ ઉપરાંત આ મુજબ પહલું ન મળે તો કન્યા પરણાવવામાં આવતી નથી. વર પરગામનો હોય તો જાનને બધા દિવસ જમાડવાનું ખરચ કન્યાપક્ષને માથે રહે છે. કુળવાનોમા કન્યાપક્ષ જાનને કેટલા દિવસ જમાડશે તે પહેલેથી નક્કી કરવામા આવે છે. અને ઘણુંખરૂં જાન એટલા જ દિવસ કન્યાને ગામ રહે છે. એટલે વરપક્ષને ખરચ થતું નથી.

કડી પ્રાંતના વીસનગરા નાગરોમા કન્યાવિક્રયનો રીવાજ પુષ્કળ છે. કન્યાની કીંમત હજારોથી અંકાય છે. અને ઓરી અછબડાના ભયમાથી મુક્ત થએલી મોટી કન્યાની કીંમત નાની કન્યા કરતાં બહુ વધારે આવે છે. અમદાવાદ અને સુરતના વીસનગરા નાગરોમા આટલી હદ સુધી કન્યાવિક્રયનો રીવાજ નથી પરંતુ 'ભરતીયા' માં થોડે ઘણે અંશે રીવાજ છે ખરો.

વડનગરા નાગરોમા વરવિક્રય કે કન્યાવિક્રય કરવો એ બહુ જ હલકું ગણાય છે અને ગરીબ માણસો પણ એ રીવાજનો આશ્રય લેતા નથી. પરંતુ પ'લાની કીંમત એ જ્ઞાતિ જેટલી ગુજરાતની બીજી કોઈ જ્ઞાતિમા નથી. તેથીજ "ભરાય ગાગરી ત્યારે આવે નાગરી" એ કહેવત પડી હશે ×

× એટલે ગાગર ભરાય તેટલા રૂપિયા હોય ત્યારે નાગરની કન્યા મળે.

અમદાવાદના નાગરોમા એક હજારનુ પલ્લુ અને સો રૂપિયાના લુગડા કન્યાને આપવામા આવે છે વરપક્ષ ગમે તેટલો શ્રીમંત હોય તો પણ પલ્લાની રકમ બદલાતી નથી. જો પોતાની શ્રીમતાઈ બતાવવાની ઇચ્છા હોય તો પરણીને કન્યા પગે લાગે ત્યારે સસરો મોટી કીંમતનો અલંકાર કન્યાને આપે. પરંતુ પલ્લાની રકમ વધારી શકાતી નથી સુરતના નાગરોમા તેરસોનુ પલ્લુ અને સો રૂપિયાના લુગડા એટલુ ઓછામા ઓછુ કરવુ જ જોઈએ. શ્રીમંતો વધારે પલ્લુ કરી શકે છે. એક દાખલામા પાચ હજારનુ પણ કરવામા આવ્યુ હતુ. આતો અપવાદરૂપ દાખલો છે, પણ સામાન્ય રીતે તેરસોથી પદરસોનુ પલ્લુ કરવામા આવે છે જુના વખતમા બારસોનું પલ્લુ કરવામા આવતુ અને લગ્ન પછીના પહેલા વર્ષમા કન્યા દીવાળી, હોળી, બળેવ ઇત્યાદિ તહેવારોએ જમવા જાય ત્યારે જે છુટક છુટક આપવામા આવે તે મળીને સો રૂપિયા થતા હવે કન્યાઓ મોટી ઉમ્મરે પરણે છે અને પરણીને તરત સાસરે જાય છે એટલે આ પ્રમાણે આપવાનો પ્રસગ આવતો નથી તેથી પલ્લામા જ સો રૂપિયા વધારે આપવામા આવે છે અને "ઉભા વરસની રીતના" રૂપિયા કહેવામા આવે છે

પહેલા વડનગરા નાગરોમા પલ્લુ ઘરેણા રૂપે અપાતુ પરંતુ હવે રોકડા આપવાનો રીવાજ વધતો જાય છે વિવાહ કરતી વખતે કન્યાને જે કાઈ દાગીના આપવામા આવ્યા હોય તે લગ્નના એક બે દિવસ અગાઉ પાછા મોકલવામા આવે છે વરપક્ષ આ દાગીના પલ્લામા કન્યાને પાછા આપે છે અને પલ્લાની કીંમતમા તેનો સમાવેશ થાય છે જો વરપક્ષ શ્રીમત હોય તો પલ્લામા તે ન આપતા કન્યા પરણીને પગે લાગે ત્યારે આપે છે અને પલ્લુ નવુ જ કરે છે પણ ગમે તે રીતે એ દાગીના પાછા કન્યાને જ મળે છે પેટલાદ અને કાલોલના નાગરોનો રીવાજ લગભગ અમદાવાદના નાગરો જેવોજ છે વર કન્યા જુદા જુદા ગામના હોય ત્યારે

કન્યાના ગામના રીવાજ મુજબ પલ્લુ થાય છે પલ્લાની આ કીંમત નાગરોમા અનેક પેઢીએ થયા આની આજ છે અને ક્યારે નકી થઈ તે ઘરડામા ઘરડા માણસોને પણ ખબર નથી

જો વિવાહ તુટી જાય તો કન્યાને આપેલા દાગીના વરપક્ષને પાછા મોકલવામા આવે છે વર તરફથી વિવાહ તોડવામા આવ્યો હોય તો પણ દાગીના તો પાછા મોકલવામાજ આવે છે

આડોદરા નાગરોમા લગભગ પાચસો રુપિયાનુ પલ્લુ કરવામા આવે છે, અને તે ઘરેણા રૂપે અપાય છે પણ તે એમ આમટુ ન આપતા લગ્નની રીતો શરૂ થાય ત્યારથી છેલ્લા દિવસના વિધિ સુધીમા દરેક રીત વખતે એકેક બબ્બે વસ્તુ એમ છુટક અપાય છે

પલ્લુ આપવાનો રીવાજ દરેક જ્ઞાતિમા જુદો હોય છે કેટલીક જ્ઞાતિઓમા માત્ર શ્રીમતો જ પલ્લુ કરે છે કેટલીકમા બધા કરે છે પણ પોતાની આર્થિક સ્થિતિ અનુસાર કરે છે મહી અને નર્મદા નદીઓની વચ્ચેના પ્રદેશના લુહાણાઓમા સાઠથી હઝાર સુધીનુ પલ્લુ સ્થિતિ પ્રમાણે કરવામા આવે છે બહુ ગરીબ હોય તે વગર પલ્લે પરણી શકે છે નડીયાદના વીસા અને દસા ખડાયતા વાણીયામા પહેલા રૂ ૧૦૧ ના પલ્લાનો રીવાજ હતો તે વધીને હાલ ૫૦૧ થયા છે આ રકમ વરકન્યાના ભેગા નામ ઉપર મુકવામા આવે છે આ રકમ ઉપરાંત કન્યાને અઢીસો રૂપિયાના દાગીના કરવામા આવે છે અને તેમાથી સો રૂપિયાના દાગીના વિવાહ કરતી વખતેજ અપાય છે

ભરૂચ જિલ્લાના લેઉવા પાટીદારોમા ચરોતર પેઠે વરવિક્રયનો રીવાજ નથી એથી ઉલટુ એમનામા પહેલા કેટલાક વખત કન્યા વિક્રય થતો પલ્લુ આપવાનો રીવાજ એમનામા છે પણ પલ્લાની રકમ નક્કી નથી સ્થિતિ પ્રમાણે હઝાર સુધીનુ પલ્લુ કરવામા આવે છે ગરીબ માણસ વગર પલ્લે પરણી શકે છે

અમદાવાદ જિલ્લાના મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણોમાં કન્યાનો બાપ જ એનું પલ્લું કરે છે. વરનો બાપ કશું પણ આપતો નથી. પલ્લાની કીંમત ત્રીસથી પાંચસો સુધીની સ્થિતિ અનુસાર હોય છે. વરવિક્રય કે કન્યાવિક્રય એકેનો રીવાજ એ જ્ઞાતિમાં નથી. પણ લગ્નનું બધું ખરચ કન્યાપક્ષને માથે રહે છે. એમ કહેવાય છે કે અગાઉમાં વરના બાપને તો લગ્નમાં પાંચજ રૂપિયા ખરચ થતું-ઢોલી, હજામ, ગોર અને કુંભારને સવા સવા રૂપિયો આપવો પડતો. માગી આણેલા ઘોડા ઉપર ઘરની અથવા સગા વ્હાલાની શાલ પાથરી વરને બેસાડવામાં આવતો. અને લગ્નના બધા દિવસ સર્વ સગાવ્હાલાને લઈ વરપક્ષ કન્યાને ત્યાંજ જમતો. હવે શહેરમાંથી વાજાં, દીવા ઇત્યાદિ લાવવામાં ખર્ચ કરવામાં આવે છે. પણ હજી કન્યાને ત્યાં જમવાનો રીવાજ તો છેજ એટલે જમવા જમાડવાનુ ખરચ થતુ નથી.

અમદાવાદના ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણોના વરવિક્રયનો રીવાજ હોવાથી પલ્લું કરવાની રીત નથી. પરંતુ ભરૂચ જિલ્લાના એજ બ્રાહ્મણોમાં વરવિક્રય ન હોવાથી પલ્લુ કરવામાં આવે છે. અગાઉ સવાસોનું પલ્લુ થતુ પણ હાલ ત્રણસેથી પાચસે સુધીનુ પલ્લુ અપાય છે. કેટલાક કન્યાવિક્રય પણ કરે છે અને ૯૦૦ થી ૨૦૦૦ સુધીની રકમ કન્યા માટે લે છે. જે કન્યાવિક્રય ન કરે તે વધારે પલ્લુ માગે છે, અને કરનારને ઓછુ મળે છે.

ભરૂચ જિલ્લામાં બારૈયાની વસ્તી પુષ્કળ છે એ લોકોમા વર કે કન્યા એકેના પૈસા માગવાનો રીવાજ નથી. કન્યાને પલ્લુ સોથી ત્રણસો સુધીનું વરવાળા કરે છે.

પંચમહાલ જિલ્લામા અસંસ્કૃત પ્રજાઓની મોટી વસ્તી છે. આમાં ત્રણ જ્ઞાતિઓ છે-ભીલ, પટેલીયા અને નાયક. ભીલ લોકોમા કન્યાનો બાપ વર પાસે પૈસા લે છે, જે 'દાપુ' કહેવાય છે. દાપાની કીંમત ૧૫૦ થી ૨૦૦ સુધીની હોય છે. વર તરફથી કન્યાનું માગું આવે તેજ વખતે દાપાની રકમ નક્કી કરવામા આવે છે. સગાઈ

કરતી વખતેજ અડધું દાપું આપવું પડે છે. બાકીની રકમ લગ્નના દિવસ સુધીમાં ભરી દેવી પડે છે. દાપા ઉપરાંત વરના બાપને કન્યાનાં સગાંવ્હાલામાં સૌથી દોઢસો રૂપિયા વ્હેંચવા પડે છે. આ રૂપિયા ન વ્હેંચાય ત્યાં સુધી કન્યાનો બાપ લગ્ન કરતો નથી. જાન આવ્યા પછી પણ રૂપિયા વ્હેંચવાની સગવડ ન થઈ હોય તો કન્યાનો બાપ મક્કમ રહે છે અને પરણાવ્યા વગર જાન પાછી જાય છે. પણ સગાઇ તોડવાની કાંઈ જરૂર હોતી નથી. જ્યારે રૂપિયા ભેગા થાય ત્યારે જાન ફરી આવીને વર એજ કન્યા જોડે પરણી શકે છે. જો કોઇ ભીલ બહુ ગરીબ હોય તો કન્યાના બાપને ત્યાં ખેતરનું કામ કરવા રહે છે, અને પાંચ કે સાત વરસ સુધી કામ કરી રૂપિયા પૂરા કરે છે. તે પછીજ સ્ત્રીને પોતાને ઘેર લઇ જઇ શકે છે.

પરંતુ ભીલોમા વધારે સામાન્ય રીવાજ તો "ઉદાળ" લઇ જવાનો છે. કોઇ પુરષ પાસે લગ્નના પૈસા ન હોય તો ઢોર ચારવા જાય ત્યા કોઈ કન્યા સાથે સંબંધ કરવાનું છાની રીતે નક્કી કરે છે. પછી ભીલ લોકોના મેળા આવે તેમાંથી એકાદમાં જઇ કન્યાનું હરણ કરી જાય છે. બે ત્રણ મહિના સુધી બન્ને સંતાતાં રહે છે અને પછી છતા થાય છે. કન્યાનો બાપ બદલા તરીકે કાંઈ આપવાનું કહે છે ત્યારે વર ગામના પટેલને બોલાવી તેની મારફત કેટલુ આપવું, તે નક્કી કરે છે. એક ગાય અથવા બળદ અને પૈસાની થોડી રકમ વર આપે છે. તે પછી વર કન્યાને ખુલ્લી રીતે સ્ત્રી તરીકે સાથે રાખી શકે છે.

પટેલીયા પોતાને ભીલ કરતાં ઉંચા ગણે છે. એમનામા ભીલો કરતાં લગ્નનું ખરચ ઓછું થાય છે. સગપણ કરતી વખતે વર તરફથી કન્યાને ફક્ત ચૌદ રૂપિયા આપવામાં આવે છે, અને લગ્ન વખતે લગભગ સો રૂપિયાની કીંમતના ઘરેણા આપે છે. પણ એ ઘરેણાં ઉપર માલીકી વરની જ રહે છે. એમનામા પણ ભીલો માફક 'ઉદાળ' લઈ જવાનો રીવાજ છે. અને તેમાં આશરે સો રૂપિયા ખરચ થાય છે.

નાયકોમાં "ઉદાળ" લઇ જવાનો રીવાજ નથી. વરનો બાપ કન્યાના બાપને ત્રીસથી ચાળીસ રૂપિયા આપે છે અને તે "અવેજ" કહેવાય છે. કન્યાનાં સગાંવ્હાલાંમા માત્ર દસ રૂપિયા વ્હેંચવા પડે છે. કન્યાનો બાપ કશું આપતો નથી. સગાઇ કરતી વખતે ચાળીસ પચાસનું ખરચ ખવડાવવા વિગેરેનું કરે છે, પણ રોકડું કશું આપવું પડતું નથી. ભીલ, પટેલીયા કે નાયક એ ત્રણેમાંથી એકે જાતિમા ઉંચી ગણાતી જ્ઞાતિઓ પેઠે કન્યાપક્ષ તરફથી વ્હેવાઇને જમણ આપવાનો બીલકુલ રીવાજ નથી. કેટલીક જ્ઞાતિઓમા તો જમણ માગવાનો વરપક્ષનો ખાસ હક ગણાય છે.

ખેડા જિલ્લામા બારોટ જાતિની મોટી વસ્તી છે. એમનામા પણ વરવિક્રયનો રીવાજ છે. પરંતુ પાટીદાર જેવી આર્થિક સ્થિતિ સારી ન હોવાથી હજારોની પહેરામણી આપવાનો રીવાજ નથી. એમનામાં પણ કુળવાન અને અકુળવાનના ભેદ છે. અકુળવાન ગણાતા કુટુંબમા ક્વચિત્ કન્યાનો બાપ પૈસા માગે છે. પણ એવું બહુજ ભાગ્યે બને છે અને જ્ઞાતિજનો એને બહુજ અયોગ્ય ગણે છે. કન્યાને પલ્લા તરીકે સોથી સવાસોના દાગીના વર તરફથી કરવામા આવે છે. કન્યાની અછત હોય ત્યા ત્રણસો કે ચારસોનુ પણ પલ્લું કરવું પડે છે. પલ્લા ઉપર સ્ત્રીનો જીવતા સુધીજ હક રહે છે અને સ્ત્રી કોઇને એ પોતાની પાછળ આપી જઇ શકતી નથી. પતિ કરતા સ્ત્રી પહેલી મરણ પામે તો પતિ પલ્લુ કબજે કરે છે અને એના બાળકોનો એના ઉપર કશો હક રહેતો નથી.

સુરત જિલ્લાના પાટીદારોમા ત્રણ વિભાગ છે—લેઉવા, મતીયા અને ઉદા. લેઉવા પાટીદારોમા વરવિક્રય કે કન્યાવિક્રય એકે નથી. પણ કન્યાનો બાપ વગને ૨૫ થી ૩૦૦ સુધીની પહેરામણી યથાશક્તિ આપે છે. કન્યાને વર તરફથી પલ્લામા ૨૦૦ થી ૬૦૦ સુધીના ઘરેણા મળે છે. પણ શરીર ઉપર એ ઘરેણા પહેરવા ઉપરાંત [illegible] હક નથી ધણી જો એને છેડાછુટકો

આપે તો પોતાનો વાક ન હોય તો પણ સ્ત્રી બધા દાગીના આપી દેવા બધાયલી છે

મતીયા પાટીદારોમા વરવિક્રયનો રીવાજ છે વરને ૧૦૦ થી ૭૦૦ સુધી આપવા પડે છે વિવાહ થયા પછી લગ્ન થતા સુધી પ્રસગોપાત્ નાની રકમો અને મીઠાઇ મોકલવા પડે છે કન્યાને પરણ્યા પછી પણ પહેલુ બાળક થતા સુધી બાપ જ કપડા કરે છે પહેલા બાળકના જન્મ વખતે સ્ત્રી પોતાના પિતાને ઘેર રહે છે અને જ્યારે સાસરે પાછી જાય ત્યારે એનો બાપ આખો ઘરવાખરો અને રસોઈના બધા વાસણ આપે છે આ પછી છોકરી કે જમાઈને કશુ આપવુ પડતુ નથી લગ્ન વખતે વર તરફથી કન્યાને પલ્લા તરીકે પાચ દાગીના આપવામા આવે છે, અને તેની કિંમત ૫૦૦ થી ૧૫૦૦ સુધી શક્તિ મુજબ હોય છે મતીયા પાટીદારોમા દક્ષિણ આફ્રિકા જઈ ઘણુ ધન કમાયનાની સંખ્યા બ‌ુ છે, અને એ લોકો ખર્ચ મોટુ પલ્લુ કરે છે દાગીના ઉપરાત પલ્લામા કન્યાને આશરે પચાસ રૂપિયાના કપડા કરે છે પલ્લા ઉપર સ્ત્રીનો હક ઉપર લેઉવા પાટીદારોમા લખ્યો છે તેટલોજ છે

ઉદા પાટીદારો બહુ સાદી રહેણીકરણીવાળા છે એ લોકો કબીરપથી હોઇ એક ભક્ત જાતિ ગણાય છે એમનામા લગ્ન બહુ સાદી રીતે થાય છે અને એક પક્ષ સામા પક્ષને કશુ આપતો નથી

સુરત જિલ્લામા કાળીપરજ (અથવા હવે કહેવાય છે તેમ રાનીપરજ) જાતોની વસ્તી બહુ છે આ જાતિઓ તદ્દન અસસ્કૃત દશામા છે એમનામા ઘણી જાતો છે એ બધી જાતોમા કન્યા વિક્રયનો જ રીવાજ છે કન્યાની કિંમત જાતિની આર્થિક સ્થિતિ મુજબ હોય છ દુબળાઓ બ્હારના માણસોની નજરે રાનીપરજ જાતિઓ જેવા છે, પણ તેઓ પોતાને રાનીપરજ બ્હારના ગણે છે એ લગભગ આખી જાતિ પારસી કે પાટીદાર જમીનદારોની ગુલામ છે આથી એમની આર્થિક સ્થિતિ બહુ નબળી છે એ લોકો માત્ર

આરથી પચીમ સુધીનુ પરહું કન્યાને કરે છે. વરનો બાપ પોતાના સગાવ્હાલાને ખવડાવવામા અને તાડી પીવડાવવામા ૨૦૦ થી ૨૫૦ રૂપિયા વાપરે છે. કન્યાના બાપને બીલકુલ ખરચ થતુ નથી

રાનીપરજ જાતોમા ચોધરા સ્વતંત્ર ખેડુતો છે. એમનામા વરનો બાપ લગભગ ત્રણુસો રૂપિયા ખરચે છે. આમાંથી સવાપાસઠ રૂપિયા કન્યાના બાપને આપે છે. તેમજ કન્યાને રૂપાની હામડી અને રૂપાનું કડુ બન્ને મળીને આશરે પચીમની કિંમતના આપે છે. આ દાગીના ઉપર સ્ત્રીને કશો હક નથી. બાકીની રકમ વરનો બાપ ખવડાવવા પીવડાવવામા વાપરે છે. પંચમહાલના ભીલો અને નાયકો માફક દુબળા અને રાનીપરજ જાતોમા લગ્નના ખરચનો મોટો ભાગ દારૂ તાડી પીવડાવવામા જ વપરાય છે સમાજ સેવકોના સબંધમા આવેના ચોધરાઓએ લગ્નનુ ખર્ચ સો જ રૂપિયા નક્કી કર્યું છે અને તેમાથી પીમતાળીસ રૂપિયા કન્યાના બાપને આપે છે બધા ચોધરામા કન્યાના બાપને તો પચીમથી ત્રીસ રૂપિયાજ ખરચ થાય છે.

જો કોઇ ચોધરા પાસે લગ્નના ખરચના પૈમા ન હોય તો એ કન્યાના પિતાને ત્યા રહી એના ખેતરમા કામ કરે છે. ત્યા કામ બદલ મજુરી બીલકુલ મળતી નથી માત્ર ખાવાનુ અને રહેવાનુ મળે છે. આવા લગ્નમા બધુ ખરચ કન્યાનો બાપ જ કરે છે આ પ્રમાણે મસરાને ત્યા રહેનાર વર 'ખધાડીયો' કહેવાય છે બે ત્રણ બાળક થયા પછી એ મસરા પાસે સ્વતંત્ર ખેતી કરવા જમીનનો કકડો અને જુદી ઝુપડી માગી શકે પરંતુ ઘણાખરા દાખલામા તો સ્ત્રીપુરુષ આખી જીંદગી સ્ત્રીના બાપને ઘેર જ રહે છે.

કારીગરોની વિવિધ જ્ઞાતિઓ—સુનાર, મોચી, દરજી, કુંભાર, ગોલા—એ સર્વમા સામાન્ય રીતે કન્યાવિક્રયનો રીવાજ છે. આપવાની રકમ નક્કી હોતી નથી વરનો બાપ પોતાની સ્થિતિ અનુસાર કન્યાના બાપને આપે છે વળી જ્ઞાતિની એકંદર આર્થિક સ્થિતિ પ્રમાણે પણ રકમ નક્કી થએલી હોય છે. કેટલાક દરજીઓમા લગભગ

હજાર રૂપિયા કન્યાનો બાપ લે છે, કારણકે બીજી કારીગર જાતિઓ પ્રમાણમા દરજીઓ પૈસાદાર હોય છે. ગોલાઓમા માત્ર એતાળી રૂપિયા આપવાનો રીવાજ છે. કન્યાની કીંમત મોટી હોવાથી દરજીઓમા સાટા કરવાનો રીવાજ બહુ છે. મોચીઓની જ્ઞાતિ બહુ પૈસાદાર ન ગણાય છતાં ૧૫૦ થી ૧૦૦૦ સુધી કન્યાનો બાપ લે છે.

ગુજરાતમા કુંભારોની કદાચ એકજ જાતિ હશે કે જેમા કન્યા કરતા વિધવા સાથે લગ્ન કરવામા ખરચ વધારે થાય છે. કન્યા પરણતા માત્ર સો રૂપિયા આપવા પડે છે; પણ વિધવા માટે ૧૦૦ થી ૧૨૦૦ આપવા પડે છે. કુંભારના કામમા મદદનીશોની જરૂર બહુ પડે છે અને નાની કન્યા કરતા મોટી ઉમરની વિધવા વધારે કામ લાગે, એથી કદાચ વિધવાની કીંમત વધારે હશે. જો કે બીજી પણ જ્ઞાતિઓ—સુરત જિલ્લાના પાટીદારો જેવી છે, જેમનામા સ્ત્રીઓ સખત મહેનત કરી કમાવામા મદદ કરે છે. છતા કોઇમા કુંભારે માફક કન્યા કરતા વિધવાની કીંમત વધારે હોતી નથી

ઠાકરડાની વસ્તી આખા અમદાવાદ જિલ્લામા છે. તેઓ પોતાને રજપૂતોના વંશજ માને છે. પરંતુ એ બહુ ગરીબ જાતિ હોઇ રજપૂતો જેટલુ લગ્નમા ખરચ કરી શકતી નથી. એમાના ઘણાખરા ખેતરમા મજુરીનુ કે પગી (ચોકીદાર) નુ કામ કરે છે. લગભગ ચાળીસ વર્ષ ઉપર તો એમનામા ૪૦ રૂપિયાજ ખરચ થતુ. હાલ વધીને રૂ. ૩૦૦ થયુ છે ખોરાકી સામાન અને કપડા લત્તાની મોંઘવારીને લીધે ખરચ વધ્યુ છે ખરૂ પણ ગુજરાતની બીજી જ્ઞાતિઓ માફક ઠાકરડાઓ પણ લગ્ન વખતે શ્રીમંતાઇનો ડોળ કરવામા અને દેખાદેખીમા ગજા ઉપરાંત વ્યર્થ ખરચ કરે છે. વરવિક્રય કે કન્યાવિક્રય એકેનો રીવાજ નથી વરવાળા કન્યાને દાગીના અને કપડા કરે છે, તેમજ સગાવ્હાલાને જમાડવામા પૈસા ખરચે છે કન્યા પક્ષ વેવાઇને જમાડવામા અને એમને કપડા, વાસણ વિગેરે આપવામા ખરચ કરે છે.

કડવા કણબીની વસ્તી અમદાવાદ જિલ્લામાં બહુ મોટી છે. પૈસાની લેવડદેવડમાં બે પ્રકારના રીવાજ ચાલુ છે. શહેરમાં રહેનારમાં વરવિક્રયનો રીવાજ છે અને વર ૧૦૦૦ થી ૫૦૦૦ સુધીની પહેરામણી માગે છે. કુળવાનને અકુળીયા કરતાં વધારે પહેરામણી મળે છે. ગામડામાં રહેનાર કણબીઓને પૈસા ખરચી કન્યા લાવવી પડે છે. શહેરમાં રહેનાર પૈસાદાર હોઈ એમને ત્યાં સ્ત્રીઓને કામ કરવાનું હોતું નથી તેથી દરેક ગામડાવાસી કણબી શહેરમાંજ પોતાની કન્યા પરણાવવા પ્રયત્ન કરે છે; જો કે તેમ કરતા મોટી પહેરામણી આપવી પડે છે. વળી કન્યા શહેરમાં પરણાવે એ ગૌરવભર્યું ગણાય છે. અમદાવાદની આસપાસનાં થોડાં ગામડામા એવો સખત નિયમ છે કે કન્યા અમદાવાદ શહેરમાજ અપાય. શહેરીઓ તો કદિ પણ પોતાની કન્યા ગામડામા આપેજ નહિ. આથી એ ગામડાના કણબી-ઓને છોકરો અને છોકરી બન્ને પરણાવતા ખરચ થાય છે. છોકરી અમદાવાદમા પરણાવવી પડે એટલે ત્યાના રીવાજ મુજબ મોટી પહેરામણી આપવી પડે. અને છોકરાને તો ગામડાનીજ કન્યા મળે, એટલે ગામડાના રીવાજ મુજબ કન્યાનો બાપ પૈસા માગે. ગામડાના કણબીઓમાં શહેરમા કન્યા આપવાની ઘેલછા એટલી બધી છે કે એ જ્ઞાતિના એક ગૃહસ્થના કહેવા મુજબ ગામડામા ૫૦ ટકા પુરષો કુંવારા રહે છે અને શહેરના પુરષોમા ઘણાખરાને બે અને કોઇને ત્રણ જીવતી સ્ત્રીઓ હોય છે ' ગામડાના લોકો કન્યાના બાપને પૈસા આપવા ઉપરાંત કન્યાને પલ્લુ પણ કરે છે. શહેરના કણબીઓ બીલકુલ પલ્લું કરતા નથી. કડવા કણબીઓના અસલ રીવાજ મુજબ એકજ દિવસમા જ્ઞાતિનાં સમસ્ત કુંવારા બાળકો પરણાવી દેવામા આવે છે. આ રીવાજ મુજબ વર્તનારને લગ્ન ખરચ બહુ ઓછું થાય છે. કારણકે ઘેરઘેર લગ્ન હોવાથી કોઇ એક બીજાને ત્યા જમવા જઇ શકતાં નથી.

જે જ્ઞાતિઓમા પલ્લાનો રીવાજ છે તેમાંથી લગભગ બધીમાં

જીંદગી દર્મીયાન પલ્લું સ્ત્રીની માલીકીનું ગણાય છે. માત્ર સુરત જિલ્લાના લેઉવા અને મતીયા પાટીદારો જેવી કોઈક જ્ઞાતિઓમાંજ સ્ત્રીને પલ્લા ઉપર કશો હક રહેતો નથી. પલ્લું એ સ્ત્રીધન ગણાય છે અને જો સ્ત્રી વિધવા થાય તો એ એકલીજ મીલ્કત છે કે જેના ઉપર એને કાયદેસર સંપૂર્ણ હક છે. પતિની હયાતીમાં સ્ત્રી મરણ પામે તો પતિને પલ્લું પાછું મળે છે; અને કોઇક દાખલામાં બાળકોને મળે છે. પરંતુ વડનગરા નાગરો સિવાય કોઇ જ્ઞાતિમાં સ્ત્રીના મરણ પછી પલ્લાની વ્યવસ્થા સંબંધી જ્ઞાતિસ્થાપિત નિયમો નથી. વડનગરા નાગરોમાં એ સંબંધમાં સ્પષ્ટ નિયમો છે અને કાયદાથી તે નિયમો માન્ય થયેલા છે. સ્ત્રી સંતાનરહિત મરણ પામે તો પલ્લું પતિને પાછું મળે છે. પરંતુ જો બાળકો હોય તો સ્ત્રીનાં પીયરીયાં બાળકો માટે પલ્લું સાચવી રાખે છે, અને ઘણું ખરૂં એ બાળકો પૈકી પહેલાં એક બે સંતાન પરણાવવામાં એ વપરાય છે. બાળકોનો પિતા બીજી સ્ત્રી પરણે અને જુની સ્ત્રીનાં સંતાનોના લગ્ન કરી આપવા ના પાડે તો એ પલ્લામાંથી એક પુત્ર તો પરણાવાયજ એ હેતુથી મોસાળીયાં પલ્લુ સાચવી રાખે છે. અને કેટલાક દાખલામાં એ પ્રમાણે પલ્લું વપરાયું છે પણ ખરૂં. જો સ્ત્રી માત્ર પુત્રીઓ જ મૂકીને મરણ પામે તો એ પુત્રીઓને જ્ઞાતિ રીવાજ મુજબ કન્યાદાનમાં આપી શકાય એટલા દાગીના રાખી બાકીનું પલ્લું સ્ત્રીના પતિને પાછું મોકલે છે. જ્ઞાતિ રીવાજ પ્રમાણે લગભગ સો રૂપિયાના દાગીના કન્યાદાનમાં અપાય છે. સ્ત્રી સંતાનરહિત મરણ પામે છતાં પીયરીયાં પલ્લું પાછું ન મોકલે તો સામાન્ય રીતે એમ સમજવામાં આવે છે કે પોતાના કુટુંબની બીજી એકાદ કન્યા મરણ પામેલી સ્ત્રીની જગાએ પરણાવવાનો એમનો ઇરાદો છે. પણ એ કાંઇ ખાસ જ્ઞાતિનો રીવાજ નથી. જો વિધુર પુરુષની એ કુટુંબની કન્યા લેવા મરજી ન હોય તો એ પલ્લું પાછું માગી શકે.

ગુજરાતમાં જેટલી જ્ઞાતિઓમાં વરવિક્રયનો રીવાજ છે તે

બધીજ (ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ સિવાય) જમીનદાર જ્ઞાતિઓ છે એ ખાસ નોધવા જેવું છે. બ્રહ્મક્ષત્રીઓ સિવાય વરવિક્રય કરનાર બધીજ જ્ઞાતિઓમાં, ઔદિચ્ય બ્રાહ્મણોમા સુદ્ધા એવો રીવાજ છે કે લગ્ન થયા પછી પણ જીંદગી સુધી સ્ત્રીને તેમજ તેના બાળકોને વસ્ત્રાદિ સ્ત્રીને પીયરથીજ કરવા પડે ચરોતરના પાટીદારોમા તો બાળકો ઘણે ભાગે મોસાળમા જ ઉછરે છે. પરણવા લાયક થાય ત્યારેજ બાપને ઘેર જાય છે. સ્ત્રીના વસ્ત્રો એનો બાપ, અને બાપના મરણ પછી ભાઇઓ કરે છે. ભાઇઓ ન હોય ત્યારે ભત્રીજાઓ પણ બને ત્યા સુધી આપે છે. ઘરમા રહેવાનુ અને ખાવાનુ એટલુ જ સાસરેથી સ્ત્રીને મળે. બીજુ કાઈ માગવુ પડે તે પીયરને નાલેશી લગાડનારૂ ગણાય ચરોતરના પાટીદારેમા ૭૫, ૮૦ વર્ષની વૃદ્ધ સ્ત્રીઓ જોઈ છે કે જે ગર્વથી કહે છે કે આખી જીંદગીમા કમખાની કસ સુદ્ધા સાસરાની નથી વાપરી. અને આ અક્ષરશઃ ખરૂ હોય છે. સ્ત્રીનું પીયર ગરીબ હોય તો દેવા કરીને પણ વસ્ત્રો પૂરા પાડે છે. ચરોતરના પાટીદાર, અનાવળા અને ગરાસીયા એ બધામા એવો રીવાજ છે કે છોકરી જેટલી વાર પીયર આવીને પાછી સાસરે જાય ત્યારે પહેલા કરીયાવર જેટલુ જ આપવું પડે. વળી એમાના સારા સારા વસ્ત્રો છોકરીની સાસુ નણદને ગમે તો તેઓ રાખી લે છે અને સાધારણ વસ્ત્રો એને પોતાને પહેરવા આપેછે. પીયરથી આણેલા બધા જ વસ્ત્રો સાસુ લઇ લે અને પોતાના ઉતરેલા વહુને પહેરવા આપે તો પણ સ્ત્રીથી વિરોધ બતાવી શકાય નહિ. ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણોમા સાસુ નણદ માટે વસ્ત્રો મોકલવાનો રીવાજ નથી, પણ સ્ત્રીના પોતાના વસ્ત્રો તો પીયરથી જ આવે છે. રજપૂતોમા આપવાનો રીવાજ હદઉપરાત હોવાથી ઘણી રજપૂત સ્ત્રીઓ પીયર કદ પણ જતીજ નથી એટલે પિતા અને ભાઈઓ ભારે ખરચમાથી બચે. એમ કહેવાય છે કે રજપૂત સ્ત્રી જીંદગીમા બે જ વખત ઘરની બ્હાર નીકળે. એક પરણીને સાસરે જાય ત્યારે અને બીજી વાર મરણ

પછી દાહ્દીમાં બંધાઇને. એક જમાના ઉપર તો આ તદ્દન સાચુંજ હતું. અતિશય સખત પડદો પાળવાના રીવાજને લીધે સ્ત્રીઓ પીયર સિવાય બીજે જઇ શકે નહિ. અને પીયર જાય તો બાપ કે ભાઇઓને કરીયાવરના મોટા ખાડામાં ઉતરવું પડે, એટલે ત્યાં પણ જાય નહિ એટલે સાસરામાંજ જીંદગીભર રહેવું પડે. પીયર ન જાય તો પણ રજપૂત સ્ત્રીનાં વસ્ત્રો, ધુપેલ, કંકુ, સોપારી એવી પોતાના વપરાશની તમામ ચીજો તો પીયરથી જ આવે. અનાવળા, ચરોતરના પાટીદાર, ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણો એ બધામાં એવોજ રીવાજ છે.

આ રીવાજ કેટલી નીચ હદ સુધી જઈ શકે તે દર્શાવનારી એક કથા છે. વરવિક્રય કરનારી એક જ્ઞાતિની અમદાવાદની એક કન્યા ખંભાત પરણી સાસરે આવી. પહેલેજ દિવસે એણે જમીને સોપારી ખાવા માગ્યું ત્યારે સાસુએ મ્હેણું માર્યું કે પીયરથી સોપારી પણ ન લાવે તે ભીખારીની જ કન્યા કહેવાય. કન્યાએ આથી અમદાવાદ પોતાના બાપને તાકીદે સંદેશો મોકલી મ્હેણાની વાત કહેવડાવી અને સોપારી મંગાવ્યા. આથી બાપે મમતે ચ્હડી સાબરમતીમાંથી ખંભાત સુધી નહેર ખોદાવી અને તે મારફત વ્હાણ ભરીને સોપારી છોકરીને સાસરે મોકલ્યાં !

આતો માત્ર દંતકથા જ હશે. પરંતુ એ ઉપરથી સમજી શકાય છે કે વરવિક્રયના રીવાજની ક્રૂરતા કેટલી છે. અનાવળા બ્રાહ્મણોમા કન્યા પહેલીવાર સાસરે જાય ત્યારપછી થોડે દિવસે પીયરના ગોરને એની ખબર કાઢવા મોકલે છે અને તેની સાથે બે મણનો લાડુ અને અડધો મણની પૂરી મોકલે છે. તે ઉપરાંત વાર તહેવારે મણના મણ મીઠાઈઓ મોકલવાનો રીવાજ છે. વરવિક્રય કરનાર બધી જ્ઞાતિઓમા છોકરીના માબાપ એની પાછળ જીંદગીની કમાઇ ખરચી નાખે, દેવાંમાં ડૂબી જાય, ગામ ગરાસ ગિરો મૂકી સાસરીયાંની મોંઘી માગણીઓ પૂરી પાડવા મથે, જ્યાં સાસરીયાંને કદિ પણ પૂરો સંતોષ થતો જ નથી. આપવામા ઓછામાં

ઝીણી ખામી રહી જાય તો સ્રીને જીંદગી સુધી મ્હેણાં સાંભળવાં પડે છે. કેટલીક ઔદિચ્ય કે અનાવળા જેવી જ્ઞાતિઓમાં સ્ત્રીને હંમેશાં કાઢી મૂકવાની અને શૉક લાવવાની ધમકી આપવામાં આવે છે. એવું પણ કહેવાય છે કે કેટલીક જ્ઞાતિઓમાં પુરુષો સ્ત્રીના કાંઈ પણ વાંક વિના માત્ર પૈસા મેળવવા માટેજ નવી સ્ત્રી પરણવાની નીચતા કરે છે.

કુટુંબનો આર્થિક સર્વનાશ અટકાવવા ખાતર વરવિક્રય કરનાર જ્ઞાતિઓ સાટાં તેખડાંનો આશ્રય લે તેમાં કાઈજ નવાઈ જેવું નથી. એક કુટુંબનાં છોકરો અને છોકરીને બીજા કુટુંબના છોકરી અને છોકરા સાથે અનુક્રમે પરણાવી સાટું કરે એટલે એકે તરફ પૈસાની લેવડદેવડ કરવાની રહેતી નથી. પહેલી નજરે આમા કશું ખોટું દેખાતું નથી. પરંતુ જ્યા માટા થાય છે ત્યા તપાસ કરવાથી જણાય છે કે સાટાના દુઃખ ઓછા નથી. માત્ર બાપની સ્થિતિ ગરીબ હોવાના કારણથી ગમે તેવી સારી કન્યાને વૃદ્ધ અથવા પોતાનાથી નાના, લુલા પાગળા કે ગાડા વર સાથે પરણવાની ફરજ પડે છે. છોકરાની સ્થિતિ પણ એવી જ છે. પોતાની બ્હેન પાછળ પૈસા ખરચવાની બાપની અશક્તિને લઈ એને મુગી, બ્હેરી, અપંગ, અક્કલહીન, ગમે તેવી કન્યા ગ્રહણ કરવી પડે છે.

બધીજ જમીનદાર જ્ઞાતિઓમા વરવિક્રયનો રીવાજ શા માટે હશે તે સ્પષ્ટ સમજાતું નથી. સ્ત્રીને તેમજ તેના બાળકોને સ્ત્રીના બાપ તરફથી હંમેશા વસ્ત્રાદિ પુરા પાડવામા આવે છે તે ઉપરથી કદાચ એમ ધારવામા આવે કે એ બધી જ્ઞાતિઓમા પહેલા પિતા તરફથી પુત્રને બદલે માતા તરફથી પુત્રીને વારસો મળવાનો રીવાજ હશે. પરતુ એ સત્ય લાગતુ નથી. પુત્રીને કે તેના સંતાનોને ફરજીયાત જે વસ્ત્રો કરવાં પડે તેજ માબાપ કરે છે. બાપની મીલ્કતમાથી પુત્રીને કશુંજ મળતુ નથી. ઘરેણા પણ મળતાં નથી. માત્ર લગ્ન વખતે

વરપક્ષ માગણી કરે એટલાજ અનકાર છોકરીનો બાપ ફરજીઆત આપે છે ચરોતરના પાટીદારોમા ઘણા છોકરા મોસાળમા ઉછરે છે પરતુ એ લોકોમા પણ પુત્રી કે તેના બાળકોને વારસા તરીકે કાઈ આપવામા આવતુ નથી

જમીનદાર જાતિઓમાજ વરવિક્રયનો રીવાજ હોવાનુ કારણ ઘણે ભાગે જમીનદારીનુ અભિમાન હોવુ જોઇએ જુના વખતમા જમીનદારો પ્રત્યે પ્રજા બહુજ માનની દષ્ટિથી જોતી એમના ભડાર અખૂટ મનાતા, એમને કશાની ખોટ હોયજ નહિ એમ મનાતુ આથી એમની પુત્રીઓ સાસરે ખાલી હાથે જાય એ બહુ શરમ ભરેલુ ગણાય કન્યાનો બાપ એમ બનાવવા માગે કે રૂઢિઅનુસાર કન્યાનુ લગ્ન કરવુ પડે છે—આથી પુત્રી પોતાને ભારરૂપ બીનજરૂર નથી મોટી પહેરામણી આપે તથા એની બધી જરૂરિયાતો જીદગી સુધી પૂરી પાડે તો વેવાઈ પક્ષની ખાતરી થાય કે કન્યાના પિતાને કશાની ખોટ નથી વખત જતા કન્યાના પિતાની મોટાઇના પ્રદર્શન ખાતર અપાતી ચીજો વરપક્ષને હકથી માગવાની વસ્તુઓ બની ગઈ

કન્યા તરફથી વરને પહેરામણી તેમજ પુત્રીને જીદગી સુધી વસ્ત્રાદિ આપવાનો રીવાજ મોટાઈ બતાવવા ખાતર પડયો હશે એની સાબીતી એ ઉપરથી મળે છે કે જે જ્ઞાતિઓમા વરવિક્રયનો રીવાજ ન હોય તેમનામા પણ શ્રીમતોની પુત્રીઓ પરણ્યા પછી પણ હમેશા પિતાને ત્યાનાજ લુગડા ઘરેણા પહેરે છે, અને પોતે એ વિષયમા સમરા કે વરને આધીન નથી તે બાબત અભિમાન લે છે એમના બાળકો પણ મોટે ભાગે મોસાળમા ઉછરે તેમા ગર્વ મનાય છે જમાઇને ખુલ્લી રીતે પૈસા ન આપી શકાય તો પણ સ્ત્રીનો બાપ અનેક રીતે મદદ તો કરે છે જ અને કેટલીક વખત ઘર જમાઇ કરીને પણ રાખે છે કેટલાક શ્રીમતો જાણી જોઇને ગરીબ સ્થિતિના અને સ્વમાન વગરના તદ્દન નાલાયક જમાઇ શોધી કાઢે છે એટલે ઘરજમાઈ થઈ ખુશીથી રહે, અને સ્ત્રીને પોતાને ત્યા લઇ જવા

હયાત-પત્નીવાળા માણસ જોડે પરણવાની ફરજ પડે છે. જીવનની શરૂઆત કરનાર પુરુષ પાસે કન્યા માટે આપવાના હજારો રૂપિયા હોય નહિ. પણ વૃદ્ધ પુરુષ તો જીંદગીની કમાણી ખરચીને પણ કન્યા પરણે છે. કન્યાવિક્રય કરનાર જ્ઞાતિઓમા ગરીબ માણસો ઘણે ભાગે કુંવારા રહે છે, અને ધીમંતોને એક સ્ત્રી મરણ પામે કે તરત-અથવા એક જીવતી હોય તો પણ-બીજી સ્ત્રી મળી શકે છે. કન્યાવિક્રયના રીવાજથી વરવિક્રયના રીવાજ માફક કુટુંબોનો આર્થિક સર્વનાશ થતો નથી કારણકે છોકરી પેઠે અમુક ઉંમરે છોકરાનું લગ્ન કરવુંજ જોઇએ એવી માતાપિતાને માથે ફરજ નથી વરવિક્રય કરનાર જ્ઞાતિમા રીવાજ કરતા કોઇ કન્યા રહેજ વધારે મોટી થઇ તો એનામા કાઇ ખામી હશે એમ ગણાય છે. અને તેથી જ્યારે માબાપ કોઇ વર માટે માગું કરે ત્યારે વરવાળા બહુજ મોટી રકમ માગે છે. કારણ કે રહી ગયેલી છોકરીને પરણવાની મ્હેરબાની કરે તે છોકરીના બાપ ઉપર બહુ જ મોટો ઉપકાર કર્યો ગણાય કન્યા વિક્રય કરનાર જ્ઞાતિમા છોકરો પણ જો મોટો થયો તો એને કન્યા મળવાની મુશ્કેલી તો પડેજ. પણ છોકરો તો ગમે તેટલો મોટો થઇ શકે કે જીંદગીભર કુંવારો પણ રહી શકે પણ છોકરીના સંબંધમા તો એવુ સ્વપ્ને પણ ન બની શકે છોકરો મોટો થતા એને કોઇ ખોડ ખાપણવાળી કે કુળમા કલંક હોવાના કે એવા કોઇપણ કારણ સર રહી ગયેલી કન્યા થોડી કીંમતે મળે પરંતુ વ્હેમી માન્યતાઓને લઇ છોકરીને તો મોટી કરાયજ નહિ વળી ઘણીખરી જ્ઞાતિઓમા કુળવાન અકુળવાનના ભેદ હોય છે. અને તેમા કુળવાનની સંખ્યા થોડી હોય છે છોકરો પોતાનાથી નીચા કુળમા પરણી શકે પણ છોકરી તો પોતાનાથી ઉંચામાજ પરણી શકે એટલે (છોકરા કરતા છોકરીનું લગ્નનું ક્ષેત્ર બહુજ નાનું હોય છે) નાના ક્ષેત્રના અમુક ઉંમર પહોંચેલા છોકરીને પરણાવી દેવાની એટલે વરપક્ષને મ્હોમાગ્યા પૈસા આપ્યા વગર છોકરીના બાપનો છુટકોજ નહિ. આ પ્રમાણે

કન્યાવિક્રયમા આર્થિક હાનિ કાઇક અંશે થોડી છે. પરંતુ જે સૌથી વધારે પૈસા આપી શકે તે સૌથી સારી કન્યા પામે છે અને તેને લીધે વૃદ્ધોનેજ સારી કન્યાઓ મળેછે, અને કન્યાનું જીવન, શારીરિક, માનસિક, નૈતિક અધોગતિ પામી હણાઇ જાય છે. વળી આર્થિક હાનિ ન હોય તો પણ નૈતિક દૃષ્ટિએ કન્યાને વેચવી એ વરને વેચવા જેટલુજ-બ્લ્કે વિશેષ-અધમ છે. કન્યાવિક્રય કરનાર જ્ઞાતિઓમાં વાઢાની સંખ્યા બહુ હોય છે અને પરિણામે નૈતિક અધોગતિ થાય છે, અને નૈતિક અધોગતિને અનુસરનારી શારીરિક અધોગતિ પણ આવે છે જ.

કેટલાક પાશ્ચાત્ય લેખકો માને છે કે લગ્નમા પૈસાની લેવડ દેવડ માત્ર નીચી ગણાતી જ્ઞાતિઓમાજ થાય છે. ડૉ. વેસ્ટરમાર્ક કહે છે કે નીચી જાતિઓમા લગ્નના કરારમા મફત કબુલાત કદિ અપાતી નથી. પરંતુ ગુજરાતમા તો ઉંચી કહેવાતી જ્ઞાતિઓમા પણ પૈસાની લેવડ દેવડ છૂટથી થાય છે. એમાની વીસનગરા નાગર કે બ્રહ્મક્ષત્રિયો જેવી જ્ઞાતિઓ તો બહુજ ઉચી ગણાય છે અને એમને જે નીચી જાતિઓમા ગણવામા આવે તો બહુજ અપમાન લાગે. અલબત જ્યા પૈસાની લેવડ દેવડ હોય ત્યા જ્ઞાતિને ખરૂ જોતા અસંસ્કૃતજ ગણવી જોઇએ.

ડૉ. શુરવાલ્ડ માને છે કે એ જાતિઓમા પરસ્પર બધુભાવ બતાવવા માટેજ લગ્નમા સાટા કરવાનો રીવાજ પડયો હશે, અને એમ પણ ધારે છે કે મૂળ સાટાનો રીવાજ હોઇ તેના અભાવે પૈસા આપી સ્ત્રી ખરીદવાનો રીવાજ ઉત્પન્ન થયો હશે. પરંતુ ગુજરાતમા પરિસ્થિતિ એથી ઉલટી છે. પૈસાના અભાવેજ સાટુ કરવામા આવે છે. બનતા સુધી પૈસા આપીનેજ લગ્ન કરવામા આવે છે. સાટાનો તો ન છુટકે આશ્રય લેવામા આવે છે. જે જ્ઞાતિઓમા વરવિક્રય કે કન્યાવિક્રયનો રીવાજ નથી હોતો તેઓમા ભાગ્યેજ સાટુ કરવામા આવે છે. જે માત્ર બંધુભાવ દાખવવાના હેતુથીજ સાટા કરવામા

આવતા હોય તો એવી જ્ઞાતિઓ પણ છૂટથી સાટા કરે પરંતુ એમનામાં ઘણે ભાગે એ રીવાજ પ્રત્યે તિરસ્કાર હોય છે. અને એમ માને છે કે આર્થિક હેતુ હોય તોજ સાટા કરવાની જરૂર પડે આથી ડૉ. ઘુરયાહ્નની માન્યતા ગુજરાતને તો લાગુ નથીજ પડતી.

કન્યાને પલ્લુ આપવાની અને વરને પહેરામણી આપવાની રીત ગુજરાતમા લગભગ બધીજ જ્ઞાતિઓમા છે. આ માત્ર લગ્નની ભેટો હોય છે, અને એમા વેચાણનો મુદ્દન ખ્યાલ હોતો નથી વડનગરા નાગરોમા પલ્લાની રકમ બીજી જ્ઞાતિઓના પ્રમાણમા મોટી હોય છે છતા એ પલ્લુ કન્યાનુજ છે—માબાપને એથી કશો લાભ નથી એમ બતાવવા ખાસ ચીવટ રાખવામા આવે છે સુરતના નાગરોમા તો પલ્લુ આપવાની ક્રિયા વખતે કન્યાના માબાપ હાજર પણ નથી રહેતા આનો હેતુ એ છે કે કન્યાને જે કાઇ આપવામા આવ્યુ તેમા એમનો સ્વાર્થ નથી. જો કે પોતાની પુત્રીનુ કે ખાસ કરીને અનાથ ભાણેજ કે ભત્રીજીનુ પલ્લુ ખાઇ જનારા નાગરો ઘણે ઠેકાણે મળી આવે છે છતા એવા દાખલા અપવાદરૂપ છે

વરને તથા એના પક્ષને પહેરામણી આપવામા આવે છે તે માત્ર એક બધુભાવની નિશાની તરીકે અથવા વિદાયગિરીની ભેટ તરીકે આપવામા આવે છે પહેરામણીમા સામાન્ય રીતે વરને તથા એના માબાપને અને ભાઇ બ્હેનોને એક એક જોડી કપડા આપવામા આવે છે અને વરને અગીયારથી એકાવન અને બાપ ઇત્યાદિને સાતથી અગીયાર રૂપિયા આપવામા આવેછે પહેરામણી ઘણે ભાગે લગ્ન થઇ ગયા પછી છેલ્લા દિવસની ક્રિયાઓ વખતે આપવામા આવે છે, અને પહેલેથી એની રકમ નક્કી કરવામા આવતી નથી એટલે વેચાણ કહી શકાય નહિ અલબત્ત વરવિક્રય કરનાર જ્ઞાતિઓમા બધુ પહેલેથી નક્કી કરવુ પડે છે પરતુ સામાન્ય રીતે બીજી જ્ઞાતિઓમા તેમ થતુ નથી

ડૉ વેસ્ટરમાર્ક એમ ધારે છે કે હિંદુસ્તાનમા સામાન્ય રીતે

નીચી ગણાતી જ્ઞાતિઓમા કન્યાવિક્રયનો અને ઉંચી ગણાતી જ્ઞાતિઓમા વરવિક્રયનો રીવાજ છે. પરતુ ગુજરાતમા આવો કોઈ નિયમ નથી. વીસનગરા નાગરો પોતાને ઘણાજ ઉંચા માને છે છતા એમનામા કન્યાવિક્રયનો રીવાજ છે. પાટીદારો એ બહુ ઉંચી ગણાતી જ્ઞાતિ નથી છતા એમનામા વરવિક્રયનો રીવાજ છે.

હાલની વસ્તુસ્થિતિમા જરા પણ ફેરફાર કરવો અશક્ય જણાય છે. કન્યાવિક્રય કે વરવિક્રયના રીવાજ નાબૂદ કરવા એતો અસંભવિત જ લાગે છે પરંતુ એમા ઘટાડો પણ થઇ શકતો નથી. વરવિક્રયના રીવાજનુ મૂળ કુળવાન અકુળવાનના ભેદમા સમાયલુ છે. બે રીવાજમાથી વરવિક્રયનો રીવાજ નાબૂદ કરવો વધારે મુશ્કેલ છે. પરતુ જો આ ભેદ ટળી જાય તો વરવિક્રયના રિવાજને ફટકો પડેજ, અને જ્ઞાતિની આર્થિક સ્થિતિ સુધરે. પરતુ એવી જ્ઞાતિઓમા સુશિક્ષિત આગળ પડતા વિચારના હોય છે તે પણ ચાલતા આવેલા રીવાજનો ત્યાગ કરી શકતા નથી. જ્યારે કેટલાક સાહસિક પિતાઓ કન્યાઓને જ્ઞાતિ બ્હાર પરણાવી ખુલ્લી રીતે જાહેર કરશે કે જ્ઞાતિના વિનાશક રીવાજ મુજબ પૈસા ન આપવા માટેજ તેમણે આ પગલુ ભર્યું છે ત્યારેજ જુના વિચારનાઓની આખો ઉઘડશે અને આપવા લેવાના રીવાજ ઓછા કરી દેશે જો આમ છતા રીવાજો ઓછા નહિ થાય તો જ્ઞાતિબ્હાર પરણાવનાર ઘણા નીકળશે અને જ્ઞાતિનુ અસ્તિત્વ ટળી જશે.

કન્યાવિક્રયનો રીવાજ બધ કરવાનુ વધારે સ્હેલુ છે હિંદુ રીવાજ મુજબ કન્યાનુ લગ્ન કરવુ જ જોઇએ અને તે પણ અમુક ઉંમરેજ. જો વરવિક્રયનો રીવાજ જ્ઞાતિમા હોય તો રીવાજ મુજબ પૈસા આપી કન્યાને લગ્નવય વીતી જતા પહેલા પરણાવેજ પિતાનો છુટકો થાય, નહિતો કુળને કલક લાગે, અને જ્ઞાતિજનો તરફથી સતાવણી થાય. પરતુ કન્યાવિક્રય કરવામા આવી કોઈ મુશ્કેલી નથી એવી જ્ઞાતિઓમાં પણ કન્યાનું લગ્ન અમુક ઉંમરે કરવું જ જોઇએ

એવું તો હોયજ, પરંતુ કન્યાનો પિતા પૈસા લેવાની ખુશીથી ના કહી શકે. બન્ને દાખલામા લગ્નની ઉતાવળ તો કન્યાના બાપનેજ હોય. પરંતુ એકમા એને પૈસા આપવાના છે, બીજામા લેવાના છે. પૈસા આપવાની ના કહે તો એની કન્યા કોઈ લે નહિ. પરંતુ જ્યા પૈસા લેવાના હોય ત્યા લેવાની ના કહેવાથી તો છોકરીને પરણનારા અનેક નીકળી આવે.

આગળ જણાવ્યુ તેમ વરવિક્રય કરનાર જ્ઞાતિઓમા કન્યાના પિતાને લગ્ન પછી પણ ખોરાક સિવાયની કન્યાની દરેક જરૂરિયાત જીંદગી સુધી પૂરી પાડવી પડે છે. પરંતુ હવેના સમયમા યુવાન પુરુષોએ પોતાની પત્ની અને બાળકોની સર્વ જરૂરિયાતો પૂરી પાડવા શક્તિમાન્ થવામાજ ગર્વ લેવો જોઇએ. સ્ત્રી પતિને ઘરનો કકરો પણ ન વાપરે એ અભિમાનના દિવસ જવા જોઇએ. જે પુરુષ પત્ની અને બાળકોની સામાન્ય જરૂરિયાતો પૂરી પાડવા અશક્ત કે નાગજ હોય તેણે લગ્ન કરવુ જ ન જોઈએ.

---

## પ્રકરણ ૪

### સજાતિવિવાહ અને અસગોત્રવિવાહ.*

"જનસમાજે લગ્નવ્યવસ્થા ઉપર ઘણી જાતના અંકુશ મૂકયા છે. પ્રથમ તો લગ્નના ભાગીદાર (એટલે વર અથવા કન્યા)ની પસંદગી માટે કેટલાક નિયમ રચ્યા છે. એકતો સજાતીયવિવાહના નિયમો હોય છે–એટલે અમુક ક્ષેત્રની અંદરના માણસ સાથેજ લગ્ન કરવુ જોઇએ. બીજા અસગોત્રવિવાહના નિયમ હોય છે, એટલે

*Endogamy અને Exogamy. પોતાની જ્ઞાતિમાં કે અમુક પેટા જ્ઞાતિ કે ગોળની અંદરજ લગ્ન કરી શકાય તે Endogamy અથવા સજાતિવિવાહ અને પોતાના ગોત્રની કે કુટુંબની બ્હાર જ લગ્ન કરવુ જોઇએ તે Exogamy અથવા અસગોત્રવિવાહ

અમુક ક્ષેત્રની બ્હારના માણસ સાથે જ લગ્ન કરવું જોઈએ. આ બે પ્રકારના નિયમ પરસ્પરવિરોધિ નથી. કારણ કે એ જુદા જુદા ક્ષેત્રને લાગુ પડે છે. તેથી એકજ જાતના લોકોમા સજાતિવિવાહ અને અસગોત્રવિવાહ એ બન્ને સાથે જોવામા આવે છે. સર હેનરી મેનનો સરલ શબ્દપ્રયોગ વાપરતા દરેક ઠેકાણે " એક બ્હારનુ વર્તુલ" તો હોય છે જ, જેની બ્હાર લગ્ન કરવાની કેવળ મનાઈ હોય છે અથવા લગ્ન કરવું અયોગ્ય ગણાય છે, અને એક "અંદરનુ વર્તુલ" હોય છે જેની અંદર લગ્ન કરી શકાતુ નથી. "+

આપણા દેશમા લગ્ન ઉપર સજાતિવિવાહ અને અસગોત્ર વિવાહના નિયમોના સખત અંકુશ મૂકેલા છે લગ્નના વિષયનો અભ્યાસ કરવા માટે એ નિયમો બહુ ઉપયોગી થઈ પડે તેવા છે. સજાતિ વિવાહના નિયમોને અનુસરીને જ્ઞાતિના અમુક ક્ષેત્રની અંદરજ લગ્ન થઇ શકે છે, અને અસગોત્રવિવાહના નિયમો પ્રમાણે અમુક પેઢી સુધીના સગપણમા કે ગોત્રની અદર લગ્ન થઇ શકતુ નથી

ગુજરાતની પ્રજામા અસગોત્રવિવાહના અને વિશેષ કરીને સજાતિવિવાહના નિયમો જેટલી સ ખ્યામા છે અને જેટલી સખ્તાઇથી પળાય છે, તેવા બીજી કોઇ પ્રજામા ભાગ્યેજ હશે સમસ્ત હિન્દુસ્તાનમા પણ જ્ઞાતિ રચનાનુ કોકડું જેટલુ ગુજરાતમા ગુચવાયલુ છે તેટલુ બીજા કોઇ પ્રાતમા નથી. ગોત્રમા કે અમુક પેઢીના સગપણમા લગ્ન કરવાની મનાઇ કરતા નિયમો જે પ્રાચીન સમયથી ચાલ્યા આવે છે તે ઉપરાત વર અથવા કન્યાની અટકને લીધે ઉભા થયેલા નવા નિયમો પણ ગુજરાતમા પળાય છે ચરોતરના પાટીદારોની માફક અમુક ગામના હોવાનું, અથવા રજપૂતો કે સુરત જિલ્લાના અનાવળા બ્રાહ્મણો પેઠે અમુક કુળના હોવાનું અભિમાન પણ લગ્નના વિષયમા અનેક પ્રકારની મર્યાદાઓ બાધી દે છે.

+ વેસ્ટરમાર્કકૃત A Short History of Marriage પ્રકરણ ૩. પૃ. ૫૩.

શાસ્ત્રોની આજ્ઞા એવી છે કે કોઇ પણ મનુષ્યે પોતાના ગોત્ર કે પ્રવરમા લગ્ન કરવું નહિ; તેમજ પિતાની તરફ઼ ૭ કે સાત પેઢીના સગપણમા અને માતાની તરફ઼ ચાર કે પાચ પેઢીના સગપણમા પણ પરણવું નહિ અર્વાચીન ગુજગતમા માત્ર બ્રાહ્મણોજ ગોત્રમા ન પરણવાનો નિયમ પાળે છે. એ લોકોજ પાળી શકે તેમ છે કારણકે બીજી જ્ઞાતિઓમા સાધારણ રીતે ગોત્ર જેવું કાઇ હોવુજ નથી, અથવા હોય તો એમને એ વિષે ખબર તો હોતીજ નથી. પ્રવરની અંદર લગ્ન ન કરવાની શાસ્ત્રાજ્ઞા તો કોઇ બ્રાહ્મણો પણ માનતા નથી. નાગર બ્રાહ્મણો જે પોતાને આખા હિંદુસ્તાનમા શ્રેષ્ઠ બ્રાહ્મણો માને છે તે પણ નથી માનતા. ઘણાએ બ્રાહ્મણો એવા હોય છે કે જેમને પોતાના પ્રવર વિષે ખબર પણ હોતી નથી

નજીકના સગામા લગ્ન ન કરવાનો નિયમ લગભગ બધી જ જ્ઞાતિઓ હજી પાળે છે. પિતરાઈઓ સાથે તો કોઇ પણ જ્ઞાતિમા લગ્ન થતું જ નથી પરંતુ જે ઉચી જ્ઞાતિઓ ગણાય છે તેમા શાસ્ત્રોએ બાધેલી મર્યાદા વિરુદ્ધ કેટલીક વાર લગ્ન થાય છે. વડનગરા નાગરો અને બ્રહ્મક્ષત્રિયોમા આવા લગ્ન થયા છે. ખાસ કરીને વડનગરા નાગરોમા મામા ફ઼ોઈના કે માસી માસીના છોકરા (cousins) એ પોતાના મનાનોને એક બીજા સાથે પરણાવ્યા હોય એવા દાખલા ઘણા જડશે. પોતાની માતાના કે પોતાના પિતાના મામાના કે ફ઼ોઈના છોકરા સાથે કોઈ કન્યા પરણી હોય એવા પણ છુટા છવાયા દાખલા આ બન્ને જ્ઞાતિમાથી મળી આવે છે. બ્રહ્મક્ષત્રિયોમા તો પોતાનાજ મામાના છોકરા કે મામાની છોકરી સાથે લગ્ન કર્યાના પણ એક બે દાખલા જડે છે

આ બે જ્ઞાતિઓમા આવા નજીકના સગામા લગ્ન થાય છે એ જરા નવાઇ જેવું છે. ગુજગતમા ઘણે ભાગે આ બેજ જ્ઞાતિઓ એવી છે કે જે શહેરમા વસવા છતા પોતાના ગામ બહાર કન્યા આપે છે. બન્ને જ્ઞાતિની કોઈ કોઈ કન્યા છેક કાશી સુધી પરણી

છે. અને કાઠિયાવાડના જ્ઞાતિજનો સાથે તો છૂટથી કન્યા આપવા લેવાનો વ્યવહાર છે. આમ છતાં આ બન્ને જ્ઞાતિઓમાં નિકટનાં સગાંમાં લગ્ન થાય છે તેનું કારણ જુદું છે. સુરત અને અમદાવાદના નાગરો અને અમદાવાદના બ્રહ્મક્ષત્રિયો એમ માને છે કે ગુજરાતમાં અન્યત્ર વસતા એમના જ્ઞાતિબંધુઓ કરતાં પોતે સંસ્કારમાં ચઢીયાતા છે અને એમની એ માન્યતા કેટલેક અંશે ખરી પણ છે. ગુજરાતની બીજી બધી જ્ઞાતિઓ માફક એ બે જ્ઞાતિમાં પણ એવી ભાવના પ્રવર્તે છે કે પોતાની જ જ્ઞાતિના પણ પોતાને મનથી ઉતરતાં કુટુંબોમાંથી કન્યા લાવી શકાય ખરી પણ તેવાં કુટુંબોમાં પોતાની કન્યાઓ આપવાની ઇચ્છા નથી હોતી—જોકે બીજી જ્ઞાતિઓ માફક આપવાની મનાઈ નથી. સુરતના અને અમદાવાદના નાગરો અને અમદાવાદના બ્રહ્મક્ષત્રિયો, કુટુંબની સ્ત્રીઓ સંસ્કારવાળી હોય એ બાબત કાંઇક ચીવટ રાખે છે અને તેથી જ પરગામમાં જ્યાં ઉતરતા સંસ્કારવાળી સ્ત્રીઓ હોય તેવા કુટુંબોમાં પોતાની પુત્રીઓને પરણાવતા સ્વાભાવિક રીતે આચકો ખાય છે. આથી પોતાના ગામમાં બીજા વરને અભાવે નિકટના સગા સાથે લગ્નસંબંધ બાંધે છે. જ્યાં એવા સંબંધ બંધાયા છે ત્યાં લગભગ દરેક દાખલામાં કન્યાને સારો વર મળે એ હેતુથીજ બંધાયા છે—વરને સારી કન્યા મળે એ હેતુથી નહિ.

ગુજરાતના જુદા જુદા વિભાગોમાં ફરતા જણાયું કે ઉપર કહેલી એ બે જ્ઞાતિઓ સિવાય લગભગ બધી જ જ્ઞાતિઓમાં ગામ બહાર કન્યા આપવા સંબંધી સખત ધારા છે.

ગુજરાતમાં પેટા જ્ઞાતિઓ અસંખ્ય હોવાથી દરેકે દરેકના રીવાજ વિષે વિવેચન કરવું શક્ય નથી. વળી એકની એક જ્ઞાતિમાં પણ શહેરના અને ગામડાના ધારા જુદા હોય છે.

બ્રાહ્મણોમાં અનેક પેટા જ્ઞાતિઓ છે. આ પેટા જ્ઞાતિઓને જુદી જ્ઞાતિઓ જ ગણી શકાય. પરસ્પર વિવાહ સંબંધ આ પેટા

જ્ઞાતિઓ વચ્ચે નથી જ; પણ કેટલીક વચ્ચે તો ભોજનવ્યવહાર પણ નથી. ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણો પોતાને સૌથી ઉંચા બ્રાહ્મણ ગણાવે છે+ અને બીજા બ્રાહ્મણો એમની શ્રેષ્ઠતા કબૂલ કરી એમના હાથની રસોઈ જમવામા વાંધો લેતા નથી. ઔદિચ્ય સહસ્ર સિવાય બીજી અનેક પેટા જ્ઞાતિઓ છે—ઔદિચ્ય ટોળકીઆ, મોઢ, ભટ મેવાડા, ત્રવાડી મેવાડા, રાયકવાળ, ખેડાવાળ, અનાવળા, શ્રીમાળી વિગેરે. આ સર્વ જ્ઞાતિઓની કોઈ અમુક સામાજિક પદવી નક્કી નથી—દરેક જ્ઞાતિ પોતાને બાકીની બધી કરતાં ઉંચી માને છે. વ્યાસ અને તપોધન બ્રાહ્મણોની પણ કેટલીક વસ્તી છે. પણ એ બન્નેને બીજા સર્વ બ્રાહ્મણો ઉતરતા પ્રકારના બ્રાહ્મણ માને છે અનાવળા બ્રાહ્મણો બુદ્ધિમાન્ અને શરા હોવા છતા બીજા કેટલાક બ્રાહ્મણો એમને ઉતરતા ગણે છે. અનાવળા મુખ્યત્વે ખેડુત હોઈ તેમની સ્ત્રીઓ પગમા જોડા પહેરી ખેતરે ભાથું આપવા જાય છે તેથી તેઓ ઉતરતા ગણાય છે એમ કહેવાય છે, કારણ કે જોડા પહેરેલા પગ સાથે રાંધેલી રસોઈ લઈ જવી એ બ્રાહ્મણોના કાયદા વિરુદ્ધ છે.

બ્રાહ્મણોની પેટા જ્ઞાતિઓમા કઈ ઉંચી અને કઇ નીચી તેજ નક્કી નથી એટલે એમની વચ્ચે કન્યાવ્યવહાર ન હોય એમા નવાઈ નથી જ. વળી શહેરમા રહેનાર બ્રાહ્મણો પોતાની જ જ્ઞાતિના ગામડામા વસતા લોકોને પોતાની કન્યા આપતા નથી—જોકે ગામડાની કન્યા લાવવામાં વાંધો નથી ગણાતો. જુદા જુદા શહેરમા રહેનાર વચ્ચે પણ કન્યા વ્યવહાર ઘણીવાર નથી હોતો. ગામડાના લોકો પોતાની ઉતરતી પદવી કબૂલ કરે છે અને તેથી શહેરના

+ નાગર બ્રાહ્મણો સિવાયના બીજા બ્રાહ્મણોમા જ ઔદિચ્ય ઉંચા ગણાય છે નાગર બ્રાહ્મણો સાધારણ રીતે "નાગર" એ ટુંકા નામથી જ ઓળખાય છે અને પોતાના જ્ઞાતિનામની પાછળ, "બ્રાહ્મણ" શબ્દ પણ તેઓ કદિ વાપરતા નથી. કેટલાક નાગરોને "બ્રાહ્મણ" કહેવાથી તેમને અપમાન પણ લાગે છે!

જ્ઞાતિજનો એમને કન્યા ન આપે કેના પોતાની કન્યાઓ ખુશીથી શહેરમા પરણાવે છે પરંતુ જુદા જુદા શહેરમા રહેનાર પોતાને અન્યોન્યથી ઉંચા ગણે છે એટલે કન્યા આપવાનો વ્યવહાર રાખતા નથી ગામડામા રહેનાર ઘણા બ્રાહ્મણોએ ગોળ બાધ્યા છે-દાખલા તરીકે અમદાવાદ જિલ્લાના મોઢ બ્રાહ્મણોએ બત્રીસ ગામનો ગોળ બાધ્યો છે, અને એ ગોળ બાધ્યો છે, અને એ ગોળ બહાર કન્યા આપતા નથી, જોકે બહારની કન્યા લાવવામા વાધો નથી

"ગોળ" શબ્દ મૂળ ગોળ એટલે વર્તુલ એ ઉપરથી જ ઉત્પન્ન થયો હશે હાલ "ગોળ" એટલે કોઇ પણ નાતે અમુક ગામોમા વસતા પોતાના જ્ઞાતિજનો સાથે અદર અદર લગ્નવ્યવહાર કરનાર મર્યાદિત મડળ બાધ્યુ હોય તે, એવો અર્થ થાય છે "તડ" શબ્દ તો દેખીતી રીતે તડ એટલે ફાટ ઉપરથી થએલો છે એક જ જ્ઞાતિના, એક જ ગામ કે જિલ્લામા રહેતા જ્ઞાતિજનોમા બે કે વધારે ભાગ પડી જાય તેને "તડ" કહે છે કોઇ અમુક પ્રશ્ન ઉપર મતભેદને લીધે આવા તડ પડે છે, અને વણુખરૂ એક તડને બીજા તડ તરફ દ્વેષ ભાવની લાગણી હોય છે એક ગોળની બીજા ગોળ તરફ આવી વૃત્તિ હોતી નથી, કારણકે તેઓ કોઇ વાધા કે મતભેદને લીધે જુદા પડેલા હોતા નથી નાતના બે તડની અન્યોન્ય તરફની વૈરવૃત્તિ કેટલીક વખત એટલી હદ સુધી જાય છે કે કન્યાની અછતને લીધે પોતાનાથી રહેજ હલકી ગણાતી પેટા જ્ઞાતિમાથી કન્યા લાવવામા આવે પણ પોતાની જ જ્ઞાતિના સામા તડમાથી ન લાવવામા આવે નડીયાદના ખડાયતા વાણીયા જેમનામા પાચ તડ છે તે આવી જાતની વૃત્તિનુ દષ્ટાત છે અપવાદરૂપ દાખલો માત્ર ચરોતરના ખેડાવાળ બ્રાહ્મણોનો છે એ જ્ઞાતિમા ચાર તડ છે પણ પરસ્પર લગ્નવ્યવહાર ચાલુ છે

તડ અને ગોળ સિવાય ઘણી બ્રાહ્મણ જ્ઞાતિઓમા "કુળીયા" અને "[illegible]" ના ભેદ હોય છે કુળવાન કહેવાતા કટબો નીચા

કુટુબમાથી કન્યા લે ખરા પણ પોતાની કન્યા એમને આપે નહિ અકુળીયાની કન્યા સ્વીકારવા કુળવાન્ મહેરબાની કરે તો અકુળીયે પોતાને ધન્ય થયેલો માને-જોકે એ કન્યાને નીચા કુળની ગણી તેના તરફ સાસરીયા જીદગીભર અપમાનકારક વર્તન ચલાવે તો પણ

નાતમા કે નાતના તડમા કોઇ મતભેદ ઉભો થાય તો એક પક્ષ સામા પક્ષ સાથે કોઇ પણ જાતનો વ્યવહાર ન રાખવાનો ઠરાવ કરી, તે ઠરાવ કાગળ પર લખી તેના ઉપર પોતાના પક્ષના માણસો પાસે "એકડા" કરાવે છે બન્ને પક્ષના આગેવાનો પોતાના પક્ષમા એકડા કરનારની યાદી રાખે છે, અને ઠરાવનો ભગ કોઈ કરે નહિ તેની બારીકીથી તપાસ રાખે છે આ પ્રમાણે લગ્નવ્યવહારનુ ક્ષેત્ર સાકડુ થતુ જ જાય છે એકજ પેટા જ્ઞાતિના હોવા છતા જુદા ગોળ, તડ કે એકડામા રહેલા કુટુબોની જુદી જુદી જ્ઞાતિ જ બની જાય છે, કારણકે પરસ્પર કશો સબધ હોતો નથી કેટલીક વાર માત્ર ગણતરીના કુટુબો જ એ નવી બનેલી જ્ઞાતિમા રહે છે સુરતમા ઝારાળા વાણીયાની આ પ્રમાણે માત્ર પચીસ ઘરની જ્ઞાતિ બની ગઇ છે।

વાણીયાઓમા પેટા જ્ઞાતિઓમા પરસ્પર લગ્નવ્યવહાર કેટલેક અશે હોય છે ગુજરાતમા વાણીયાની અનેક પેટા જ્ઞાતિ છે-શ્રીમાળી, મોઢ, નાગર, ખડાયતા પોરવાડ, કપોળ વિગેરે આમાની લગભગ દરેક પેટા જ્ઞાતિમા પાચ દસા અને વીસાના ભેદ હોય છે અને કેટલીકમા ત્રીજો પાચાનો વિભાગ પણ હોય છે આમા સૌથી ઉચા વીસા ગણાય છે, પછી દસા અને છેલ્ના પાચા ગણાય છે એકજ પેટા જ્ઞાતિના હોવા છતા સાધારણ રીતે આ વિભાગોમા અદર અદર લગ્ન થતા નથી પણ કન્યાની અછતને લીધે કોઇવાર નીચાનાથી ઉનરતા વિભાગની કન્યા લાવે છે, પણ ઉતરતા વિભાગમા કન્યા આપી શકાય નહિ વાણીયાઓની પેટા જ્ઞાતિઓમા

પણ પરસ્પર લગ્નવ્યવહાર થયાના કેટલાક દાખલા બન્યા છે. ભાણે અપતી કન્યા લાવવામા એમને બ્રાહ્મણો જેટલો બાધ નથી. વૈષ્ણવ વાણીયાને ત્યા જૈનની કન્યા પરણી હોય એવા પણ દાખલા બન્યા છે અને તે પણ આજથી ત્રીસ પાત્રીસ વર્ષ ઉપર. પણ આવા દાખલામા લગ્ન પછી કન્યાને કઠી બધાવવામા આવે છે અને પછી એ પોતાના પતિના કુટુબનો વૈષ્ણવ કે સ્વામિનારાયણ ધર્મ હોય તેજ પાળે છે—જૈન ધર્મ પાળી શકતી નથી

સામાન્ય રીતે વાણીયાઓને ગોત્ર કે પ્રવર હોતા નથી, અને તેથી લગ્ન કરતી વખતે એ વિષે વિચાર કરવો પડતો નથી બીજી સર્વ જ્ઞાતિઓ માફક તેઓ એટલોજ નિયમ પાળે છે કે પિત્રાઇઓ સાથે લગ્ન થઈ શકે નહિ પરતુ ભરૂચ જિલ્લાના હાસોટ ગામના દસા શ્રીમાળી વાણીયાઓમા એના બે દાખલા બન્યા છે કે જેમા પિત્રાઇઓ વચ્ચે લગ્ન સબધ બધાયો છે. એક દાખલામા વર તરફથી છઠ્ઠી પેઢીએ અને કન્યા તરફથી આઠમી પેઢીએ ગણતા કુટુબનો મૂળ પુરુષ એક જ હતો, અને બીજા દાખલામા બન્ને તરફથી છઠ્ઠી પેઢીએ ગણતા એક હતો મનુસ્મૃતિ ઇત્યાદિ શાસ્ત્રોમા કહેલુ છે કે માતા તરફથી ચોથી કે પાચમી અને પિતા તરફથી છઠ્ઠી કે સાતમી પેઢીએ સગપણ હોય તો લગ્ન થઇ શકે. આ શાસ્ત્રવચનના આધારે ઉપરના બન્ને લગ્ન લોકાચાર વિરુદ્ધ હોવા છતા કરવામા આવ્યા છે. આ બે તો અપવાદરૂપ જ દાખલા છે સાધારણ રીતે તો માતા તરફના સગપણમા પણ લગ્ન થતુ નથી કેટલીક વખત માતૃપક્ષ તરફથી છ સાત પેઢીનુ સગપણ હોય તો લગ્ન સબધ થાય છે પણ ક્વચિત્ જ

લેઉવા પાટીદાર એ ગુજરાતની એક મુખ્ય જ્ઞાતિ છે અને અભ્યાસને માટે સારૂ ક્ષેત્ર પૂરૂ પાડે છે. આખા ગુજરાતમા એમની વસતી છે, અને એમનો ધધો ખેતીનો છે. પરતુ ગુજરાતના જુદા જુદા જિલ્લાના લેઉવા પાટીદારોના રીતરીવાજ જુદા જુદા છે સૌથી

વિશેષ ધ્યાન ખેંચનારો વિભાગ તે ચરોતરના પાટીદારોનો છે. બીજા બધા પાટીદારો કરતા એ ઉંચા મનાય છે. ગુજરાતના બીજા ભાગના વસતા પાટીદારો ચરોતરના પાટીદારને કન્યા દેવામા મોટાઇ સમજે છે ચરોતરના પાટીદારોમા પાછા 'કુળીઆ' અને 'અકુળીયા' એવા ભેદ છે 'કુળીઆ'મા પાછો એક બાર ગામનો ગોળ છે. એ ગોળ બ્હાર કદિ પણ કન્યા અપાતી નથી. આ બાર ગામની અંદર પાછો બીજો ઉંચા ગણાતા છ ગામનો ગોળ છે, અને ઘની અંદર સાડા ત્રણ ગામનો ગોળ છે. નડીઆદ, વસો, સોજીત્રા એ ત્રણ ગામ, અને ભાવલી ગામની અમુક ગેરીઓ મળી સાડાત્રણ ગામનો ગોળ થાય છે. આ સાડાત્રણ ગામના પાટીદારો સમસ્ત પાટીદાર જ્ઞાતિમા શ્રેષ્ઠ ગણાય છે એ સાડાત્રણ ગામોમા જન્મ લેવાથી બેનસીબ રહેલા પાટીદારો એ ગામોનો ભાગ્યશાળી જ્ઞાતિબંધુઓ તરફ અપૂર્વ માનની દૃષ્ટિથી જુએ છે. આ સાડા ત્રણ, છ, અને બાર ગામના ગોળમા વસતા તેમજ બ્હારના પાટીદારો ગુજરાતમા પ્રવર્તતા સામાન્ય નિયમનેજ અનુસરે છે—એટલે પોતાનાથી ઉતરતા ગણાતા કુળની કન્યા લાવી શકાય ખરી પણ એવા કુળમા પોતાની કન્યા આપી શકાય નહિ કુળવાન, 'અકુળીયા'ની કન્યા પણ લાવી શકે છે પરંતુ પોતાની કન્યા તો પોતાની બરોબરીના અથવા પોતાનાથી ઉંચા કુટુંબમાજ આપી શકે છે અમદાવાદ અને ભરૂચ જિલ્લાના પાટીદારોને ચરોતરના પાટીદારો પોતાનાથી બહુ ઉતરતા ગણે છે, છતા એ બન્ને જિલ્લાના પાટીદારો ચરોતરમા કન્યા દેવામા પોતાને માન મળેલું સમજે છે.

સુરત જિલ્લા સિવાય આખા ગુજરાતના લેઉવા પાટીદારોમા લગ્ન સંબધી એક સખત નિયમ છે જે બીજી કોઈ જ્ઞાતિમા ભાગ્યેજ હશે આ નિયમ પોતાના ગામ બ્હારજ કન્યા પરણાવી શકાય તે ગામમા વસતા બધા યુવાન પુરુષો કન્યાના ભાઈઓ અને મોટી ઉમરના પુરુષો કાકા ગણાય છે એટલે તેમની સાથે કદિ પણ લગ્ન-

સબંધ થઈ શકતો નથી  અમદાવાદ શહેરમા વસતા લેઉવા પાટી દારો આમા અપવાદ રૂપ છે  એમનો લગ્નસબંધ ઘણે ભાગે અમ દાવાદ શહેરની અંદરજ સમાયલો છે  કેળવણી, સંસ્કાર અને શિષ્ટ તામા આ પાટીદારો ચરોતરના અને બીજા બધા પાટીદારો કરતા ઘણા ચઢીઆતા છે, અને એમની સ્ત્રીઓ પણ ચપળ અને જ્ઞાતિના પ્રમાણમા ભણેલી હોય છે તેથીજ એ લોકો શહેર બ્હાર કન્યા આપવાનુ પસંદ કરતા નહિ હોય  એમનામાના ઘણાખરા વેપારી છે અને બીજા પાટીદારો માફક ખેડુત નથી

ભરૂચ જિલ્લાના પાટીદારોને ચરોતર સાથે આછો સબંધ છે, અને અમદાવાદ કે સુરત જિલ્લા સાથે બીનકુલ નથી  એમનામા પણ દસ ગામના અને એવા ગોળ છે, અને એ ગોળ બ્હારથી કન્યા લાવે છે ખરા પણ બ્હાર આપતા નથી  કેટલાક કુટુંબો ચરોતરના મોહમા અંજાઈ ગએલા છે તે ત્યા ઘણી મુશ્કેલીએ પોતાની કન્યાઓ પરણાવે છે  ભરૂચ જિલ્લાના લેઉવા પાટીદારોમા છેડાછુટકો મળી શકે છે  અને વિધવાવિવાહનો પણ રીવાજ છે એટલે ચરોતરના પાટીદારો એમને પોતાનાથી બહુજ ઉતરતા ગણે છે અને મોટી પહેરામણી મળે તોજ એક મ્હેરબાની તરીકે એમની કન્યા સ્વીકારે છે

અમદાવાદ જિલ્લાના લેઉવા પાટીદારોમા પણ કેટલાક ગોળ છે અને કન્યા લેવા દેવાનો વ્યવહાર સામાન્ય રીતે હોય છે તેજ છે—એટલે ગોળ બ્હારની કન્યા લવાય ખરી પણ ત્યા અપાય નહિ ભરૂચના પાટીદારો કરતા એમને ચરોતર સાથે વધારે સબંધ છે એમનામા છેડાછુટકાનો કે પુનર્લગ્નનો રીવાજ નથી  અને એમની સ્ત્રીઓ ચરોતરની પાટીદાર સ્ત્રીઓ જેટલો સખત નહિ છતા કેટલેક અંશે પડદો પાળે છે  તેથી ચરોતરવાળા એમને બહુ હલકા ગણતા નથી  છતા જો અમદાવાદ જિલ્લાની કન્યા ચરોતરમા પરણાવવી હોય તો બહુ મોટી પહેરામણી આપવીજ પડે

ચરોતરના અને અમદાવાદના પાટીદારોમા સાટા તેખડાનો રીવાજ બહુજ છે. એક કુટુબના છોકરો અને છોકરી બીજા એક કુટુંબના છોકરી અને છોકરા સાથે અનુક્રમે પરણે તેનુ નામ સાટુ. કોઈ વખત ઉમરના અથવા સગપણના કે એવા કોઈ કારણ સર આ પ્રમાણે સાટુ ન થઇ શકે તેમ હોય તો કોઈ ત્રીજા કુટુંબની મદદાયતા લે છે અને એવી રીતે લગ્નના મબંધ ગોઠવે છે કે દરેક કુટુબના એક છોકરાને કન્યા અને એક છોકરીને વર મળે છે. આવા ત્રણ કુટુબોના સબધને "તેખડું" કહે છે. કેટલીક વખત આવો સબધ ચાર કુટુંબ સુધી લંબાવાય છે અને તેને "ચોખડુ" કહે છે. આવા અંદર અદરના સંબધનુ કારણ ત્રીજા પ્રકરણમા જણાવ્યા મુજબ લગ્નમા આપવી પડતી મોટી પેઠણ, વાકડા, ઈત્યાદિની રકમોજ છે. જ્ઞાતિ રીવાજ મુજબ પૈસા આપવાની અશક્તિ હોવાથી આવા સાટા કરે છે એટલે એક પક્ષને પૈસા આપવા પડતા નથી. અનેક કુટુંબો પહેરામણીઓ આપી આપીને તેમજ સમસ્ત દેશની દિનપરદિન ગરીબ થતી જતી દશાને લીધે પૈસે ટકે છેક ખુવાર થઇ ગયા હોય છે એટલે સાટા તેખડાથી સંકળાયલા કુટુંબોની સખ્યા વધતી જ જાય છે.

કેટલીક જ્ઞાતિઓમા જેટલા બને તેટલા કુટુબોને પરસ્પર સાટાના સંબધથી જોડી લેવાનો રીવાજ જ હોય છે. જ્ઞાતિનો પટેલ જેટલા પુરુષો પોતાના સંતાનોના સગપણ કરવા ઇચ્છા રાખતા હોય તેમને નાત મળવાની જગાએ ભેગા કરે છે, અને એક વર્તુલમા બેસાડે છે. પછી એમાના એકને એ આજ્ઞા કરે એટલે તે માણસ પોતાની પાસે બેઠેલા માણસને રૂપિયો આપે છે એટલે પહેલા માણસની પુત્રીનુ સગપણ બીજા માણસના પુત્ર સાથે થયુ ગણાય બીજો માણસ એ રૂપિયો ત્રીજાને આપે છે અને એ આગળ મોકલે છે એમ કરતા કરતા રૂપિયો સૌથી પહેલા માણસ પાસે પાછો આવે છે રૂપિયો લેનાર દરેક માણસ આપનારની કન્યા પોતાના છોકરા

માટે સ્વીકારે છે, અને રૂપિયો પાછો આગળ આપી પોતાની પુત્રી જોડે બેઠેલાના પુત્રને દે છે એમ આનો અર્થ થાય છે. આવી રીતે સગપણ કરવાની રીત "વેલ" કહેવાય છે. વનસ્પતિમા વેલ સાધારણ રીતે બહુ લાબો છોડ હોય છે, અને આવી રીતે સગપણ કરવાથી જ્ઞાતિનો મોટો સમૂહ સંકળાઇ જાય છે તેથી એને 'વેલ' કહેવામા આવતું હશે એમ માની શકાય. "વેલ'ના રીવાજ મુજબ કરેલાં સગપણ તોડી શકાતાં નથી.

સુરત જિલ્લાના પાટીદારો ત્રણ વિભાગમાં વ્હેંચાયલા છે- લેઉવા, મતીયા* અને ઉદા. આ ત્રણમા પરસ્પર લગ્નવ્યવહાર બીલકુલ નથી. આ ત્રણે જાતના પાટીદાર લગભગ અઢીસો વર્ષ ઉપર ચરોતરમાથી આવેલા છે. પરંતુ તેમનામા હવે ચરોતરના પાટીદારોનો અંશમાત્ર દેખાતો નથી, તેમ ચરોતર સાથે કોઈ પ્રકારનો સંબંધ પણ નથી. એમણે સુરત જિલ્લાના રીતરીવાજ અને ભાષા ગ્રહણ કરી લીધા છે અને એમની સ્ત્રીઓ પણ એ જિલ્લાની અન્ય સ્ત્રીઓ પેઠે કાછડો વાળીને લુગડું પહેરે છે.

આ ત્રણેમાથી એકે પાટીદારોમાં ગોળ નથી તેમ બીજા પાટીદારો પેઠે પોતાના ગામમાં કન્યા ન અપાય એવો પણ રીવાજ એમનામાં નથી. માત્ર સુરત જિલ્લા બહાર તેઓ કન્યા આપતા નથી. એમની સ્ત્રીઓ પડદો મુદ્દલ પાળતી નથી અને ભરૂચ જિલ્લાની પાટીદાર સ્ત્રીઓ માફક ખેતરમાં કામ કરે છે.

જિલ્લાનાં ગામડામા વસતા પાટીદારોએ લગભગ પચાસેક વર્ષથી સુરત શહેરના પાટીદારો સાથેનો લગ્નવ્યવહાર જ્ઞાતિનો ઠરાવ કરી બંધ કર્યો છે. આ ઠરાવ કર્યા પહેલા સુરત શહેરના

* મતીયા પાટીદાર મૂળ લેઉવા જ હતા. પણ તેમણે લગભગ ત્રણુસો વર્ષ ઉપર મુસલમાન ધર્મ સ્વીકાર્યો હતો. તેઓ પાછા હિંદુધર્મમાં દાખલ થઇ ગયા છે. માત્ર શબને બાળવાને બદલે દાટે છે, અને મરણક્રિયા મુસલમાન સૈયદ કરે છે. લગ્નવિધિ બ્રાહ્મણ કરે છે.

પાટીદારો ગામડામાથી કન્યા લઇ જતા ખરા પણ પોતાની કન્યાઓ ગામડામા દેતા નહિ. આમા ખાસ ઉંચા નીચાનો ભેદભાવ ન હતો. પરંતુ શહેરમા ઉછરેલી કન્યાને સ્વભાવિક રીતે ગામડાના ખેતરોમા કામ કરવુ બહુજ મુશ્કેલ લાગે છે. સુરત જિલ્લાની પાટીદાર સ્ત્રીઓ ખેતરમા કામ કરનાર તરીકે પ્રખ્યાત છે. પુરષો કરતા પણ સ્ત્રીઓ વધારે સખત મહેનત કરે છે અને હાલ એવી પરિસ્થિતિ થઇ ગઇ છે કે જે કણબીની સ્ત્રી મરી જાય તે એકલો ખેતર ખેડી શકતો નથી, અને બીજી સ્ત્રી મળતા સુધી ખેડયા વગર બેસી રહે છે, જોકે પુનર્લગ્ન અને છેડાછુટકાના રીવાજને લીધે સ્ત્રી મળતા મુશ્કેલી નથી પડતી. ગામડામા વસતા પાટીદારોને લાગ્યુ કે એમની આગમા આરી કન્યાઓ શહેરમા જતી રહેતી હતી અને શહેરમાથી તો ખેતરમા સખત મહેનત કરવાની બીકે કોઈ કન્યા આવતી ન હતી. આથી તેમણે ઠરાવ કરી શહેરમા કન્યા દેવાનું બંધ કર્યું છે.

સુરત જિલ્લામા "કાળીપરજ" કોમોની વસ્તી પુષ્કળ છે. આ 'કાળીપરજ' (કાળી પ્રજા) નામ રંગભેદની ભાવનાનું સૂચક હોવાથી એમની વચ્ચે રહી કામ કરતા સમાજસેવકોએ એ નામ બદલી 'રાનીપરજ' નામ રાખ્યુ છે, એટલે માત્ર જંગલમા વસનારી પ્રજા એટલોજ અર્થ થાય. રાનીપરજની અંદર અનેક જાતો છે. તેમા મુખ્ય નાયકડા, ગામિત, ચોધરા અને ધોડીયા છે. પરસ્પર લગ્નવ્યવહાર નથી પણ પોતાની જાત જ્યા હોય ત્યા કન્યા આપવે કરી શકાય છે. એમના રીતરીવાજો જંગલમા રહેતી જાતિઓ જેવા છે. પરંતુ મગાન્હાવામા લગ્ન સંબંધ બાધવા તરફ એમને બહુજ તિરસ્કાર છે—જે ઉંચી ગણાતી કેટલીક જ્ઞાતિઓમાથી નષ્ટ થતો જાય છે. સગામા ન પરણાય એ સિવાય રાનીપરજ જાતોમા બીજુ કોઇ સગગોત્ર વિવાહનુ બંધન નથી. સુરતજિલ્લામા બીજી મોટી વસ્તી દુબળા રાનીપરજ જેવાજ લાગે છે.

બધા રજપૂતોમા પોતાનાથી ઉંચા ગણાતા કુળમા જ કન્યા આપવા-નો રીવાજ છે અમદાવાદ જિલ્લાના રજપૂતો પેઠે કેટલાક રજપૂતોમા પોતાના મામાની સાથે લગ્ન કરવાનો રીવાજ છે

નાગરોની ત્રણ જ્ઞાતિઓમાંથી માત્ર વડનગરા નાગરોમા જ ગામ બહાર કન્યા પરણાવવા ઉપર કોઇ જાતનો અંકુશ નથી આગળ જણાવ્યો મુજબ છેક બનારસ સુધી વડનગરા નાગરોની કન્યાઓ પરણી છે મધ્ય પ્રાંતોના ખંડવા શહેરના વડનગરા નાગરો આમા અપવાદરૂપ છે અને એમની સાથે ગુજરાતના નાગરો સબંધ રાખતા નથી ખંડવાના નાગરોમા એક ઉપર બીજી સ્ત્રી પરણી શકાય છે પણ ગુજરાતના વડનગરા નાગરોમા કદિ પરણી શકાતી નથી બહુપત્નીનો રીવાજ રાખનાર જ્ઞાતિ સાથે સબંધ ન રાખવા માટે જ ગુજરાતના નાગરો ખંડવા સાથે સબંધ રાખતા નથી એમ કહેવાય છે

વડનગરામા પાછી ત્રણ પેટા જ્ઞાતિઓ છે—નાગર ગૃહસ્થ, નાગર બ્રાહ્મણ અને ડુંગરપુરા. આમાંથી ગૃહસ્થ પોતાને સૌથી ઉંચા માને છે એમનેજ "બ્રાહ્મણ" કહેવડાવવા સામે મોટો વાંધો હોય છે, અને તેઓ કદિ પણ ગોરપદુ કરતા નથી નાગર બ્રાહ્મણનો વિભાગ તે નાગર ગૃહસ્થોના કર્મકાંડ કરી આપનાર આચાર્યોનો જ બનેલો છે પણ ઘણીખરી જગાએ યજમાન ગોરનો સબંધ તુટી ગયેલો છે નાગર ગૃહસ્થો બહુ અપમાનકારક વર્તન રાખે છે એ કારણસર નાગર બ્રાહ્મણો એમનું ગોરપદુ કરવા રાજી નથી હોતા વળી કેળવણીનો પ્રચાર સાથે ઘણાખરાએ પુરોહિતનો ધંધો તદ્દન છોડી પણ દીધો છે તેમજ ગોરપદુ કરનાર નાગર બ્રાહ્મણો જુના વિચારના હોઈ વિલાયત જઈ આવેલાને જ્ઞાતિમા લેવા સામે વાંધો ઉઠાવે છે એવું કારણ બતાવી નાગર ગૃહસ્થો તેમને ગોર તરીકે રાખવા પણ રાજી નથી ડુંગરપુરાનો વિભાગ બહુજ નાનો છે એક જમાના પહેલા ડુંગરપુરા સાધારણ રીતે નાગર ગૃહસ્થોને ત્યાં રસો-

કન્યા ખુશીથી પરણે છે પણ ગમે તે થાય તો પણ પોતાની કન્યા કદિ પણ ગામડામા દેતો નથી શહેરના કણબીઓમા પાછા કુળીયા અને અકુળીયાના ભેદ છે જ્ઞાતિમા બહુપત્નીનો રીવાજ બહુજ પ્રસરેલો છે એમ કહેવાય છે કે અમદાવાદ શહેરના કુળીયા ગણાતા કણબીઓમા વધારે ભાગ પુરુષોને એકથી વધારે પત્ની છે ગામડાના ઘણાખરા કણબી ઓને શહેરમા જ દીકરી આપવાની હોસ હોય છે, કારણકે ગામડામા તો ખેતરોમાં સખત કામ કરવુ પડે એક ઉપર બીજી સ્ત્રી છૂટથી પરણવાનો રીવાજ હોવાથી ઘણાને શહેરના વર મળે છે પણ ખરા આને લીધે ગામડાના કણબીઓને કન્યાની ખોટ પડે છે અમદા વાદની આસપાસના કટનાક ગામોમા તો કણબીઓમા એવો સખત નિયમ છે કે શહેરમા જ કન્યા અપાય—ગામડામા કદિ પણ ન અપાય આમ ગામના પુરુષોને કન્યાની બહુ જ અછત થઇ જાય છે આથી કેટલાક ગામના કણબીઓએ ગોળ બાંધી એની બહાર કન્યા આપવાની મનાઇ કરી છે બધા કડવા કણબીઓને મુખ્યત્વે આકર્ષણ કરનાર જથો અમદાવાદ શહેરમા વસતા લગભગ ચારસો કુટુંબોનો છે, કારણકે આખી જ્ઞાતિમા આ ભાગ સૌથી પૈસાદાર છે એમાના ઘણાખરા વેપારી છે તેઓ અમદાવાદ શહેર બહાર કદિપણ પોતાની કન્યા આપતા નથી

સજાતિવિવાહ એટલે અમુક હદની અંદર જ પરણાવવાના રીવા જનુ મૂળ કારણ જાત્યાભિમાન તેમજ સંરક્ષણનુ ઉંચુ ધોરણ ટકાવી રાખવાની ઇચ્છા છે ડૉ વેસ્ટરમાર્ક કહે છે, કે પોતાની જ જાતિમા પરણી શકાય એવો રીવાજ મુખ્યત્વે કરીને જાતીય અથવા પ્રજા નીય અભિમાનને લીધે તેમજ બીજી જાતિ તરફ સહાનુભૂતિના અભાવને લીધે અથવા તેમના તરફના ખુલ્લા તિરસ્કાર ને લીધે જ ઉત્પન્ન થયો છે અને આજ કારણથી જે જાતિઓ ભાવનાઓ, આચારવિચાર અને સંસ્કૃતિની બાબતમા અન્યોન્યથી બહુ જુદી પડતી હોય તેમા એ રીવાજ વિશેષ કરીને જોવામા આવે છે'+

+ A short History of Marriage પ્રકરણ ૩, પૃ ૫૪

પરંતુ આપણા દેશના જ્ઞાતિ રીવાજોમા જાતીય કે પ્રજાકીય અભિમાનની દલીલ ટકી શકે તેમ નથી, કારણકે આખા દેશની નહિ તો એક પ્રાંતની પ્રજા તો એકજ જાતિ કે પ્રજા તરીકે જ ગણાય. જ્ઞાતિની અંદર જ સાંકડાં વર્તુલમાં જ સંબંધ—રાખવાના—રીવાજને લીધે બીજી જ્ઞાતિઓ તરફની તિરસ્કારવૃત્તિ વધી છે કે સ્વાભાવિક તિરસ્કારવૃત્તિને લીધે એ રીવાજ પડ્યો છે તે નક્કી કરવું મુસ્કેલ છે. પેટા જ્ઞાતિઓના સંબંધમાં તો જુદી "ભાવનાઓ, આચાર વિચાર અને સંસ્કૃતિ"નો પ્રશ્ન રહેતોજ નથી. અને છતા પેટા જ્ઞાતિની બ્હાર પરણવું એ લગભગ જાતિ કે ધર્મની બ્હાર પરણવા જેટલુંજ મુસ્કેલ છે. વાણીયા એ એક જ જ્ઞાતિ છે કે જેમા બીજી પેટા જ્ઞાતિની ભાણેખપતી કન્યા આણનારને જ્ઞાતિ તરફથી બહુ કનડગત કરવામાં આવતી નથી. એકજ પેટા જ્ઞાતિમાથી બનેલા તડ કે ગોળને ટકાવી રાખવાની તરફેણમા તો કોઈ પણ દલીલ છે જ નહિ.

આ આખા પ્રકરણમા જોયુ તેમ લગભગ દરેક પેટા જ્ઞાતિમાં પોતાનાથી ઉતરતા ગણાતા કુળમાથી અથવા ગોળ બ્હારથી કન્યા લાવવામા વાંધો નથી હોતો, ત્યા પોતાની કન્યા પરણાવવામાજ વાંધો હોય છે. આ રીવાજનું મૂળ કારણ કદાચ વેસ્ટરમાર્ક કહે છે તેમ માનસશાસ્ત્રના નિયમને આધારે હશે કે સ્ત્રી પોતાની પદવી હલકી કરવા નારાજ હોય છે—પુરૂષને એવી ઝીણી વિગતમા ઉતરવાની દરકાર નથી હોતી. ઉપર પહેલા પ્રકરણમા જોયુ તેમ પ્રાચીન શાસ્ત્રોમા પણ અનુલોમવિવાહ એટલે જેમા સ્ત્રી કરતા પુરૂષ ઉંચી જાતિનો હોય તે જ કરવાની પરવાનગી આપી છે. જોકે ગુજરાતમા તો પરણનાર વર કે કન્યા પોતે તો અતિશય નાની ઉમરના કારણથી ઉંચા નીચાના ભેદ સમજવા શક્તિમાન્ હોતા જ નથી, છતા માનસશાસ્ત્રને આધારે રહેલું કારણ તો ખરૂ છે જ—માબાપ એમ ધારે છે કે કન્યાનો પોતાનાથી ઉતરતા પક્ષ સાથે સંબંધ બાંધવો તે અણઘટતું છે—છોકરાનો બાંધવો તે નથી.

ગુજરાતમા અસગોત્રવિવાહના નિયમો અજાતિવિવાહના નિયમો કરતાં ઓછા બંધનકારક છે. પ્રથમ કહ્યું તેમ માત્ર બ્રાહ્મણોમા જ ગોત્રની અંદર પરણવાની મનાઇ છે. બીજી જ્ઞાતિઓમા ગોત્ર જેવું હોતુ જ નથી. બ્રાહ્મણો પણ પ્રાચીન શાસ્ત્રોનો પ્રવરની અંદર ન પરણવાનો રીવાજ પાળતા નથી. પિત્રાઇમાં ન પરણાય એ એકજ રીવાજ બધી જ્ઞાતિઓમા સખ્તાઇથી પળાય છે. માતૃપક્ષ તરફ પણ ૭ સાત પેઢી થઇ ગયા પછી પણ સામાન્ય રીતે લગ્નવ્યવહાર થતો નથી.

પ્રાચીન સમયમા જ્યારે એક જ ગોત્ર ધરાવનાર મનુષ્યો એક જ કુટુંબના હોઈ ભેગા રહેતા હશે ત્યારે જ ગોત્રની અંદર ન પરણવાનો રીવાજ શરૂ થયો હશે. આધુનિક સમયમા એ રીવાજની કશી અગત્ય રહી નથી. ઘણી વાર એક જ ગોત્ર ધરાવનાર કુટુંબોને કશુ પણ સગપણ હોતું નથી, અને તેઓ જુદા ગામના હોઈ એકબીજાને ઓળખતા પણ નથી હોતા તે છતા એમનાથી લગ્નસંબંધ બાધી શકાતો નથી. નાગરો, બ્રહ્મક્ષત્રિયો વિગેરેમા બને છે તેમ ઘણીવાર સારા વર કે સારી કન્યાને અભાવે નજીકના સગપણમા લગ્નસંબધ બાધવો પડે છે, પણ જુદા ગામના કાંઈ પણ સગપણ વગરના સગોત્રી સાથે લગ્ન થઈ શકતુ નથી. ઉપર કહ્યું તેમ મામા ફોઇના કે માસી માસીના છોકરા (cousins) પોતાના સંતાનોને એક બીજા સાથે ખુશીથી પરણાવે છે. એક દાખલામા એક માણસે પોતાના કાકાની છોકરીના પુત્ર સાથે પોતાની પુત્રી પણ પરણાવી છે. બે ત્રણ જુદા જુદા દાખલામા કન્યાઓ પોતાના પિતાના કે માતાના મામાના છોકરા સાથે જ પરણી છે. આ સર્વ કાયદાવિરુદ્ધ ગણાતું નથી પણ કંઈ જાતના સગપણ વગરના સગોત્રી સાથેનુ લગ્ન કાયદાવિરુદ્ધ ગણાય છે.

પિત્રાઇ સાથે લગ્ન ન કરવાનો નિયમ મૂળ તો બહુ સારો

હતો, કારણકે એથી નજીકનાં સગાંમાં લગ્ન થતાં અટકતાં. પરંતુ હાલ તો ન્યાતિ, પેટા ન્યાતિ વિગેરેને લીધે લગ્નનું ક્ષેત્ર એટલું બધું સાંકડું થઈ ગયું છે કે કેટલીક વાર માતા તરફથી નજીકના સગપણમા લગ્ન કરવું પડે છે પણ અનેક પેઢીઓના દૂરના સગપણવાળા પિત્રાઈ સાથે થઈ શકતું નથી.

જ્યા લોહીનુ સગપણ ન હોય પણ લગ્નને લીધે સંબંધ થયેલો હોય એવા કુટુંબોમા કન્યા આપવામા કોઇ જાતનો વાંધો હોતો નથી. એથી ઉલટું કુટુંબની બને તેટલી કન્યાઓ એક જ ઘરમા આપવાનો રીવાજ તો બહુ સામાન્ય છે અને ઇચ્છનીય ગણાય છે. કારણકે ઘરની વહુઓમાં લોહીનું સગપણ હોય તો દેરાણી જેઠાણીના ઝગડા ઓછા થાય છે અને તેને લીધે ભાઇઓ ભાઈઓમા પણ સારો સંપ રહે છે. આપણામા કહેવત છે કે "પહેલી લાવે સહુ અને બીજી લાવે વહુ"—એટલે કુટુંબની સૌથી પહેલી પુત્રવધૂ તો બધા કુટુંબીઓ મળીને સોધી કાઢે છે, પણ બીજીને એ પહેલી પુત્ર વધૂજ સોધે છે. આ કેટલેક અંશે ખરૂ છે. જો પુત્રવધૂનુ ઘરમા સહેજ પણ ચલણ હોય તો તે પોતાના દીયરો માટે પોતાના સગપણ કે સંબંધવાળી કન્યાઓ લાવવાનો પ્રયત્ન કરે છે જ.

ઇગ્લંડમા મૃતપત્નીની બ્હેન સાથે પરણવા વિરુદ્ધ પહેલા કાયદો હતો જે થોડા વરસથીજ રદ થયો છે. પરતુ ગુજરાતમા એવો કશો બાધ નથી. એથી ઉલટું મૃત્યુ પામેલી સ્ત્રીના પીયરમા પરણાવવા જેવડી છોકરી હોય તો સ્ત્રીના કુટુંબીઓ એને મરણ પામેલીની જગાએ પરણાવવા પોતાનાથી બનતો પ્રયત્ન કરે છે. તેમા પણ જો ગત સ્ત્રીના બાળકો હોય તો વિશેષ યત્ન કરે છે, કારણકે બ્હારની સ્ત્રી કરતા કુટુંબની કન્યા સ્વાભાવિક રીતેજ એ બાળકોને વધારે સારી રીતે રાખે. માત્ર પોતાની મોટી બ્હેનની જ નહિ પણ ફોઇની કે મામીની જગાએ પણ કન્યા ખુશીથી પરણાવી શકાય છે. પારસીઓમા ફુવા કે માસા સાથે પરણવું તે લગભગ કાકા કે મામા

જેને પરણવા જેવું જ અયોગ્ય ગણાય છે. પણ ગુજરાતી હિંદુઓમાં એવો પ્રતિબંધ નથી.

અસગોત્રવિવાહના નિયમો ઘડાવાનુ મૂળ કારણ શોધવા પાશ્ચાત્ય વિદ્વાનોએ ઘણો પ્રયત્ન કર્યો છે. કેટલાકનુ માનવું છે કે જંગલી પ્રજાઓમા બીજી જાતિઓને હરાવ્યાના જયચ્માારક તરીકે એ જાતિઓની સ્ત્રીઓ લાવવાની ઇચ્છા હશે અને તેને લીધે પોતાની જાતિની સ્ત્રી ન પરણાય એવો રીવાજ પડ્યો હશે. કેટલાક માને છે કે સ્ત્રીનું હરણુ કરવાની પ્રથાને લીધે એ રીવાજ ઉત્પન્ન થયો હશે, ત્યારે બીજા કેટલાકની માન્યતા પ્રમાણે અતિ પ્રાચીન સમયના અસંસ્કૃત મનુષ્યોની તીવ્ર ઇર્ષા એનું મૂળ કારણુ હશે. ડૉ. વેસ્ટરમાર્ક પોતાના પુસ્તકમા આ સર્વ માન્યતાઓનું સમર્થ દલીલોથી ખંડન કરે છે.* એ લેખકની બીજી દલીલો જવા દઈએ તો પણ એક દલીલનો તો ઉત્તરજ નથી એ દલીલ એ કે સગપણની અંદરનો "લગ્નસંબંધ બીજા બ્હારના સંબંધો કરતા વધારે સહેલાઇથી થઈ શકે છે, એમા સ્ત્રીનુ હરણ કરવાની કે ત્રાહિત માણસોની સમતિ લઈ પરણવાની જરૂર પડતી નથી, તો તેવા સંબધને અટકાવનારો કાયદો જમાનાઓથી, હવે કશુ દેખીતું પ્રયોજન રહ્યુ ન હોય છતા સખ્તાઇથી પળાય તે કાઇ પણ કારણુ વગર હશે એમ કેમ માની શકાય?"०

ડૉ. વેસ્ટરમાર્ક પોતે અસગોત્રવિવાહના મૂળ તરીકે જે બે કારણો માને છે તે બહુ સચોટ રીતે સિદ્ધ કરી બતાવે છે. પ્રથમ કારણુ એ છે કે પશુઓની પેઠે મનુષ્યોમા પણ જેમની સાથે બાલ્યાવસ્થાથી ઉછર્યા હોય તેમની સાથે સ્ત્રીપુરુષનો શારીરિક સંબંધ કરવા તરફ કુદરતી રીતેજ અણગમો હોય છે. અગમ્યગમન (incest) ના દાખલા તો અપવાદરૂપ છે, અને એમનાથી તો ઉલટો આ નિયમ સિદ્ધ થાય છે—ખંડિત થતો નથી કેટલાક એમ દલીલ કરે છે

* જુઓ A Short History of Marriage પ્રકરણ ૪, પૃ ૭૫.
० એજન પૃ ૬૯.

કે દુનિયાના દરેક દેશનાં પ્રાચીન પુસ્તકોમાં અગમ્યગમનના અપરાધની શિક્ષા ફરમાવેલી છે, તેથી એ કૃત્ય બહુ સામાન્ય હોવું જોઇએ. પરંતુ આ દલીલ તદ્દન લુલી છે. લગભગ દરેક પ્રાચીન પુસ્તકમાં માતૃહત્યાના ગુન્હા માટે શિક્ષા ફરમાવેલી છે છતા એમ ન જ કહી શકાય કે માતૃહત્યા મનુષ્યના સ્વભાવમાં જ રહેલી છે.

વેસ્ટરમાર્ક બીજુ કારણ એ બતાવે છે કે નજીકના સગપણમા લગ્ન કરવું એ એવા લગ્નથી ઉત્પન્ન થતાં બાળકોના શારીરિક અને માનસિક સ્વાસ્થ્યને હાનિકારક છે. આ કારણના ટેકામા કોઇ દલીલોની જરૂર નથી. વૈદકવિદ્યા અને માનસશાસ્ત્રના વિદ્વાનોએ દાખલા સહિત એ સિદ્ધ કરી બતાવ્યુ છે. પ્રાણીઓ અને વનસ્પતિના પ્રદેશમા પણ વિદ્વાનોએ પ્રયોગો કરી જોયા છે વનસ્પતિમા પોતાનાજ ઉત્પાદક તત્વોનો ઉપયોગ (self fertilization) કરવાથી, અને પ્રાણીઓમા એકજ કુટુંબના પશુઓનો સબધ કરવાથી એકંદરે ઓલાદને હાનિ પહોચે છે એમ આવા પ્રયોગોથી સિદ્ધ થયુ છે. જેમ વનસ્પતિ અને પ્રાણીઓમા બને છે તેમ મનુષ્યોમા પણ છેક નજીકના સબંધ અનુકૂળ કરતા પ્રતિકૂળ સંયોગોમા બહુ વધારે હાનિકારક નીવડે છે

ગોત્રમા કે પિત્રાઈઓમા ન પરણવાનો રીવાજ મૂળ શુભ હેતુથી સ્થાપવામા આવેલો છતા પણ હાલના ગુજરાતી સમાજની દૃષ્ટિએ જોતા હાનિકર્તા છે. ઉપર કહ્યુ તેમ ઘણીવાર એકજ ગોત્ર ધરાવનાર બે કુટુબોને કશુ સગપણ હોતુ નથી છતા તેમનાથી લગ્નસબધ બાંધી શકાતો નથી. આથી ઘણી ઉંચી કહેવાતી જ્ઞાતિઓમા લગ્નનુ ક્ષેત્ર બહુજ નાનું હોવાથી માતા તરફના નજીકના સગપણમા લગ્નો થતા જાય છે.

એક દાખલામા એક વડનગરા નાગરનુ લગ્ન પોતાનાજ ગોત્રમા થયું હતું લગ્ન બીજી વારનુ હોવાથી જન્માક્ષર જોવામા આવ્યા ન હતા (કારણ કે બીજવરના જન્માક્ષર જોવામા આવતા નથી). અને

વરકન્યા જુદા જુદા ગામના હોવાથી અન્યોન્યના ગોત્ર વિષે કોઇને ખબર ન હતી. આથી છેક લગ્નવિધિ સમયે ગોત્રોચ્ચાર કરતી વખતે જ ખબર પડી કે બન્નેના ગોત્ર એક છે. છેલ્લી ઘડીએ લગ્ન માંડી વાળવાથી હાસી થાય, તેમજ કદાચ જે એકજ મળે એવી કન્યા હતી તે જતી રહે એ બીકે ખરી હકીકત દાબી દેવામા આવી અને લગ્ન થયુ એ કન્યા નાની ઉંમરે વિધવા થઈ ત્યારે વ્હેમી સગાએ ગોત્ર એક હોવાના દોષથીજ થઈ એમ માન્યુ. પરંતુ લગ્ન રદ કરાવવાનો બીલકુલ પ્રયત્ન થયો ન હતો જો કોઈએ કાયદાની અદાલતનો આશ્રય લઇ ફરિયાદ કરી હોત તો કદાચ લગ્ન રદ થઇ શકયુ હોત.

લેઉવા પાટીદાર, ઠાકરડા અને કુંભાર એ ત્રણજ જાતિમા એવો રીવાજ છે કે પોતાના ગામની અંદર ન પરણી શકાય પુરુષ પોતાના મોસાળના ગામની કન્યા પરણી શકે છે, કન્યાને એના પોતાના મોસાળના ગામમાં નથી પરણાવી શકાતી. તે ઉપરાંત મોસાળ તરફ ૭ સાત પેઢીના સગપણમા પણ લગ્ન થઈ શકતુ નથી

સ્વજાતિવિવાહ અને અસગોત્રવિવાહના નિયમોને ફરીથી ઘડીને હાલના જમાનાને અનુકૂળ સ્વરૂપ નહિ આપવામા આવે તો નજીકના સગામા લગ્નસબધ વધતા જશે નાગરો, બ્રહ્મક્ષત્રિયો કે કાયસ્થો જેવી જ્ઞાતિઓમા નજીકના ભવિષ્યમા મામા ફોઈના કે માસી માસીના છોકરા પરણે એવો રીવાજ દાખલ થાય તો બીલકુલ નવાઈ જેવુ નથીજ નવા નિયમો એવા હોવા જોઈએ કે બહુ નજીકના સગામા લગ્નનો પ્રતિબંધ કરે છતા લગ્નનું ક્ષેત્ર વિશાળ કરે. જ્યા સગપણ ન હોય ત્યા ગોત્રમા, અથવા રજપુતોનો સબધમા અટકમા લગ્ન થઈ શકે એવો નિયમ હોય તો ક્ષેત્ર વિશાળ થાય. અમુક પેઢીઓ થઇ ગયા પછી પિત્રાઈ સાથે પણ લગ્ન થઈ શકે એવો કાયદો પણ ઇચ્છવા જોગ છે જ્ઞાતિ, પેટા જ્ઞાતિ, ગોળ, તડ એ બધા કૃત્રિમ બંધનોના બચાવમા તો કશુજ કહેવાનુ નથી એ સર્વ તો જવા જ જોઈએ

# પ્રકરણ ૫ મું.

## લગ્નની ઉંમર.

સમાજશાસ્ત્રની દષ્ટિએ જોતા આપણા દેશના વિવિધ આકડામા સૌથી ધ્યાન ખેચનાર વસ્તુ લગ્ન વખતે વરકન્યાની અતિશય નાની ઉંમર છે. સામાન્ય નિયમમા ગુજરાત અપવાદરૂપ નથી. કડવા કણબી જેવી જ્ઞાતિમા બાળકના જન્મ પહેલા પણ વિવાહના કોલકરાર થઈ જાય છે. સ્ત્રીત્વ પ્રાપ્ત થતા પહેલા છોકરીને પરણાવી દેવી જોઈએ એવી માન્યતા હજી ઘણી જ્ઞાતિઓમા છે. વડનગરા અને સાઠોદરા નાગરો, બ્રહ્મક્ષત્રિયો અને સુરતના વાલ્મીક કાયસ્થો, એટલીજ જ્ઞાતિઓ એવી છે કે જેમા બાળલગ્નો બીલકુલ અસ્તિત્વજ નથી ધરાવતા એમ કહી શકાય.

ગુજરાતના વિવિધ વિભાગોમા ફરતા જણાયુ કે બાલ્યાવસ્થામા લગ્ન થાય છતા બહુ નાની વયમા સામાન્ય રીતે સહવાસ થતો નથી. કન્યા સ્ત્રીત્વ પ્રાપ્ત કરે પછીજ તેને સાસરે મોકલવાનો રીવાજ લગભગ બધી જ્ઞાતિઓમા હોય છે. જો કે તે વખતે પણ કન્યાની ઉંમર નાની તો બહુજ હોય છે. વળી સાસરે ન મોકલે તો પણ બાળલગ્નના બીજા અનિષ્ટો તો કાયમ જ રહે છે. બાળવૈધવ્ય એ સૌથી મોટું અનિષ્ટ છે. તે ઉપરાત સ્ત્રીશિક્ષણમા લગ્ન એક મોટા વિઘ્નરૂપ છે. કારણકે ઘણી જ્ઞાતિઓમા એવો રીવાજ હોય છે કે પરણેલી કન્યાથી નિશાળે જવાય નહિ. વળી છોકરી પરણે એટલે પછી એ ગમે તેવી નાની હોય તોપણ એણે મોટી ઉંમરની સ્ત્રીના જેવાજ ગભીર વર્તન અને વિચાર રાખવા જોઇએ એમ સ્ત્રીઓ ધારે છે. આથી કન્યામા અકાળે પ્રૌઢાવસ્થા આવી જાય છે અને બાલ્યાવસ્થાને યોગ્ય નિર્દોષ રમતગમતને અવકાશજ નથી રહેતો.

દેશની લગ્નવયના આકડા શોધ્યાથી ખબર પડે છે કે વસ્તીનો

વિકાસ અને સમાજની સામાન્ય પ્રગતિમા કયાં કયા તત્વો સહાયતા કરે છે અને કયા વિઘ્નરૂપ છે.

આ પ્રકરણમા ગુજરાતની લગ્નવય બે પ્રકારે નોંધવામા આવી છે—જુદા જુદા જિલ્લાઓમા પ્રવાસ કરી જાતે મેળવેલી માહિતી અને વસ્તીપત્રકના રીપોર્ટ. બન્ને પ્રકારે તપાસ કરતા જણાય છે કે લગ્નની ઉંમર માધારણ રીતે ૧૦ થી ૧૫–ખાસ કરીને છોકરીઓના સંબધમા છે. કન્યાઓના લગ્ન છોકરાઓ કરતા બહુજ વ્હેલા થાય છે અને છોકરી કદિ કુંવારી રહેતી જ નથી. પંદર વર્ષની ઉમર પછી તો પરણેલી સ્ત્રીઓની સખ્યા વધતીજ જાય છે અને એની ઉપરની વયની સ્ત્રીઓમા પરણેલી સ્ત્રીઓ કુંવારી કરતા ઘણીજ વધારે હોય છે. વીસ વર્ષની વય પછી કુંવારી સ્ત્રીઓનુ પ્રમાણ નહિ જેવુજ હોય છે.

વસ્તીપત્રકો ઉપરથી તેમજ જાતે તપાસ કરવાથી જણાય છે કે લગ્ન વયમા ખાસ નોધવા લાયક ફેરફાર થયો નથી. એથી ઉલટું વસ્તીપત્રક ઉપરથી જણાય છે કે વીસ વર્ષની અંદરના છોકરાઓ અને પંદર વર્ષની અંદરની છોકરીઓમા તો ૧૮૯૧ કરતા ૧૯૨૧ મા પરણેલાનુ પ્રમાણ વધારે છે. આ માની શકાય એવુ લાગતું નથી પરંતુ આ પ્રકરણને છેડે આપેલા આકડાના પત્રકો જોતા જણાશે કે એ સાચું છે. એ પત્રકો જુદા જુદા સેન્સસ રીપોર્ટો ઉપરથી ગણતરી કરીને તૈયાર કરવામા આવ્યા છે.

લગભગ તેવીસ જ્ઞાતિઓમા કરેલી તપાસ ઉપરથી જણાય છે કે અમદાવાદ જિલ્લાના કડવા પાટીદાર અને સુરતના લેઉવા તેમજ મતીયા પાટીદારમા લગ્નની ઉમર સૌથી નાની છે. કડવા પાટીદારમા જન્મ થતા જ બાળક લગ્નને લાયક મનાય છે મતીયામા ત્રણ મહિનાના અને લેઉવામા ૭ મહિનાના બાળકને લગ્નને લાયક ગણુવામા આવે છે. આ ત્રણે જ્ઞાતિમા બાળક વધારેમા વધારે અગીયાર કે બાર વર્ષ સુધી કુંવારૂં રહી શકે.

કડવા કણબીઓ બાળકોને અતિશય નાનાં પરણાવે છે તેનું કારણ એમની જ્ઞાતિનો ખાસ લગ્નનો રીવાજ છે. એ રીવાજ બહુ જાણીતો છે છતાં અહિં ટુંકામાં વર્ણવ્યો છે. બીજી નાતિઓ માફક એમનામા દર વર્ષે લગ્ન થતા નથી પણ બાર બાર વર્ષને અંતરે થાય છે. કોઈ વખત નવ કે પંદર વર્ષને અંતરે પણ થાય છે. એક વખત લગ્નગાળો જાય પછી નવ વર્ષ સુધી લગ્ન થતા નથી. દશમા વર્ષની શરૂઆતમા જ્ઞાતિનો પટેલ ઉંઝામા આવેલા, કડવાની કુલદેવી ઉમિયાના મંદિરમાં જાય છે. ત્યાં જઈ ચાલુ માસ તથા લગ્નગાળા પછી બારમી અને પંદરમી સાલના આકડા જુદી જુદી ચીઠ્ઠીઓ ઉપર લખી તે ચીઠ્ઠીઓ બંધ કરી માતાના પગ આગળ મૂકે છે. માતાનો પુજારી એમાથી એક ચીઠ્ઠી ઉપાડે છે અને એમા જે સાલ નીકળે તે વર્ષમા લગ્નો કરાવવાની માતાની ઈચ્છા છે એમ ગણાય છે અને દેવી બોલ્યા એમ કહેવાય છે. પછી જોશી એ વર્ષના વૈશાખ મહિનામા એક મુહૂર્ત જોઈ આપે છે, કારણ કે કણબીઓ ખેડુત હોઈ એમને વૈશાખ મહિનામા ફુરસદ હોય છે.એ એકજ મુહૂર્તે આખી જ્ઞાતિના સમસ્ત કુવારા છોકરા છોકરીઓના લગ્ન કરી દેવામા આવે છે. જો કન્યાને માટે વર ન મળે તો ફુલના દડા સાથે પરણાવી એ દડાને લગ્નવિધિ પછી કુવામા નાખી દેવામા આવે છે; અથવા તો કોઈ પરણેલા પુરુષ સાથે કન્યાનુ લગ્ન કરવામા આવે છે અને વિધિ થઈ રહેતાજ એ પુરુષ છેડો ફાડી આપે છે. પછી એ કન્યા વિધવા જેવી ગણાય છે અને નાતરા (પુનર્લગ્ન) ના વિધિથી એને મોટી થતા ગમે ત્યારે પરણાવી શકાય છે નાતરા માટે દેવીની સંમતિની જરૂર પડતી નથી. એક વખત કડવા કણબીના લગ્નગાળામા એક જ દિવસે એક લાખ લગ્ન ગુજરાતમા થયા હતા. દેવી બોલે તે પછી જો બાળક કુંવારૂ રહી જાય તો એના ઉપર માતાનો કોપ ઉતરે એમ મનાય છે. કેટલીક વાર વગર જન્મેલા બાળકોના લગ્ન પણ કરવામાં આવે છે એટલે બે ગર્ભવતી સ્ત્રીઓ

લગ્નવિધિ કરે છે. અને જો બાળકોની જાતિ ધાર્યા મુજબ એટલે એક છોકરો અને એક છોકરી એમ થાય તો એ સારુંજ લગ્ન ગણાય છે.

ઉપર કહેલી ત્રણ કણબીની જાતોમા જેટલી નાની ઉંમરે લગ્ન થાય છે એટલા બીજી કોઈ જ્ઞાતિમા થતા નથી. જો કે અમદાવાદ જિલ્લાના ઠાકરડાઓ જેવી કોઈક જ્ઞાતિઓમા ચાર વર્ષની ઉમરે થાય છે ખરા. માત્ર નીચી ગણાતી જ્ઞાતિઓમા જ બહુ નાની ઉમરે લગ્ન થાય છે એવો નિયમ નથી. ખેડાવાળ બ્રાહ્મણોમા કોઈ વખત પાચ વર્ષના છોકરાનુ એવડી જ કન્યા સાથે લગ્ન કરવામા આવે છે. ચરોતરના પાટીદારોમા કેટલીક વાર પાચ વર્ષની કન્યાનુ લગ્ન થતું. પરતુ હવે તેમ નથી થતુ. એ જ્ઞાતિમા છોકરીના લગ્નમા પુષ્કળ ખરચ થાય છે તેથી ઘરમા એક છોકરીનુ લગ્ન હોય તો ખરચ બચાવવાના હેતુથી બીજી સાત આઠ વર્ષની છોકરીને કદાચ પરણાવી દેવામા આવે. સુતાર, મોચી, દરજી, કુંભાર, ગોલા વિગેરેમા બાળલગ્નનો રીવાજ બહુ છે. સામાન્ય રીતે છોકરો આઠ વર્ષની અને છોકરી પાંચ વર્ષની ઉમરે પરણે છે.

જે જ્ઞાતિઓ ઉંચી ગણાય છે તેમનામા શહેરની અને ગામડાની લગ્નની ઉમરમા ફેર હોય છે. શહેર કરતા ગામડાંનાં બાળકો વ્હેલા પરણે છે શહેરમા રહેતા વાણીયાઓમા કન્યા મોટી વયે પરણે તેમા હવે ઘણે ભાગે બાધ જતો ર્હો છે. એકંદરે બ્રાહ્મણોમા સ્ત્રીત્વ પ્રાપ્ત થતા પહેલા કન્યાને પરણાવી દેવી જોઈએ એવો વ્હેમ જેટલો હોય છે, તેટલે અંશે વાણીયાઓમા નથી હોતો.

વિધવાવિવાહ કે છેડાછુટકાનો રીવાજ ધરાવનાર જ્ઞાતિઓ જેટલી છુટથી નાની ઉમરે બાળકો પરણાવે છે તેટલીજ છુટથી એ રીવાજો ન ધરાવનાર જ્ઞાતિઓ પણ પરણાવે છે. કન્યા બાલ્યાવસ્થામા વિધવા થશે તો જીંદગીભર વૈધવ્ય ભોગવવું પડશે એ ખ્યાલથી બાળલગ્નો અટકતા બીલકુલ નથી.

આ પ્રકરણને છેડે આપેલાં પત્રકો સેન્સસ રીપોર્ટોમાં આપેલા આંકડા ઉપરથી ગણતરીઓ કાઢીને તૈયાર કરવામાં આવ્યા છે. બીજા કોઇ પ્રાંતની સરખામણી કરવાથી ગુજરાતની સ્થિતિનો ખ્યાલ વધારે સારી રીતે આવે એમ માની મહારાષ્ટ્રના+ આંકડા ઉપરથી પણ એવાં જ પત્રકો તૈયાર કર્યાં છે. ગુજરાત અને મહારાષ્ટ્ર બન્ને પ્રાંતમાં માત્ર બ્રિટિશ પ્રદેશના જ આંકડા તૈયાર કર્યા છે.

ત્રીસ વર્ષની ઉપરની ઉંમરે પરણેલી સ્ત્રીઓનું પ્રમાણ પરણેલા પુરુષો કરતાં ઘણું વધારે છે. છતાં એકંદરે કુંવારી સ્ત્રીઓનું પ્રમાણ વસ્તીપત્રકમાં આપ્યા મુજબ વધતું ગયું છે અને કુંવારા પુરુષોનું ઘટતું ગયું છે. ૧૮૮૧ કરતાં ૧૯૨૧માં કુંવારી સ્ત્રીઓનું પ્રમાણ બહુ વધારે છે.

આપણા દેશમાં બધે હોય છે તેમ ગુજરાતમાં પણ જે પુરુષો મોટી ઉંમર સુધી કુંવારા રહે છે તે બધા કન્યાની અછત કે એવા કોઈ કારણથી ફરજીઆત જ કુંવારા રહે છે—સ્વેચ્છાથી કોઇ નથી રહેતા. વસ્તીપત્રકના આંકડા ઉપરથી જણાય છે કે ગુજરાતનાં સ્ત્રી પુરુષોની સંખ્યા લગભગ સરખીજ છે, એટલે થોડી સંખ્યાને પણ શા માટે કુંવારા રહેવું પડે છે તે સ્પષ્ટ સમજાતું નથી. વાણીયાઓમાં સાધારણ રીતે કન્યાની અછત હોય છે અને વાણીયાઓની ઘણી પેટા જ્ઞાતિઓમા પૈસા ખરચી કન્યા લાવવી પડે છે. આથી ગરીબ માણસો કેટલીક વાર કુંવારા રહે છે. વાણીયાઓની વસ્તી મોટી છે અને આખા ગુજરાતમા પથરાયલી છે. એટલે એમની જ્ઞાતિની પરિસ્થિતિને લીધે સેન્સસમા કુંવારા પુરુષોની સંખ્યા વધે ખરી. વળી અમદાવાદ અને ચરોતરના પાટીદારો, ઔદિચ્ય બ્રાહ્મણ, ખેડાવાળ બ્રાહ્મણ, વીસનગરા નાગર વિગેરેમાં કુળવાન અકુળવાનના ભેદ બહુ છે, કુળવાનને રહેલાઈથી કન્યા મળે છે, પણ અકુળવાનને મળતાં બહુ મુશ્કેલી પડે છે, કે બીલકુલ નથી પણ મળતી. વળી

+ સેન્સસ રીપોર્ટમાં જે ભાગ Deccan તરીકે આપ્યો છે તે.

ઘણા લોકો યુવાન કુવારા છોકરા કરતા પ્રૌઢ ઉમરના બીજવરને જમાઈ તરીકે વધારે પસદ કરે છે * બીજવર ધધામા ઠેકાણે પડેલો હોય અને માબાપથી સ્વતત્ર હોય પણ નાનો પરણનાર તો કદાચ વિદ્યાર્થી હોય, એનુ ભવિષ્ય અધારામા હોય, અને કમાતો ન હોવાથી માબાપને આધીન હોય, એટલે એની સ્ત્રીને પણ સાસુસસરાના તાબામા રહેવુ પડે આથી લોકો કન્યા ખાસ પસદ કરી બીજવરને પરણાવે છે અને તેથી કેટલાક કુવારા પુરુષોને કદિ પણ પરણવાની તક મળતીજ નથી "બીજવરની પરણી તે મહાસુખ પામશે" એમ સ્ત્રીઓ ગાય છે તે ઉપરથી ગુજરાતીઓના મનનું વલણ જણાઇ આવે છે

સ્ત્રીઓમા કુવારાપણ વધવાનુ કારણ સમજી શકાતુ નથી રજપૂતો એ એકજ જ્ઞાતિ છે કે જેમા મોટી ઉમરની કુવારી સ્ત્રીઓ કોઈ વાર નજરે પડે છે બીજી જ્ઞાતિઓમા ભાગ્યેજ કુવારી સ્ત્રી નજરે પડે—બીનકુળ નથી પડતી એમ કહીએ તો પણ ચાલે હમણાં કલ મેજરના ગુજરાતમા બે વખત મુસાફરી કરી છતા એક પણ કુવારી સ્ત્રી મળી નહિ સમગ્ર ગુજરાતની સ્ત્રીઓની વસ્તીના પ્રમાણમા રજપૂત સ્ત્રીઓનુ પ્રમાણ લગભગ ચાર ટકા છે રજપૂતોમા કુવારી સ્ત્રીઓનુ પ્રમાણ વધ્યુ હોય એમ માનીએ તો પણ આટલી નાની જાતિ સેન્સસના આકડા ઉપર બહુ અસર કરી શકે નહિ પરણેલી સ્ત્રીઓના આકડા જોતા જણાય છે કે બાળલગ્નનુ પ્રમાણ જરાએ ઘટયુ નથી બાવા, ગોસાઈ ઈત્યાદિની સખ્યા કદાચ વધી હોય એમનામા મોટી ઉમરની કુવારી સ્ત્રીઓ મળી આવે વસ્તી પત્રકમા કુવારી તરીકે નોધાયલી સ્ત્રીઓમા કેટલીક વેશ્યાઓ હશે અથવા રક્તપિત્ત જેવા અસાધ્ય રોગથી પીડાતી પણ હશે +

---

*જુઓ કાર્તિક ૧૯૮૯ ના 'પાટીદાર'ના અકમા શ્રી નરસિંહભાઈ પટેલનો 'સયુક્ત કુટુબની સસ્થા' એ લેખ

+વડોદરા રાજ્યનો વસ્તીપત્રકનો રીપોર્ટ ૧૯૧૧, પુ ૧૬, ભાગ ૧, પૃ ૧૪૫

પરણેલી સ્ત્રીઓ વિષેના આકડા વધારે અગત્યના છે પુરુષો માટે ૫૬૨ અને વીસ વર્ષની અંદરની ઉંમર અને સ્ત્રીઓ માટે ૬મ અને ૫ ૬ની અંદરની ઉમર લીધી છે

આ પ્રકરણને છેડે આપેલા પત્રકો ઉપરથી જણાશે કે પુરુષોમા લગ્ન સ્ત્રીઓ જેટલુ સર્વસામાન્ય ( Universal ) પણ નથી તેમ એટલુ વ્હેલુ પણ નથી થતુ કુવારા પુરુષોની સખ્યા બહુ મોટી નથી તો પણ કુવારી સ્ત્રીઓ કરતા ઘણી મોટી છે

પત્રકમા પહેલા કોલમના આકડા બીજા બે કરતા વધારે અગત્યના છે, કારણ કે એથી ખબર પડે છે કે પરણવા તરફનુ વલણ વધે છે કે ઘટે છે એ કોલમના આકડા જોતા જણાય છે કે સ્ત્રીઓ તેમજ પુરુષો બન્નેમા બાળલગ્નની પ્રથા જરા પણ ઘટી નથી પુરુષોમા તો ૧૮૮૧ પછી (૧૯૦૧ બાદ કરતા) બાળલગ્નોમા એકસરખો ચાલુ વધારોજ થયો છે સ્ત્રીઓના સબધમા એક સરખો વધારો નથી થયો, તેમ ઘટાડો પણ નથી થયો

સ્ત્રીઓ તેમજ પુરુષો બન્નેના આકડામા ૧૯૦૧ના વર્ષમા ત્રણે ત્રણ કલમમા એકદમ ઘટાડો દેખાય છે આનુ કારણ એકજ હોઈ શકે ઇ સ ૧૯૦૦ ( સવત ૧૯૫૬ )મા ગુજરાતમા ઘણા વર્ષોથી નહિ પડેલો ભયકર દુકાળ જે 'છપનીયા'ના નામથી ઓળખાય છે તે પડયો હતો પાક સારો ઉતરે ત્યારે લગ્નોની સખ્યા વધે છે જ "નીચી ગણાતી જ્ઞાતિઓમા × × × વારવાર એવુ નજરે પડે છે કે ( લોકો પાસે ) પૈસા હોય કે નહિ તે ઉપરથી જ લગ્નનો સમય નક્કી થાય છે સારો પાક અને લાબો લગ્નગાળો એ બે ઘણીવાર સાથે આવે છે તે જાણીતુ છે × × અને ખરેખર બે ત્રણ ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટોના મનમા લગ્નોના આકડાના વધારા વિષે વિચાર આવતા તેમણે અમુક દાખલાની તપાસ કરી. અને તેમને ઘણે ઠેકાણે જવાબ મળ્યો કે ગયા બે ત્રણ વર્ષમા સારો પાક ઉતર્યો એજ વધારાનું કારણ હતુ-સારા પાકને લીધે

ખેડૂતોના ગજવામા પૈસા પડ્યા હતા અને તેથી પ્રમાણમા નિરાંતે પૈસા ખરચી શકાય એમ હોવાથી પોતાના પુત્રપુત્રીઓના લગ્ન કરવાની તક સાધી હતી '× આ ઉપરથી જણાય છે કે ૧૯૦૦ ના દુકાળની અસર લગ્નો ઉપર થઈ જ હોવી જોઇએ અને તેને લીધે ૧૯૦૧ના આકડા બીજા બધા વસ્તીપત્રક કરતા ઓછા છે

પુરષોના આકડા ૧૯૧૧ મા સૌથી વધારે છે ૧૯૦૧ સાથે સરખાવતા તો એ આકડા ઘણા જ વધારે છે ૧૯૧૦ ના વર્ષમા કડવા કણબીના લગ્ન હતા તેને લીધે કદાચ આકડામા વધારો દેખાતો હોય જો કે ૧૯૦૧ મા પણ કડવાના લગ્ન હતા પણ ૧૯૦૦ ના દુકાળની અસર એટલી જબરી હશે કે ૧૯૦૧ ના કડવાના લગ્નો ઉમેગના છતા પણ બીજા દસકાઓ કરતા ઓછી સખ્યા થઈ હશે

૧૯૦૧ સિવાય દરેક વસ્તીપત્રકમા સ્ત્રીઓના આકડા લગભગ સરખાજ રહ્યા છે ૧૯૦૧ મા પુરષોના આકડા પેઠે સ્ત્રીઓના આકડામા પણ બહુ ઘટાડો દેખાય છે ૧૯૦૧ના પ્રમાણમા ૧૯૧૧ ના આકડા વધારે છે પણ બીજા વર્ષોના પ્રમાણમા વધારે નથી

૧૯૨૧ ના વર્ષમા બાળલગ્નના આકડામા કશો સુધારો થયો નથી કેટલાક આકડા તો પાછલા બધા વર્ષો કરતા વધારો બતાવે છે કદાચ યુરોપીય યુદ્ધ પછી આવેલી ૧૯૧૯-૧૯૨૦ ની આર્થિક તેજી ને લીધે જ વધારો થયો હશે નવી મળેલી સપત્તિનું પ્રદર્શન કરવા માટે નવા તેમજ જુના શ્રીમતોએ બાળકોના લગ્ન કરવા ઉતાવળ કરી હશે તેમજ કારીગરોના અને મજુરોના રોજ ઇત્યાદિ ખૂબ ઉચે ગયેલા હોવાથી ગરીબ ગણાતા લોકોએ પણ પૈસાનો છૂટથી ઉપયોગ કરવા માટે બને તેટલા સતાનોને પરણાવી દીધા હશે

વસ્તીપત્રકના બે વર્ષ વચ્ચે જતા દસકામા દર વર્ષે સરેરાશ દસ વર્ષ ની અંદરના બાળકો કેટલા પરણતા હશે તે જોવા માટે નીચે આપેલા આકડા ગણ્યા છે દરેક વસ્તીપત્રકમા દસ વર્ષની અદરના પરણેલા બાળકો

× સંયુક્ત પ્રાંતોનો ૧૯૧૧નો વસ્તીપત્રકનો રીપોર્ટ ભાગ ૧, પૃ. ૨૨૭

જેટલા આપેલા હોય તે બધા આગલુ વસ્તીપત્રક થયા પછીજ પરણેલા હોય કારણકે જન્મ્યાજ તે પછી હોય કેટલાક પરણેલા બાળકો દસ વર્ષની અંદર મરણ પણ પામ્યા હોય. એટલે વસ્તીપત્ર કમા 'પરણેલા' તરીકે આપ્યા કરતા વધારે પરણ્યા હોય-ઓછા નહિજ. આ પરણેલા બાળકોની સખ્યાને દશે ભાગવાથી એક વર્ષમા સરેરાશ દસ વર્ષની અંદર કેટલા બાળકો પરણે છે તે કહી શકાય. દાખલા તરીકે ૧૮૮૧ના સેન્સસ રીપોર્ટમા દસ વર્ષની અદરના પરણેલા છોકરાઓની સખ્યા ૧૭૫૮૦ આપેલી છે. આ બધા છોકરા ૧૮૭૧ અને ૧૮૮૧ની વચ્ચે પરણ્યા હશે. તેથી દર વર્ષે સરેરાશ ૧૭૫૮ છોકરા દસ વર્ષની અદરના એ દસકામા પરણ્યા હશે તેજ મુજબ નીચેના બધા આકડા છે

દર વર્ષે દસ વર્ષની અદરના બાળકોના લગ્ન

| વર્ષ | છોકરા | છોકરી |
|---|---|---|
| ૧૮૭૧ થી ૧૮૮૧ | ૧૭૫૮ | ૩૬૫૮ |
| ૧૮૮૧ થી ૧૮૯૧ | ૨૩૧૧ | ૪૪૦૫ |
| ૧૮૯૧ થી ૧૯૦૧ | ૧૦૨૫ | ૨૧૨૪ |
| ૧૯૦૧ થી ૧૯૧૧ | ૧૬૧૧ | ૩૫૪૧ |
| ૧૯૧૧ થી ૧૯૨૧ | ૧૭૩૧ | ૩૭૫૮ |

આ આકડા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે બાળલગ્નનો રીવાજ જેવોને તેવોજ ચાલુ છે અને એને બધ કરવાના બધા યત્નો ફાંફા જેવાજ નીવડયા છે.

મહારાષ્ટ્રના આકડા તપાસતા જણાશે કે ત્યા પણ બાળલગ્નની પ્રથામા ચાલુ ઘટાડો થયો નથી ૧૯૨૧ ના આકડામા આગલા કેટલાક વર્ષ કરતા બાળલગ્નોનુ પ્રમાણ વધેલુ દેખાય છે. પરતુ ગુજરાત સાથે સરખાવતા જણાય છે ત્યાના જેટલો બાળલગ્નો

માનતા ન હોય તેમને પણ જ્ઞાતિજનોની સતાવણીની બીકે સંતાનોને વ્હેલા પરણાવી દેવા પડે છે.

વળી લગભગ દરેક પેટાજ્ઞાતિમાં ગોળ, તડ, કે એકડા હોય છે, કે જેની બ્હાર કન્યા પરણાવી શકાતી નથી. કેટલાક ગોળ તો માત્ર પચીસ ત્રીસ કુટુંબના બની ગયા હોય છે. એટલા નાના ક્ષેત્રમા યોગ્ય સબધો બાધવા હોય તો બાળકોને વ્હેલા પરણાવવાજ પડે. જો ન પરણાવે તો પછી રહી જાય. છોકરાને તો કદાચ જીંદગી સુધી કુંવારા રહેવુ પડે; અને કન્યાને વૃદ્ધ, અપંગ એવો જે વર મળે તેની સાથે પરણાવવી પડે. આવા પરિણામોથી મુક્ત રહેવા માટે માબાપો બાળકોને બને તેટલા વ્હેલા પરણાવી દે એમા નવાઈ નથી.

કડવા કણબીના લગ્નના રીવાજને લીધે પણ ગુજરાતમા બાળ લગ્નોનુ પ્રમાણ વધારે રહેતુ હશે બીજા કોઈ પ્રાતમા એવો જ્ઞાતિના તમામ કુવારા બાળકોને એકે દિવસે પરણાવી દેવાનો રીવાજ નથી.

પદર અને વીસ વર્ષની અદરની વિધવાઓનુ પ્રમાણ ૧૮૮૧ થી ૧૯૨૧ સુધીમા બહુ બદલાયુ નથી માત્ર ૧૯૦૧ મા પ્રમાણ ઘણું મોટું છે. આનું કારણ છપ્પનીયો દુકાળ જ હશે—ગુજરાતમા ૧૯૦૨ સુધી પ્લેગે દેખાવ દીધો ન હતો. ભીલોના સબંધમા રજપુતાનાના સેન્સસ રીપૉર્ટમા લખ્યુ છે તે બધા વર્ણોને લાગુ પડી શકે—"× × એમનામા વિધવાઓના મોટા પ્રમાણનુ કારણ ઘણે ભાગે દુકાળ જ છે. × × કહેવાતી સબળ જાતિ (પુરુષો) ધીરજવાળી જાતિ (સ્ત્રીઓ) કરતા દુકાળનો ભોગ જલ્દીથી થઈ પડે છે."*

૧૮૮૧ થી ૧૯૨૧ સુધીના ૪૦ વર્ષમા વિધવાઓનુ પ્રમાણ ઘટયું નથી તેથી જણાય છે કે બાળલગ્નોનું પ્રમાણ ઘટયું નથી તે સાચું જ છે.

---

* ૧૯૦૧ નો રજપુતાનાનો સેન્સસ રીપૉર્ટ પુ. ૧ રીપોર્ટ પૃ. ૯૭.

ઘણા રીપૉર્ટોમા સેન્સસ ઑફિસરોએ લખ્યું છે કે સ્ત્રીઓના સંબંધમા ૫ દર વર્ષની ઉમર પછી પરણેલીની સંખ્યા કુંવારી સ્ત્રીઓ કરતા ઘણી વધારે હોય છે.* ગુજરાતના વિવિધ ભાગોમા મુસાફરી કરતા આ વસ્તુ સત્ય જણાઈ. જે જ્ઞાતિઓ બહુ નાની છોકરીઓને ન પરણાવતી હોય તેમનામા પણ ૫ દર વર્ષ પછી ભાગ્યે જ કન્યા કુંવારી રહે છે. નાગર, બ્રહ્મક્ષત્રિય કે કાયસ્થ જેવી જ્ઞાતિઓમા મોટી વયે કન્યાઓ પરણે છે પણ એ જ્ઞાતિઓનું પ્રમાણ સમસ્ત ગુજરાતની વસ્તીના પ્રમાણમા બહુ નાનું છે. છતા સેન્સસના આકડામા તો વસ્તુસ્થિતિ ઉલટીજ દર્શાવેલી છે. આ પ્રકરણને છેડે આપેલા પત્રકો ઉપરથી જણાશે કે છેક ૧૮૮૧મા પણ ૧૦૦૦ પંદર વર્ષની અંદરની સ્ત્રીઓમા પરણેલી ફક્ત ૨૫૩ હતી. આ કદિ પણ ખરૂં હોઈ શકે જ નહિ વસ્તીપત્રકના આકડા કેટલા નિરર્થક છે તે આ ઉપરથી જણાય છે. એવી પણ સૂચના થઇ છે કે કદાચ પરણેલી અને કુવારી સ્ત્રીઓના આકડા અદલાબદલી થઇ જવાથી આવા ખોટા પ્રમાણ દેખાતા હશે કદાચ એકાદ સેન્સસ રીપૉર્ટ માટે હોય તો આમ ધારી શકાય પરંતુ પાચે પાંચ વસ્તીપત્રક (૧૮૮૧,૧૮૯૧, ૧૯૦૧, ૧૯૧૧, ૧૯૨૧) મા આ પ્રમાણે ઉલટા સુલટી આકડા થઇ જાય એ માની શકાય એવું નથી. દરેક રીપૉર્ટમા ૫ દર વર્ષની અદરની હજાર સ્ત્રીઓમા પરણેલીની સંખ્યા બહુ ઓછી છે, અને કુંવારીનુ જ પ્રમાણ વધારે છે ખરી વસ્તુ સ્થિતિ આવી નથી અને સેન્સસ ઑફિસરોનો મત પણ તેને ટેકો આપે છે.

આવી દેખીતી ભૂલ છતા વસ્તીપત્રકના આકડા ઉપરથી પ્રમાણ કાઢી પ્રકરણને છેડે પત્રકોમા આપ્યા છે. કારણકે દેશની પરિસ્થિતિ જાણવાનુ એ એકજ સાધન છે.

* સેન્સસ ઑફ ઇન્ડિયા ૧૯૦૧, પુ ૧, રીપૉર્ટ, હિંદુસ્તાન ભાગ ૧ પૃ ૪૩૦, સેન્સસ ૧૯૧૧ પુસ્તક ૧ હિંદુસ્તાન, ભાગ ૧, રીપૉર્ટ પૃ ૨૬૫ઇત્યાદિ

આપણે પહેલા પ્રકરણમા જોયું તેમ બાળલગ્નો પ્રાચીન સૂત્રોના સમયથી ચાલ્યા આવે છે. વેદના સમયમા એ રીવાજ અસ્તિત્વ ધરાવતો નહતો, એ તો વેદના અનેક મંત્રો ઉપરથી જણાય છે. તેમજ વેદના વિવાહમંત્રમાં પણ મોટી વયની કન્યાના જ લગ્નનું સૂચન છે.

"અતિ પ્રાચીન સમયમા મનુષ્યોની ટોળીઓ પશુઓને લઇ એક ઠેકાણેથી બીજે ઠેકાણે રખડતી હતી. ધીમે ધીમે સ્થાયી રહેઠાણની પ્રથા શરૂ થઈ. આમ થવાથી સ્ત્રીની મદદની વધારે જરૂર પડવા માડી. તેમજ વ્યક્તિગત મીલ્કતની ભાવના ઉત્પન્ન થવાથી સ્ત્રી પ્રત્યેનું દૃષ્ટિબિંદુ બદલાવા માડયુ.+" પહેલાના સમયમા મોટી ઉંમરની કન્યાની, પિતાના ઘરમા એક કામ કરનાર તરીકે, તેમજ લગ્નમા પૈસા ઉપજાવવાના સાધન તરીકે કીંમત હતી. પરતુ એને સ્વતંત્રતા એટલી બધી હતી કે પોતાની ઇચ્છા હોય તો પોતાનું લગ્ન માત્ર પૈસા ખાતર એનો પિતા કરતો હોય તો એ વિરુદ્ધ થઇ શકે અને પિતાને પોતાના લગ્નમાથી કશુ મેળવવા ન દે. પરતુ જીવન વધારે સ્થાયી થયા પછી કન્યાને માત્ર મીલ્કત ગણી ફાવે તેમ વર્તવાનુ શકય થયું.

સ્વ. શ્રી મહાદેવ ગોવિંદ રાનડે કહે છે કે,

"કેટલાક કારણો જેમનુ મૂળ શોધવુ શકય નથી, તેમને લીધે ભાવનાઓ ફરી ગઈ અને વેદના સમયના રીતરીવાજો છોડી દેવામા આવ્યા અથવા તેમની અવગણના કરવામા આવી અને તેમને બદલે એવી પ્રથાઓ શરૂ થઇ કે જેમાથી બાળલગ્ન અને ફરજીયાત વૈધવ્ય આવ્યા. શાસ્ત્રો કહે છે કે ભાવનાઓ ફરવાનુ કારણ યુગપરિવર્તન, કળિયુગનો પ્રભાવ છે. પરતુ ખરૂ કારણ બૌદ્ધ ધર્મના ઉદયનુ પરાવર્તન છે–બૌદ્ધ ધર્મમા સ્ત્રીઓની સગતિ માટે બેહદ

---

+ ૧૯૧૧ નો મધ્ય પ્રાંત અને વરાડનો સેન્સસ રીપોર્ટ ભાગ ૧, પૃ. ૧૩૭.

[illegible] …યો છે આ ઉપરાંત શક, હુણ, જાટ આદિ જંગલી પ્રજાઓએ બહારથી આવી આક્રમણ કર્યાથી તેમજ અંદર વસતી અનાર્ય જાતિઓ બળવાન થવાથી દેશમાં ખૂનામરકી ચાલી રહી અને પરિણામે સ્ત્રીસન્માનની ભાવના, વિદ્વત્તા, સ્વતંત્રતા એ સર્વ જતાં રહ્યાં તથા પ્રજા ઉતરતી સંસ્કૃતિવાળી જાતિઓના તાબામાં આવી મુસલમાનોના આક્રમણથી આ વિનાશકથા પૂરી થઇ, કારણકે એમનો કુટુંબભાવનાનો અને સ્ત્રીસન્માનનો આદર્શ બહુ જ ઉતરતો હતો "×

"જ્ઞાતિસંસ્થાનો વિકાસ થવાથી પણ લોકોના રીતરીવાજ બદલાયા હશે, અને બાળલગ્નના રીવાજને ઉત્તેજન મળ્યું હશે × × × સામાજિક જરૂરિયાતને લઇ જ્ઞાતિના ઉંચા ગણાતા કુટુંબોમાં બાળલગ્નનો રીવાજ શરૂ થતાં એક જાતની 'ફૅશન' પડી ગઇ હશે અને બધાએ તેનું અંધ અનુકરણ કરવા માંડ્યું હશે વેદના સમયનો સ્ત્રીની પદવીનો આદર્શ ધીમે ધીમે ઘસાતો જવાથી અને દ્રાવિડ જાતિઓમાં લગ્ન પહેલાં છૂટ લેતી સ્ત્રીઓને જોતાં સ્ત્રીઓના શીલ પ્રત્યે શંકાની દૃષ્ટિ થવાથી પણ કેટલીક અસર થઇ હશે અને તેથી પાછળથી નાલેશી થતી અટકાવવા કન્યાને છેક બાળક હોય ત્યારેજ પરણાવી દેવાની રીત પડી હશે"*

બાળલગ્નો માટે બીજાં પણ કેટલાંક કારણો રા બ ગોવિંદભાઈ હાથીભાઈએ વડોદરા રાજ્યના સેન્સસ રીપૉર્ટમાં આપ્યાં છે— "લગ્ન એ આનંદ અને ઉત્સવનું યોગ્ય સાધન છે અને અજ્ઞાન વર્ગોને નાતો જમાડી પોતાની સંપત્તિ બીજાને બતાવવાની તક મળે તેથી બહુ ખુશી થાય છે ઓવર્ગ તો છોકરાનાં લગ્ન કરવાની ખાસ ઉતાવળ કરે છે કારણકે ઘેર વહુ આવે તો એના ઉપર સત્તા

× રાનડે કૃત Religious and Social Reforms પૃ ૩૨

* સેન્સસ રીપોર્ટમાં રીસલી કૃત *People of India* માંથી મૂકેલ અવતરણ

ચલાવાય અને જમાઈ આવે તેને લાડ કરાય વળી લગ્નમા પોતાના વસ્ત્રાભૂષણનુ પ્રદર્શન કરવાનો તેમને પ્રસંગ મળે છે, અને તેથી વ્હેલા લગ્નો કરવા તેઓ પુરુષોને આગ્રહ કર છે વળી બીન કેળવાયલી અને ખાસ કરીને ગોલા ઘાચી જેવી જ્ઞાતિઓ જેમનામા વિધવાવિવાહની છૂટ છે તેઓ એમ માને છે કે બાળકોના લગ્ન વ્હેલા કરવાથી સમાજમા તેમને ઉંચુ સ્થાન મળે છે આથી એમનામા ઘણે ભાગે બાળલગ્નનો રીવાજ વધારે હોય છે જગલી ગણાતી પ્રજાઓ પોતાના જગલના ર્‍હેઠાણમા વસ્તીથી દૂર રહી મોટી ઉંમરે લગ્ન કરવાનુ પસદ કરતી હતી તે પણ હિંદુઓના સસર્ગમા આવ્યાથી બાળલગ્નના રીવાજનુ અનુકરણ કરતી થઇ છે."+

જુદા જુદા પુસ્તકોમાથી ઉતારેલા ઉપર જણાવેના કારણો આખા હિંદને લાગુ પડે છે એથી એકદરે બાળલગ્નના રીવાજના કારણો ઉપર અજવાળુ પડે છે એમાનુ કોઈ ખાસ ગુજરાતને લાગુ પડતુ નથી આથી લાગે છે કે મહારાષ્ટ્ર કરતા ગુજરાતમા બાળલગ્નનું પ્રમાણ વધારે હોવાનુ કારણ તો સારી આર્થિક સ્થિતિ અને શાંતિસસ્થાની સપ્તાઇ એજ હોવુ જોઇએ

અમુક જ્ઞાતિમા બાળલગ્નનો રીવાજ વધારે છે અને અમુકમા ઓછો છે એમ કહી શકાય તેવુ નથી પરતુ આર્ય લોકો હિંદુસ્તાનમા એ રીવાજ લાવ્યા એ માન્યતા કેવળ ખોટી છે પહેલા પ્રકરણમા જોયુ તેમ વેદના સમયમા બાળલગ્ન જેવી વસ્તુ હતી જ નહિ કેટલીક અસસ્કૃત જાતિઓમા બાળલગ્નનો રીવાજ નથી તેટલાજ ઉપરથી આ માન્યતા ઉભી થઈ છે ઘોડીયા, કટકરી, નાયકડા, વારલી વિગેરે જાતિઓમા એ રીવાજ નથી તે ખરૂ છે પરતુ ભીલ, દુબળા અને ઠાકુરમા એ રીવાજ બહુ જ સામાન્ય છે.

૧૯૧૨ના મુબઈ ઇલાકાના સેન્સસ રીપોર્ટમા જણાવ્યુ છે કે

---

+ ૧૯૧૧ નો વડોદરા રાજ્યનો સેન્સસ રીપોર્ટ પૃ ૧૬ ભાગ ૧ પૃ ૧'

નીચી ગણાતી જ્ઞાતિઓમાં જ બાળકોને બહુજ નાના પરણાવવામાં આવે છે. એમાં વણકર જ્ઞાતિઓ જેમને 'ખત્રી' એવું સામાન્ય નામ આપવામાં આવ્યું છે તેનો દાખલો આપ્યો છે. એ જ્ઞાતિમાં પાંચ વર્ષની અંદરની ૧૦૦૦ છોકરીઓમાં પરણેલીનું પ્રમાણ *૧૧૫ હતું આ બાબતમાં એ જ્ઞાતિનો નંબર સૌથી પહેલો છે. " બેરડમાં ૧૦૮ નું પ્રમાણ હોઈ એ બીજે નંબરે આવે છે, અને રબારીમાં ૯૭ હોઈ ત્રીજે આવે છે. ભરવાડો ચોથે નંબરે છે. બ્રાહ્મણોનો નંબર તો બહુ નીચો, ૨૬મો છે. નાની ઉમરના છોકરા પરણાવવાનો રીવાજ રબારી (૭૧), કુંભાર (૫૦), બોઇ, ભંગી અને દરજી (૩૪) એ બધામાં બહુ સામાન્ય છે.

પાંચથી બાર વર્ષની ઉમરમાં પણ રબારીઓનો નંબર પહેલો છે ચતુર્થ, આહિર, ભરવાડ અને બેરડ એમની પછી આવે છે. આ ઉમરની અવધમાં પણ બ્રાહ્મણોનો નંબર નીચો છે. એ ઉમરના પરણેલા છોકરાનું પ્રમાણ પણ રબારી, બોઈ, ભંગી અને કુંભાર એ સર્વ જાતિઓમાં બહુ છે,

આ ઉપરથી જણાય છે કે જે જ્ઞાતિઓ નીચી ગણાય છે તેમનામાંજ બાળલગ્નનું પ્રમાણ વિશેષ છે-ખાસ કરીને પશુપાલક અને કારીગર જાતિઓમાં પરંતુ કન્યાને બહુજ નાની ઉમરે પરણાવનાર ઘણી ખરી જ્ઞાતિઓ છોકરાને એટલી નાની ઉમરે નથી પરણાવતી માત્ર રબારીઓમાં વરકન્યા સરખી અને બહુજ નાની ઉમરના હોય છે.

રજપૂતો જે 'ઉચી વર્ણ' ગણાય છે તેમનામાં કન્યાને બહુ નાની ઉમરે નથી પરણાવતા. એ લડાયક જાતિ હોઇ શારીરિક સંપત્તિ ટકાવી રાખવાના હેતુથી મોટી ઉમરે લગ્ન કરવાનો રીવાજ પડયો હશે

" એમ કહેવામાં આવે છે કે જેમ જ્ઞાતિ ઉંચી તેમ લગ્નની ઉમર નાની. પરંતુ આ કથનને પુનર્ઘટનાની ઘણી જરૂર છે.

---

* કઉંસમાં આપેલા આંકડા પાંચ વર્ષની અંદરના હજાર છોકરામે પરણેલાનું પ્રમાણ બતાવે છે

બ્રાહ્મણો અને બીજી કેળવાયલી જાતિઓ કન્યાનુ લગ્ન બને તેટલુ મોડુ કરવા તરફ વલણ બતાવે છે આના કારણ ઘણા છે—બાળલગ્નની અયોગ્યતા તેઓ સમજે છે, સારો વર સોધવા માટે બને તેટલો લાબો સમય મળે તો સારૂ એમ માને છે અને શિક્ષણ પૂરૂ થતા સુધી છોકરાનુ લગ્ન ન કરવુ એ પ્રબળ થતી જતી ભાવનાને અનુસરે છે કેટલીક નીચી જ્ઞાતિઓમા ઉચા ગણાતા કુટુબો અતિશય નાની ઉમરે બાળકોના લગ્ન કરી પોતાની ઉચ્ચતા બતાવવા માગે છે × × એમ કહેવામા આવે છે કે શાકભાજી આદિની ખેતી કરનાર જાતિઓમા બહુપત્નીનો રીવાજ વિશેષે કરીને જોવામા આવે છે કારણ કે એ ધધામા સ્ત્રીની મદદની ખાસ જરૂર પડે છે અને પત્ની એ સોઘી મજુરણ નીવડે છે આથી કાછીયા, માળી, ભોઈ વિગેરેમા બહુપત્નીનો રીવાજ ઘણો છે અને કન્યાવિક્રય કરવામા આવે છે છોકરીનો બાપ જેમ બને તેમ જલ્દી પૈસા મેળવવા આતુર હોય છે અને સારી માગણી આવે કે તરત છોકરીને પરણાવી દે છે તેથી એ બધી જ્ઞાતિઓમા બાળલગ્નનો રીવાજ ઘણોજ છે તેજ પ્રમાણે કેટલીક કારીગર જાતો જેમના કામમા સ્ત્રીની મદદની જરૂર પડે છે તેમનામા બહુપત્નીનો અને બાળ લગ્નનો રીવાજ છે"×

બાળલગ્નનુ મૂળ કારણ ગમે તે હોય પણ હાલ એ રીવાજથી પ્રજાનો સર્વનાશ થઇ રહ્યો છે એ તો દીવા જેવુ ચોખ્ખુ છે સામાન્ય રીતે ધારવામા આવે છે તે કરતા એ રીવાજથી શારીરિક અને માનસિક હાનિ બહુ જ વધારે થાય છે દરેક પ્રકારના વિકાસમા એ વિઘ્નરૂપ છે અને જેમ એનો વ્હેલો નાશ થાય તેમ સારૂ

[ આ પ્રકરણની જોડે આપેલા પરિશિષ્ટમા સર્વ આકડા માત્ર હિંદુઓનાજ છે ]

---

× સેન્સસ ઑફ ઇન્ડીયા ૧૯૧૧, પુ ૧૦, ભાગ ૧, મધ્યપ્રાંત અને વરાડ, પૃ ૧૩૮

# પ્રકરણ ૫ નું પરિશિષ્ટ

## ગુજરાત. ૧૮૮૧

### કુંવારાં

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોના દર હજારે કુંવારાની સંખ્યા* | ૧૦૦૦ કુંવારા પુરુષોમાં એ ઉંમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષો એ ઉંમરના કુંવારા પુરુષોની સંખ્યા. |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦ | ૧૦૮ | ૨૮ | ૧૨ |
| ૪૦ થી ઉપર | ૭૧ | ૩૦ | ૧૩ |
| | | **સ્ત્રીઓ.** | |
| ૩૦ થી ૪૦ | ૨·૪ | ૧ | ·૪ |
| ૪૦ થી ઉપર | ૧·૪ | ૧ | ·૩ |

## ગુજરાત. ૧૮૯૧

### કુંવારાં

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમા દર હજારે કુંવારાની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમા એ ઉંમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના કુંવારા પુરુષોની સંખ્યા |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦ | ૭૦ | ૨૩ | ૧૦ |
| ૪૦ થી ઉપર | ૫૪ | ૨૪ | ૧૦ |
| | | **સ્ત્રીઓ** | |
| ૩૦ થી ૪૦ | ૯ | ૪ | ૧ |
| ૪૦ થી ઉપર | ૩ | ૨ | ૬ |

* સ્ત્રીઓના આંકડા વાચતી વખતે કોઠાના મથાળાની આ સૂચનાઓમાં 'પુરુષો'ને બદલે 'સ્ત્રીઓ' શબ્દ મૂકીને વાચવું.

## ગુજરાત. ૧૯૦૧

### કુંવારાં

#### પુરુષો

| ઉમર | એ ઉમરના પુરુષોમાં દર હજારે કુંવારાની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમાં એ ઉમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉમરના કુંવારા પુરુષોની સંખ્યા |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦* | | | |
| ૪૦ થી ઉપર | ૪૪ | ૧૮ | ૮ |

#### સ્ત્રીઓ.

| ઉમર | એ ઉમરના પુરુષોમાં દર હજારે કુંવારાની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમાં એ ઉમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉમરના કુંવારા પુરુષોની સંખ્યા |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦* | | | |
| ૪૦ થી ઉપર | ૧૮ | ૬ | ૨ |

## ગુજરાત. ૧૯૧૧

### કુંવારાં

#### પુરુષો

| ઉમર | એ ઉમરના પુરુષોમા દર હજારે કુંવારા પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમા એ ઉમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉમરના કુંવારા પુરુષોની સંખ્યા. |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦* | | | |
| ૪૦ થી ઉપર | ૪૫ | ૨૧ | ૯ |

#### સ્ત્રીઓ

| ઉમર | એ ઉમરના પુરુષોમા દર હજારે કુંવારા પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમા એ ઉમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉમરના કુંવારા પુરુષોની સંખ્યા. |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦* | | | |
| ૪૦ થી ઉપર | ૪ | ૩ | ૧ |

## ગુજરાત. ૧૯૨૧

### કુંવારા

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હઝારે કુંવારાની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમા એ ઉંમરનાની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉમરના કુંવારા પુરુષોની સંખ્યા. |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦ | ૯૪ | ૨૯ | ૧૩ |
| ૪૦ થી ઉપર | ૩૯ | ૧૮ | ૮ |
| **સ્ત્રીઓ** | | | |
| ૩૦ થી ૪૦ | ૨૫ | ૧૦ | ૩ |
| ૪૦ થી ઉપર | ૧૮ | ૧૦ | ૩ |

## ગુજરાત. ૧૮૮૧

### પરણેલાં

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હઝારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેલા પુરુષોની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૫ ની અંદર | ૧૦૩ | ૧૦૧ | ૫૧ |
| ૨૦ ની અંદર | ૨૦૪ | ૧૯૬ | ૯૮ |
| **સ્ત્રીઓ** | | | |
| ૧૦ ની અંદર | ૧૨૬ | ૬૨ | ૩૪ |
| ૧૫ ની અંદર | ૨૫૩ | ૧૭૪ | ૯૪ |

* આંકડા મળી શકતા નથી.

## ગુજરાત. ૧૮૯૧

### પરણેલાં

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમા દર હજારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેલા પુરુષોની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૫ ની અંદર | ૧૨૧ | ૯૩ | ૪૭ |
| ૨૦ ની અંદર | ૧૩૬ | ૧૮૩ | ૯૩ |
| | | **સ્ત્રીઓ** | |
| ૧૦ ની અંદર | ૧૨૦ | ૬૩ | ૩૪ |
| ૧૫ ની અંદર | ૨૨૩ | ૧૩૮ | ૭૫ |

## ગુજરાત. ૧૯૦૧

### પરણેલાં

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમા દર હજારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમા એ ઉંમરના પોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેલા પુરુષોની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૫ ની અંદર | ૧૦૭ | ૮૧ | ૩૯ |
| ૨૦ ની અંદર | ૧૭૮ | ૧૭૪ | ૯૧ |
| | | **સ્ત્રીઓ** | |
| ૧૦ ની અંદર | ૮૭ | ૩૨ | ૧૯ |
| ૧૦ ની અંદર | ૧૨૬ | ૧૨૨ | ૭૩ |

## ગુજરાત. ૧૯૧૧

### પરણેલાં

#### પુરુષો

| ઉમર | એ ઉમરના પુરુષોમા દર હઝારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમા એ ઉમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમા એ ઉમરના પરણેલાની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૫ની અંદર | ૧૫૫ | ૮૩ | ૪૧ |
| ૨૦ની અંદર | ૨૬૬ | ૧૬૫ | ૮૧ |

#### સ્ત્રીઓ.

| ઉમર | એ ઉમરના પુરુષોમા દર હઝારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમા એ ઉમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમા એ ઉમરના પરણેલાની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૦ની અંદર | ૧૧૬ | ૫૮ | ૩૦ |
| ૧૫ની અંદર | ૨૧૮ | ૧૧૭ | ૬૪ |

## ગુજરાત. ૧૯૨૧

### પરણેલાં

#### પુરુષો

| ઉમર. | એ ઉમરના પુરુષોમા દર હઝારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમા એ ઉમરનાની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉમરના પરણેલાની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૫ની અંદર | ૧૧૧ | ૯૩ | ૪૪ |
| ૨૦ની અંદર | ૨૧૮ | ૨૩૨ | ૧૧૦ |

#### સ્ત્રીઓ

| ઉમર. | એ ઉમરના પુરુષોમા દર હઝારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમા એ ઉમરનાની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉમરના પરણેલાની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૦ની અંદર | ૧૧૦ | ૬૨ | ૩૨ |
| ૧૫ની અંદર | ૨૨૫ | ૧૭૮ | ૮૯ |

# ગુજરાત. વિધવા સ્ત્રીઓ.

## ૧૮૮૧.

| ઉમર. | એ ઉમરની સ્ત્રીઓમાં દરહઝારે વિધવાઓની સંખ્યા. | ૧૦૦૦ વિધવા સ્ત્રીઓમાં એ ઉમરની સ્ત્રીઓની સંખ્યા. | ૧૦૦૦ કુલ સ્ત્રીઓમાં એ ઉમરની વિધવા સ્ત્રીઓની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૦ ની અંદર | ૪ | ૬ | ૧ |
| ૧૫ ની અંદર | ૯ | ૧૯ | ૩ |
| ૨૦ ની અંદર | ૧૩ | ૩૫ | ૬ |
| ૧૮૯૧. | | | |
| ૧૦ની અંદર | ૩ | ૫ | ·૮ |
| ૧૫ની અંદર | ૫ | ૧૩ | ૨ |
| ૨૦ની અંદર | ૯ | ૨૫ | ૪ |

# ગુજરાત. વિધવા સ્ત્રીઓ.

## ૧૯૦૧.

| ઉમર. | એ ઉમરની સ્ત્રીઓમાં દરહઝારે વિધવા સ્ત્રીઓની સંખ્યા. | ૧૦૦૦ વિધવા સ્ત્રીઓમાં એ ઉમરની સ્ત્રીઓની સંખ્યા. | ૧૦૦૦ કુલ સ્ત્રીઓમાં એ ઉમરની વિધવા સ્ત્રીઓની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૦ ની અંદર | ૫ | ૬ | ૧ |
| ૧૫ ની અંદર | ૧૪ | ૨૪ | ૫ |
| ૨૦ ની અંદર | ૨૫ | ૫૩ | ૧૧ |

## ૧૯૧૧.

| | | | |
|---|---|---|---|
| ૦ની અંદર | ૩ | ૫ | ·૮ |
| ૫ની અંદર | ૬ | ૧૩ | ૨ |
| ૦ની અંદર | ૧૧ | ૨૭ | ૫ |

## ૧૯૨૧.

| | | | |
|---|---|---|---|
| ૧૦ ની અંદર | ૩ | ૬ | ૧ |
| ૧૫ ની અંદર | ૭ | ૧૮ | ૩ |
| ૨૦ની અંદર | ૧૦ | ૩૧ | ૫ |

## મહારાષ્ટ્ર* ૧૮૮૧.

### કુંવારાં.

#### પુરુષો.

| ઉંમર | એ ઉંમરના પુરષોમાં દર હજારે કુંવારા પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમા એ ઉંમરનાની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરષોમાં એ ઉંમરના કુંવારાની સંખ્યા. |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦ | ૪૦·૬ | ૧૪ | ૬ |
| ૪૦ થી ઉપર | ૨૧ | ૯·૪ | ૪ |

#### સ્ત્રીઓ.

| | | | |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦ | ૭ | ૪ | ૧ |
| ૪૦ થી ઉપર | ૫ | ૩ | ૯ |

* સેન્સસ રીપોર્ટમાં Deccan તરીકે આપેલો વિભાગ.

## મહારાષ્ટ્ર. ૧૮૯૧.

### કુંવારાં.

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હઝારે કુંવારાની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમા એ ઉંમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમા એ ઉંમરના કુંવારા પુરુષોની સંખ્યા. |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦ | ૩૧ | ૧૧ | ૫ |
| ૪૦ થી ઉપર | ૧૬ | ૮ | ૩ |
| **સ્ત્રીઓ** | | | |
| ૩૦ થી ૪૦ | ૮ | ૪ | ૧ |
| ૪૦ થી ઉપર | ૫ | ૩ | ·૯ |

## મહારાષ્ટ્ર. ૧૯૦૧.

### કુંવારાં.

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમા દર હઝારે કુંવારાની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમા એ ઉંમરનાની સખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમા એ ઉંમરના કુંવારાની સખ્યા. |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦ | | | |
| ૪૦ થી ઉપર | ૨૧ | ૧૦ | ૪ |
| **સ્ત્રીઓ,** | | | |
| ૩૦ થી ૪૦* | | | |
| ૪૦ થી ઉપર | ૮ | ૫ | ૧ |

* આકરા મળી શકતા નથી.

## મહારાષ્ટ્ર. ૧૯૧૧.

### કુંવારાં.

#### પુરુષો.

| ઉંમર. | એ ઉંમરના પુરુષોમાં દર હઝારે કુંવારાની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમા એ ઉંમરના પુરુષોની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના કુંવારાની સંખ્યા. |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦* | | | |
| ૪૦ થી ઉપર | ૨૪ | ૧૨ | ૫ |
| **સ્ત્રીઓ.** | | | |
| ૩૦ થી ૪૦* | | | |
| ૪૦ થી ઉપર | ૯ | ૭ | ૨ |

## મહારાષ્ટ્ર. ૧૯૨૧.

### કુંવારાં.

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હઝારે કુંવારાની સંખ્યા. | ૧૦૦૦ કુંવારા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમા એ ઉંમરના કુંવારાની સંખ્યા. |
|---|---|---|---|
| ૩૦ થી ૪૦ | ૪૩ | ૧૪ | ૬ |
| ૪૦ થી ઉપર | ૨૩ | ૧૧ | ૪ |
| **સ્ત્રીઓ** | | | |
| ૩૦ થી ૪૦ | ૧૨ | ૬ | ૧ |
| ૪૦ થી ઉપર | ૮ | ૬ | ૧ |

*આંકડા મળી શક્યા નથી.

## મહારાષ્ટ્ર. ૧૮૮૧.

### પરણેલાં

#### પુરુષો.

| ઉંમર. | એ ઉંમરના પુરુષોમાં દર હજારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેલાની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૫ ની અંદર | ૬૬ | ૫૩ | ૨૭ |
| ૨૦ ની અંદર | ૧૩૦ | ૧૨૪ | ૧૩૦ |
| **સ્ત્રીઓ.** | | | |
| ૧૦ ની અંદર | ૯૬ | ૫૧ | ૨૭ |
| ૧૫ ની અંદર | ૨૫૪ | ૧૮૭ | ૯૯ |

## મહારાષ્ટ્ર. ૧૮૯૧.

### પરણેલાં

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હજારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેલાની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૫ ની અંદર | ૬૪ | ૪૯ | ૨૬ |
| ૨૦ ની અંદર | ૧૩૪ | ૧૨૩ | ૬૪ |
| **સ્ત્રીઓ** | | | |
| ૧૦ની અંદર | ૧૧૭ | ૬૪ | ૩૫ |
| ૧૫ની અંદર | ૨૬૫ | ૧૮૮ | ૧૦૪ |

## મહારાષ્ટ્ર. ૧૯૦૧.

### પરણેલાં

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હજારે પરણેતાની સંખ્યા | ૧૦૦૦ પરણેતા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેતાની સંખ્યા |
|---|---|---|---|
| ૧૫ની અંદર | ૬૬ | ૫૩ | ૨૬ |
| ૨૦ની અંદર | ૧૪૬ | ૧૧૮ | ૫૮ |

#### સ્ત્રીઓ

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હજારે પરણેતાની સંખ્યા | ૧૦૦૦ પરણેતા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેતાની સંખ્યા |
|---|---|---|---|
| ૧૦ની અંદર | ૮૪ | ૪૪ | ૨૩ |
| ૧૫ની અંદર | ૨૪૧ | ૧૮૦ | ૮૩ |

## મહારાષ્ટ્ર. ૧૯૧૧.

### પરણેલાં

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હજારે પરણેતાની સંખ્યા | ૧૦૦૦ પરણેતા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેતાની સંખ્યા |
|---|---|---|---|
| ૧૫ની અંદર | ૮૮ | ૭૫ | ૩૮ |
| ૨૦ની અંદર | ૧૫૪ | ૧૪૫ | ૭૪ |

#### સ્ત્રીઓ,

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હજારે પરણેતાની સંખ્યા | ૧૦૦૦ પરણેતા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેતાની સંખ્યા |
|---|---|---|---|
| ૧૦ની અંદર | ૧૧૦ | | |
| ૧૫ની અંદર | ૨૭૭ | | |

## હારાષ્ટ્ર ૧૯૨૧.

### પરણેલાં

#### પુરુષો

| ઉંમર | એ ઉંમરના પુરુષોમાં દર હજારે પરણેલાની સંખ્યા. | ૧૦૦૦ પરણેલા પુરુષોમાં એ ઉંમરનાની સંખ્યા. | ૧૦૦૦ કુલ પુરુષોમાં એ ઉંમરના પરણેલાની સંખ્યા. |
|---|---|---|---|
| ૫ની અંદર | ૬૮ | ૫૮ | ૨૮ |
| ૦ની અંદર | ૧૨૫ | ૧૨૪ | ૫૧ |
| **સ્ત્રીઓ** | | | |
| ૦ની અંદર | ૧૧૯ | ૬૫ | ૩૫ |
| ૫ની અંદર | ૨૬૯ | ૨૧૨ | ૧૦ |

## મહારાષ્ટ્ર. વિધવા સ્ત્રીઓ

### ૧૮૮૧.

| ઉંમર. | એ ઉંમરની સ્ત્રીઓમાં દર હજારે વિધવાઓની સંખ્યા. | ૧૦૦૦ વિધવા સ્ત્રીઓમાં એ ઉંમરની સ્ત્રીઓની સંખ્યા | ૧૦૦૦ કુલ સ્ત્રીઓમાં એ ઉંમરની વિધવા સ્ત્રીઓની સંખ્યા. |
|---|---|---|---|
| ૧૦ ની અંદર | ૨ | ૪ | ·૬ |
| ૧૫ ની અંદર | ૮ | ૧૯ | ૩ |
| ૨૦ ની અંદર | ૧૪ | ૩૭ | ૬ |
| **૧૮૯૧.** | | | |
| ૧૦ ની અંદર | ૨ | ૩ | ·૫ |
| ૧૫ ની અંદર | ૫ | ૧૨ | ૨ |
| ૨૦ ની અંદર | ૮ | ૨૫ | ૪ |

# મહારાષ્ટ્ર. વિધવા સ્ત્રીઓ.

| ઉંમર. | એ ઉંમરની સ્ત્રીઓમાં દરહજારે વિધવા સ્ત્રીઓની સંખ્યા. | ૧૦૦૦ વિધવા સ્ત્રીઓમા એ ઉંમરની સ્ત્રીઓની સંખ્યા. | ૧૦૦૦ કુલ સ્ત્રીઓમાં એ ઉંમરની વિધવા સ્ત્રીઓની સંખ્યા. |
|---|---|---|---|
| | | ૧૯૦૧. | |
| ૧૦ ની અંદર | ૪ | ૬ | ૧ |
| ૧૫ ની અંદર | ૧૪ | ૨૮ | ૫ |
| ૨૦ ની અંદર | ૨૧ | ૫૨ | ૧૦ |
| | | ૧૯૧૧ | |
| ૧૦ ની અંદર | ૩ | ૪ | ·૯ |
| ૧૫ ની અંદર | ૭ | ૧૬ | ૩ |
| ૨૦ ની અંદર | | ૩૪ | ૬ |
| | | ૧૯૨૧. | |
| ૧૦ ની અંદર | ૬ | ૮ | ૨ |
| ૧૫ ની અંદર | ૧૪ | ૨૯ | ૫. |
| ૨૦ ની અંદર | ૨૦ | ૪૯ | ૯ |

# પ્રકરણ ૬

## સો વર્ષ પહેલાંની લગ્ન વ્યવસ્થા

કોઈ પણ સમાજના પ્રચલિત રીતરીવાજોને બીજા દેશના અથવા એ જ દેશના પણ જુદા સમયના રીતરીવાજો સાથે સરખાવવાથી એમના ગુણદોષ સારી રીતે જણાઈ આવે છે. ગુજરાતના હાલના લગ્ન રીવાજોને કેટલેક અંશે સો વર્ષ પહેલાંના રીવાજો સાથે સરખાવી શકાય. સ્વ. સર મંગળદાસ નથુભાઈએ સંગ્રહ કરી બે ગ્રંથોમાં પ્રસિદ્ધ કરેલા "બોરોડેલ્સ ગુજરાત કાસ્ટ રૂલ્સ" એ પુસ્તકમાથી સો વર્ષ ઉપરની વસ્તુસ્થિતિ વિષે ઘણી માહિતી મળે છે. પુસ્તક ૧૮૭૪માં પ્રસિદ્ધ થયું હતું પરંતુ હકીકત ૧૮૨૭ થી ૧૮૩૦ સુધીમા ભેગી કરી હતી એમ પુસ્તકની અંદર જુદી જુદી જ્ઞાતિના આગેવાનોએ પ્રશ્નોના ઉત્તરો ઉપર લખેલી તારીખો ઉપરથી જણાય છે. પહેલા ગ્રંથની પ્રસ્તાવનામા લખ્યું છે કે "હકીકત ભેગી કરવા માટે સુરત જિલ્લામા (ભરૂચ સુદ્ધા) વસતી જુદી જુદી જ્ઞાતિઓને અમુક પ્રશ્નો પૂછાવી તેમના ઉત્તરો નોંધી લેવામાં આવ્યા હતા."

રીવાજો વિષે સપ્રમાણ નોંધ મેળવી હોય તો કાયદાની અદાલતોમા ચુકાદા આપતી વખતે એના ઉપર આધાર રાખી શકાય એ હેતુથી આ કામ ઉપાડી લેવામા આવ્યુ હતુ. વિવાહ, (સગાઈ) લગ્ન, પૈસાની લેવડદેવડ, જુદા પડવાની પ્રથા, છેડો છુટકો વિગેરે વિષે પ્રશ્નો તૈયાર કરી જુદી જુદી જ્ઞાતિઓને મોકલવામા આવ્યા હતા. જવાબો જો કે સંપૂર્ણ નથી છતા હાલના રીવાજો સાથે સરખામણી કરવા માટે ઘણી હકીકત મળી આવે છે.

ભરૂચ જિલ્લાના જવાબો બીજા ગ્રંથમા પ્રસિદ્ધ કર્યા છે, પરંતુ પ્રસિદ્ધકર્તાએ લખ્યું છે કે જવાબોની અસલ નકલ મળી શકી નહતી. "બોમ્બે ગૅઝેટીયર" ના સંગ્રાહક મી. જેમ્સ કૅમ્પબેલે

મોકલેલી નકલ ઉપરથી આ જેવાંબો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. ૧૮૭૪માં કોઈ આકડા તૈયાર કરવા માટે શોધ કરતાં આ નકલ મી. કૅમ્પબેલને ભરૂચના કલેકટરની ઑફિસમાંથી મળી આવી હતી.

પહેલાં ગ્રંથની પ્રસ્તાવનામાં લખ્યું છે કે અમદાવાદ અને ખેડા જિલ્લાની જ્ઞાતિઓ વિષે પણ આ પ્રકારે હકીકત ભેગી કરવામાં આવી હતી. પરંતુ દુર્ભાગ્યે એ હકીકત પ્રસિદ્ધ કરવામાં આવી નથી જો એ પ્રસિદ્ધ કરવામાં આવી હોત તો લગભગ આખા ગુજરાતની સો વર્ષ પહેલાંની સ્થિતિ જાણી શકાત.

સો વર્ષ પહેલાં લગ્નની ઉંમર હાલ કરતાં રહેજ ઓછી હતી. ઘણીખરી બ્રાહ્મણ જ્ઞાતિઓએ લખ્યું છે કે અગીયાર વર્ષની ઉંમરે કન્યાનું લગ્ન કર્યા વગર ચાલે નહિ. ઔદિચ્ય અને મોઢ જેવી કેટલીક જ્ઞાતિઓ કન્યાના લગ્નની ઉંમર દસ અને બીજી કેટલીક નવ જણાવે છે. આમાની કેટલીક જ્ઞાતિઓમા હવે મોડાં લગ્ન થાય છે. ખાસ નોંધવા લાયક ફેરફાર વડનગરા નાગરોમા થયો છે. એ પુસ્તકમા સુરતના વડનગરા નાગરોએ પણ અગીયાર વર્ષે કન્યાનાં લગ્ન કરવાં જ પડે એમ લખ્યું છે. હાલ અઢાર વર્ષ પહેલાં કદિ પણ કન્યા પરણતી નથી. શિક્ષણનો અને ખાસ કરીને સ્રીશિક્ષણનો પ્રચાર થવાથી તેમજ ઘણાખરા નાગરો સુરત છોડી મુંબાઇ, વડોદરા, અમદાવાદ ઇત્યાદિ સ્થળે જઇને રહેવાથી આ ફેરફાર થયો છે એમ જણાય છે. મૂળ વતનમાં જ્ઞાતિના સમૂહ વચ્ચે રહેવાથી વિચારો સંકુચિત રહે છે અને બ્હાર જવાથી દષ્ટિ વિશાળ થાય છે એ તો જાણીતુંજ છે.

બીજા બ્રાહ્મણોમાં લગ્નની ઉંમરમાં સો વર્ષમા આટલો બધો ફેરફાર થયો નથી, પરંતુ થોડો ફેરફાર તો થયો છેજ. એ વખતમાં અગીયાર વર્ષથી મોટી કોઈ પણ કન્યા થતી નહિ. પણ હાલ કેટલીક પંદર વર્ષની થાય છે. સુરત જિલ્લામાં મુસાફરી કરતા જણાયું કે હવે અનાવળા બ્રાહ્મણોમાં ૧૪ વર્ષથી નાની કન્યા ઘર્ણુ ખરૂં

પરણતી નથી, પણ સો વર્ષ પહેલાં તો એમનામાં પણ બીજા બ્રાહ્મણો જેટલીજ નાની પરણતી.

બ્રહ્મક્ષત્રિયો અને વાલ્મીક કાયસ્થોમા પણ હવે નાગરો માફક બાળલગ્ન કદિ પણ થતાં નથી. પણ સો વર્ષ પર એમનામાં પણ અગીયાર વર્ષથી મોટી કન્યા કદિ કુંવારી રહેતી નહિ. એ પુસ્તકમાં બ્રહ્મક્ષત્રિયોએ લગનની ઉમર સાતથી અગીયાર અને વાલ્મીક કાયસ્થોએ પાચથી અગીયાર લખી છે. નાગરો પેઠે આ બન્ને જ્ઞાતિઓમાં પણ કેળવણી ઘણી વધી છે અને તેને લીધે જ લગ્નની ઉંમરમાં આટલો બધો ફેરફાર થયો છે.

ઘણીખરી બ્રાહ્મણ જ્ઞાતિઓ આ વિષયમા હજી લગભગ સો વર્ષ પર હતી તેટલીજ પછાત રહી છે એ બહુ ખેદની વાત છે. કેટલાક દાખલામા છોકરી પંદર વર્ષની થાય છે, પણ એવા દાખલા અપવાદરૂપ જ અને મોટે ભાગે શહેરોમાં જ મળે છે. ઘણા બ્રાહ્મણોમા સ્ત્રીત્વ પ્રાપ્ત કરે તે પહેલા કન્યાનું લગ્ન થઇ જવું જોઇએ એ માન્યતા હજી ઉંડી સ્થપાયલી છે. એટલો ફેરફાર થયો છે કે સો વર્ષ ઉપર ઘણા પાંચ વર્ષની છોકરીને પણ પરણાવતા તેવું હાલ ઘણે ભાગે બનતું નથી.

સો વર્ષ ઉપર વાણીયાઓની ઘણીખરી જ્ઞાતિઓમા છોકરીના લગ્નની ઉંમર અગીયાર હતી એવું જણાય છે. નાદોરા, દસા મોઢ વિગેરેમા કન્યા તેર વર્ષની પણ થઈ શકતી. બ્રાહ્મણો કરતાં કેટલીક વાણીયા જ્ઞાતિઓ સુધરેલી હશે એમ લાગે છે. હાલ વાણીઆઓ અને ખાસ કરીને શહેરમા રહેનારા બ્રાહ્મણો કરતા છોકરીઓને ઘણી મોટી કરે છે.

હાલની પેઠે સો વર્ષ ઉપર પણ નીચી ગણાતી જ્ઞાતિઓ- સુતાર, લુહાર, કુંભાર, ઘાંચી, હજામ, દરજી વિગેરેમાં ઉંચી કહેવાતી જ્ઞાતિઓ કરતાં કન્યાઓ બહુ જ વ્હેલી પરણતી. મોઢ ઘાંચી, હજામ

વિગેરે જ્ઞાતિઓમાં ત્રણથી અગીયાર વર્ષ સુધીની છોકરીઓ પરણતી. દરજી કે લાડ કુંભાર જેવી જ્ઞાતિઓમાં એક વરસની કન્યા પણ પરણાવવામાં આવતી. હાલ પણ એ બધી જ્ઞાતિઓમાં બહુજ નાની કન્યાઓ પરણે છે. બોંગ્રેડેલના પુસ્તકમાં લેઉવા અને મતીયા પાટીદારો વિષે હકીકત નથી આપી. નહિ તો તે વખતે પણ હાલની પેઠે બાર મહિનાની અંદરના બાળકોને પરણાવવામાં આવતાં કે નહિ તે જાણી શકાત.

ડુબળાઓમાં છ વરસની કન્યા પણ પરણી શકતી અને જરૂર પડે વીસ વર્ષ સુધી પણ કુંવારી રહી શકતી. અત્યારે પણ એવીજ સ્થિતિ છે.

લગ્નમાં પૈસાની લેવડદેવડને હાલ જેમ સૌથી વધારે મહત્વ અપાય છે તેજ પ્રમાણે સો વર્ષ ઉપર પણ હતું. સૌથી મુખ્ય કન્યાને અપાતું પલ્લું હતું. આ બાબતમાં વડનગરા નાગરો જેવી કેટલીક જ્ઞાતિઓમા સો વર્ષ ઉપર હતો તેનો તેજ રીવાજ કાયમ છે, અને કેટલીક જ્ઞાતિઓમાં રીવાજ તદ્દન બદલાઈ ગયો છે. ઔદિચ્ય સહસ્ર જેવી જ્ઞાતિઓ જે હાલ વરવિક્રય કરે છે તે સો વર્ષ ઉપર કરતી ન હતી. વીસનગરા નાગરોમાં હાલ કન્યાવિક્રયનો રિવાજ છે તેને બદલે સો વર્ષ ઉપર વરવિક્રય કરવામાં આવતો.

વડનગરા નાગરોમાં પલ્લાની રકમ હાલ છે તેજ સો વર્ષ ઉપર હતી તે ઉપરાંત સ્ત્રીને તથા એનાં બાળકોને પલ્લા ઉપર જે હક હાલ છે તેવાજ એ સમયમાં હતા. બીજી જે જે જ્ઞાતિઓની હકીકત મેળવવામાં આવી છે તે સર્વેએ એમ જ લખ્યું કે ધણીની પરવાનગી સિવાય સ્ત્રીથી પલ્લાની રકમ ખરચાય નહિ. માત્ર વડનગરા નાગરોના જવાબમાં જ લખેલું છે કે સ્ત્રીથી મેળે ખરચી શકાય અને હાલ પણ એવોજ રીવાજ છે. સ્ત્રીના મરણ પછી એનાં સગીર બાળકો માટે પલ્લું મોસાળમાં સાચવી રાખવાનો હાલ રીવાજ છે તેવોજ એ સમયમાં પણ હતો એમ જણાય છે.

વીસનગરા નાગરોમાં હાલ જે કુળવાનનો વિભાગ છે તે બીલકુલ કન્યાવિક્રય કરતા નથી, પરંતુ જો ભરતીયાના વિભાગની કન્યા લે તો મોટી રકમ કન્યાના બાપને આપવી પડે. કન્યાવિક્રય માટે ભરતીયા જાણીતા છે. હાલ વરવિક્રયનો એ જ્ઞાતિમાં બીલકુલ રીવાજ નથી. પરંતુ સો વર્ષ પહેલા સારા કુળના છોકરા માટે રકમ આપવી પડતી. એમાં પાંચ પ્રકારની રકમ નક્કી કરેલી હતીઃ રૂ. ૧૭૫, ૧૨૦, ૧૦૫, ૧૦૧ અને ૧; અને કન્યાને પલ્લું તે અનુસાર ૪૨૫, ૨૫૦, ૧૭૫, ૧૦૧ અને બીલકુલ નહિ એમ અનુક્રમે મળતુ. જે કન્યાનો બાપ ઉપર લખેલી રકમોમાથી સૌથી વધારે વરને આપે તેની છોકરીને સૌથી વધારે પલ્લાની રકમ મળતી. અને એક રૂપિયો આપનારની દીકરીને બીલકુલ પલ્લુ મળતુ નહિ. હાલ પલ્લા વગર કદિ પણ કન્યા પરણાવવામા આવતી નથી, અને જેઓ કન્યાવિક્રય કરે છે તે કન્યાની રકમ ઉપરાત પલ્લું માગે છે. કન્યાને માટે વધારેમા વધારે ૫૦૦ અને ઓછામા ઓછા ૨૫૦ અપાય છે અને એથી અડધી રકમનુ પલ્લુ આપવામા આવે છે.

હાલ ઔદિચ્ય બ્રાહ્મણોમા વરવિક્રયનો રીવાજ ખૂબ પ્રસરેલો છે. પણ સો વર્ષ પહેલા એ રીવાજ ન હતો એમ જણાય છે, તેમજ કન્યાને માટે પણ કાંઈ આપવું પડતુ નહિ. હાલમા કન્યાના ઘરેણા પણ એનો બાપ વરપક્ષની માગણી મુજબ કરાવી આપે છે, પણ સો વર્ષ પહેલા ૮૦ થી ૫૦૦ સુધીનું પલ્લુ ઘરેણામા કે રોકડા રૂપિયામા વર તરફથી આપવામા આવતું.

ભરૂચ જિલ્લાના ઔદિચ્ય બ્રાહ્મણોમા વર તેમજ કન્યા બન્ને માટે પૈસા આપવા પડતા. પણ કેટલા આપવા પડતા તે લખેલું નથી તેમજ બન્ને રીવાજ સાથે કેવી રીતે ચાલુ હતા તે પણ સમજાવેલુ નથી. હાલ એમનામા ૩૦૦ થી ૫૦૦ નું પલ્લું કરવાનો રીવાજ છે. અને કેટલાક કન્યાવિક્રય કરી ૯૦૦ થી ૨૦૦૦ રૂપિયા

સુધી લેછે. કન્યાવિક્રય 'કરનારને ઓછું પલ્લું' અને ન કરનારને વધારે મળે છે. વરવિક્રયનો બીલકુલ.રીવાજ હાલ નથી.

ખેડાવાળ બ્રાહ્મણોમાં કન્યાવિક્રયનો રિવાજ હતો એમ જણાય છે. કન્યાને ૪૦૧ નું પલ્લું પણ કરવામાં આવતું. હાલ તો એવો રીવાજ છે કે જે કુળવાન્ હોય તે વરને આપે અને જે અકુળીયા હોય તે કન્યાવિક્રય કરે. વરને રકમ આપનારની કન્યાને ૫૦૦ નું પલ્લું મળે છે અને કન્યાવિક્રય કરનારનીને માત્ર ૨૦૦ નું.

બ્રહ્મક્ષત્રિયોમા હાલના જેવો જ રીવાજ એ જમાનામાં હતો. "દંડીઆણી" ની રીત સાથે કન્યા તરફથી જેટલી રકમ મોકલવામા આવે તેના ઉપરથી પલ્લાની રકમ નક્કી થાય. પરંતુ કન્યા તરફથી વધારેમા વધારે ૨૦૦ અને ઓછામાં ઓછો એક રૂપિયો મોકલવાનો રીવાજ હતો. હાલ તો કન્યાના બાપને હજારો આપવા પડે છે. આ પુસ્તક ઉપરથી તો જણાય છે કે સો વર્ષ ઉપર ભરૂચના બ્રહ્મક્ષત્રિયોમાં ૨૦૦ આપવાની પણ કોઈની શક્તિ હતી નહિ.

અનાવળા બ્રાહ્મણમાં હાલની પેઠેજ વરવિક્રયનો રીવાજ હતો અને વરને અપાતી રકમ હાલ પણ કહેવાય છે તેમ 'વાકડો' કહેવાતી. કેટલી રકમનો વાકડો આપવો પડતો તે એમા લખેલું નથી. હાલની પેઠે એ સમયમાં પણ કન્યાને પલ્લું મળતું નહિ.

સો વર્ષ ઉપર ખડાયતા વાણીયામાં ૪૦૨ ના પલ્લાનો રીવાજ હતો. હાલ તો ૫૦૧ નું રોકડું પલ્લું અને તે ઉપરાત ૨૫૦ ના દાગીના આપવા પડે છે. હાલની પેઠે એ જમાનામાં પણ વરકન્યા બન્નેના નામ ઉપર ભેગી પલ્લાની રકમ મૂકવાની રીત હતી.

હાલ છે તેમ એ સમયમા પણ ઘણી ખરી કારીગરે જાતિઓમા કન્યાવિક્રયનો રીવાજ હતો. કન્યા માટે કેટલી રકમ આપવી પડતી તે લખેલું નથી.

દુબળાઓમા તે વખતમાં માત્ર પાંચ રૂપિયાનું પલ્લું અપાતું. હાલ ૧૨થી ૨૫ સુધીનું અપાય છે.

એ જમાનામા વડનગરા અને વીસનગરા નાગરો અને ખડાયતા વાણીયામા પત્ની ઉપર મરનાર સ્ત્રીના બાળકોનો હક રહેતો હાલ માત્ર વડનગરા નાગરોમાજ એવો હક છે

એક સૈકા ઉપરના રજપૂતોમા હાલનીજ પેઠે વરવિક્રય કરવામા આવતો કેટલી રકમ આપવી પડતી તે લખેલુ નથી

સજાતિવિવાહ અને અસગોત્રવિવાહના નિયમો વિષે એ પુસ્તકમાથી બહુ થોડી હકીકત મળે છે એ બાબતમા પ્રવાન એવા શબ્દોમા હતો કે સ્પષ્ટ જવાબ ન મળે તેમા નવાઈ નથી છતા ઘણીખરી જ્ઞાતિવાળા સવાલ સમજ્યા છે અને જવાબ લખ્યો છે જેમણે જવાબ લખ્યો છે તેમણે એટલુજ લખ્યુ છે કે સગા સાથે લગ્ન થાય નહિ કયા સગા સાથે ન થાય તે બહુ થોડી જ્ઞાતિઓએ લખ્યુ છે ઘણી બ્રાહ્મણ જ્ઞાતિઓએ ગોત્રમા લગ્ન ન થાય એમ લખ્યુ છે પણ પ્રવરમા ન થાય એમ કોઈએ નથી લખ્યુ હાલ પણ ગુજરાતી બ્રાહ્મણોમા પ્રવરમા લગ્ન કરવામા બાધ નથી ગણાતો

ઘણી જ્ઞાતિઓએ એટલુજ લખ્યુ છે કે શાસ્ત્રમા લખ્યા મુજબ સગામા ન પરણવાનો રીવાજ પાળીએ છીએ શાસ્ત્રનો નિયમ પિતા તરફ સાત પેઢી સુધી અને માતા તરફ પાચ પેઢી સુધી લગ્ન ન થાય એવો છે તે બરાબર અક્ષરશઃ પળાતા કે નહિ તે કોઈ જ્ઞાતિએ લખ્યુ નથી માત્ર ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણોએ લખ્યુ છે કે આખુ 'પિતૃકુળ' અને માતા તરફ ત્રણ પેઢીઓ એટનામા લગ્ન ન થાય

ઘણી જ્ઞાતિઓએ એમ લખ્યુ છે કે ગોત્રમા તેમજ આડી સગાઈમા લગ્ન ન થઈ શકે પણ આડી સગાઈ એટલે શુ તે કોઈએ નથી લખ્યુ માતા તરફનુ સગપણ એવોજ અર્થ હશે બ્રાહ્મણ સિવાયની જ્ઞાતિઓએ 'ગોત્ર' લખ્યુ છે ત્યા એનો અર્થ 'પિતાનું' કુટુબ, એવો હશે, કારણકે બ્રાહ્મણ સિવાય કોઇને ગોત્ર હોતા નથી.

હાલની પેઠે એ સમયમા પણ સગપણમા લગ્ન કરવામા બ્રાહ્મણો કરતા વાણીયાઓમા ઓછો બાધ ગણાતો ઘણી વાણીયા

જ્ઞાતિઓએ એમ લખ્યુ છે કે પાસેના સગા સાથે લગ્ન ન થાય, આઘેના સાથે કરવામા હરકત નથી. હાલ વાણીયાઓમા થાય છે તેમ ભાણેખપતી બીજી પેટાજ્ઞાતિની કન્યા લાવી શકાય એવો રીવાજ હતો કે નહિ તે ખબર પડી શકતી નથી.

સવાલ સ્પષ્ટ ન હોવાથી પેટા જ્ઞાતિઓમા તડ કે ગોળ હતા કે નહિ તે વિષે કોઈ જ્ઞાતિએ જવાબ લખ્યા નથી.

સ્ત્રી મરણ પામે ત્યારે માળી સાથે લગ્ન કરવાનો રીવાજ ગુજરાતમા આજે પણ બહુ સામાન્ય છે અને સો વર્ષ ઉપર પણ તેમજ હતું એમ જણાય છે.

લગ્નનો વિધિ સો વર્ષ ઉપર કેવા પ્રકારનો હતો તે બાબત પ્રસ્તુત પુસ્તક ઉપરથી કશીજ માહિતી મળતી નથી એ વિષેનો સવાલ માત્ર થોડી બ્રાહ્મણ જ્ઞાતિઓને પૂછવામા આવ્યો હતો અને તે સર્વેએ ટૂંકમા એટલોજ જવાબ લખ્યો છે કે શાસ્ત્ર પ્રમાણે ગોત્રોચ્ચાર વિગેરે ક્રિયાઓ કરવામા આવે છે. એજ બ્રાહ્મણોને કન્યાના ચુડી પાનેતર કોણ આપે એવો સવાલ પૂછવામા આવ્યો હતો અને બધાએ મામા આપે એવો જવાબ લખ્યો છે. લગ્ન વખતે કન્યાને માહ્યરામા કોણ લાવે એ સવાલ દરેક જ્ઞાતિને પૂછવામા આવ્યો હતો અને દરેકે મામા લાવે છે એ જવાબ આપ્યો છે. આ બન્ને રીવાજ આજે પણ ચાલુ છે.

પ્રસ્તુત પુસ્તકનું અવલોકન કરતા જણાય છે કે સો વર્ષમા ગુજરાતે કોઈ પ્રકારની વાસ્તવિક પ્રગતિ કરી નથી. કેળવણી થોડી વધી છે પણ સંતોષકારક નહિજ. કેટલીક બાબતોમાં તો સો વર્ષ કરતા આજે વધારે અધોગતિ થઈ છે. દાખલા તરીકે ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણોમા વરવિક્રયનો રીવાજ જે આજે જ્ઞાતિનો વિનાશ કરી રહેલ છે તે સો વર્ષ ઉપર અસ્તિત્વ ધરાવતો ન હતો.

સમસ્ત દેશમા તેમજ ગુજરાતમા ઉન્નતી પ્રગતમા સામાજિક સડાઓ દૂર કરવા માટે ઘણો ઉત્સાહ જોવામા આવે છે. જો તેઓ

પોતાના યત્ન ચાલુ રાખે તો કદાચ એમ પણ બને કે ગયા સો વર્ષમા કરી છે તે કરતા આવતા પચીસ વર્ષમા ગુજરાત ઘણીજ વધારે પ્રગતિ કરશે

## પ્રકરણ ૭

### આધુનિક ગુજરાતી સાહિત્યમાં લગ્નતત્વ

કોઈ પણ જમાનાનુ સાહિત્ય એ સમયના વિચારકોની ભાવ નાઓનુ પ્રતિબિંબ પાડે છે પ્રજાને કયે માર્ગે દોરવા લેખક ઇચ્છે છે તે પુસ્તક ઉપરથી સમજી શકાય છે અને એ પુસ્તકનો પ્રજા કેવો સત્કાર કરે છે તે ઉપરથી પ્રજા એ પ્રમાણે દોરાવા ઇચ્છે છે કે નહિ તે જાણી શકાય છે,

ઇ સ ૧૮૮૭મા સ્વ ગોવર્ધનરામ ત્રિપાઠીએ 'સરસ્વતીચદ્ર' નો પ્રથમ ભાગ બહાર પાડી ગુજરાતની તે સમયની વાચક પ્રજાને મુગ્ધ કરી નાખી ત્યારથીજ અયોગ્ય લગ્નની નિષ્ફળતા તરફ પ્રજાનુ લક્ષ દોરાયુ સરસ્વતીચદ્રની પહેલા પણ ગુજરાતી સાહિત્યમા કેટલાક પુસ્તકો પ્રકટ થયા હતા પરંતુ કોઈએ સરસ્વતીચદ્ર જેટલા પ્રજાના હૃદય જીતી લીધા ન હતા

ઘણીવાર લોકો ધારે છે કે સ્નેહલગ્ન જ ઉત્તમ લગ્ન છે એમ સિદ્ધ કરવાનો સ્વ ગોવર્ધનરામનો હેતુ હતો પરતુ એ વાસ્તવિક નથી સરસ્વતીચદ્ર અને કુમુદસુદરીનો વિવાહ બન્નેના પિતાએ જ કર્યો હતો પરતુ વરકન્યા બન્ને શિક્ષિત અને પ્રેમપિપાસુ હોય તો વિવાહ થયા પછી અને લગ્ન થતા પહેલા સ્નેહસબધ રાખી શકે– વિવાહ થતા પહેલા બન્ને પરસ્પરથી તદ્દન અજાણ્યા હોય તો પણ એવો સબધ, સવનન સંભવી શકે–એટલુજ બતાવવાનો લેખકનો આશય હતો સરસ્વતીચદ્ર અને કુમુદસુદરીના આવા સંબધનુ વર્ણન જે વિભાગમા છે તેના જેવો ગ્રથ અને તેટલા ઉત્સાહથી લખેલો

ભાગ આખા ગ્રંથમા બીજો કોઈજ નથી. આ ઉપરથી લાગે છે કે કર્તા એવો ગ્રંથ ગખવાના પક્ષના હતા. સરસ્વતીચંદ્રે પિતાના કડવા વચનોથી દુ ખ લાગવાથી ગૃહત્યાગ-કર્યો અને કુમુદ સાથેનો વિવાહ તોડી નાખ્યો ત્યારે કુમુદના માતાપિતાએ ઉદ્વિગ્ન મને કાઈ ન સૂઝવાથી ઉતાવળમા એને પ્રમાદધન સાથે પરણાવી દીધી. સંસ્કારી કુટુંબની સુશિક્ષિત, વિલાસિક કન્યા અભણ, સંસ્કારવિહીન, અનીતિમાન પતિ સાથે સંસાર ચલાવતા જે અસહ્ય માનસિક યાતનાઓ સહન કરે છે તેનું ચિત્ર ખરેખર કરણ છે કુમુદસુંદરીની વેદનાઓનું કારણ માત્ર પ્રમાદધન સાથેનુ અયોગ્ય લગ્ન જ નથી, પણ સરસ્વતીચંદ્ર સાથે અનુભવેલા પ્રેમપ્રસગોનું સ્મરણ પણ છે. આથી કેટલીકવાર એમ ધારવામા આવે છે કે લગ્ન પહેલા એવા પ્રસગો ન આણવા જોઈએ એમ લેખક કહેવા ઇચ્છે છે. પરંતુ વસ્તુસ્થિતિ એથી ઉલટી જ છે. કર્તાનો લખવાનો હેતુ એવો છે કે સંસ્કારી, ભણેલી કન્યા, જેણે એક વખત પોતાને યોગ્ય પુરુષ સાથે પ્રેમપ્રસગો અનુભવ્યા હોય તેને આ પ્રમાણે ઉતાવળમા નાલાયક વર સાથે પરણાવી દેવી ન જ જોઈએ ગુણસુંદરીએ ઘર સારૂ છે માટે વર સારોજ હશે એમ માની લઈ પ્રમાદધનને જમાઈ તરીકે પસંદ કરી લીધો તે પ્રમાણે ન કરવુ જોઈએ એવુ બતાવવાનો જ લેખકનો હેતુ છે. કન્યાકાળ વીતી જવાના ભયથી લગ્નની મુખ્ય વસ્તુ-લાયક વરની પસદગી-તરફ કેટલી બેદરકારી બતાવવામા આવે છે અને તેથી કેવા પરિણામો નીપજે છે તેજ લેખક બતાવવા ઇચ્છે છે.

ગુમાનની શીખવણીથી લક્ષ્મીનંદને સરસ્વતીચંદ્રને "વહુ ઘેલો" કહ્યો અને અનેક કડવા વચન કહ્યા તેથીજ એને લાગ્યુ કે એને પરણીને કુમુદ સુખી નહિ થાય આથી આવેશમા આવી એણે ગૃહનો અને કુમુદનો ત્યાગ કર્યો અને તેનુ માઠું પરિણામ કુમુદને જ ભોગવવુ પડયુ આમા પણ કર્તા એ જ બતાવવા માગે છે કે યુવાન વરકન્યાના નિર્દોષ સ્નેહસંબંધમા માતા પિતાએ વચ્ચે પડવુ ન જોઇએ.

અલકકિશોરીના પાત્રમા પણ કર્તાએ અયોગ્ય લગ્નનું ચિત્ર આપ્યું છે. કુમુદસુંદરી જેવી ભણેલી ન હોવા છતાં અલકકિશોરી ચપળ અને તેજસ્વી બુદ્ધિવાળી હતી. એનો પતિ વિદુરપ્રસાદ ખાસ ખરાબ ન હતો. પણ તદ્દન નિર્બળ મનનો અને એના જેવી ચાલાક યુવતી માટે કેવળ નાલાયક હતો. અલકકિશોરીને સાસરા કરતાં પીયરનો વાસ વધારે ગમતો હતો તે ઉપરથીજ જાણી શકાય છે કે એનું પરિણીત જીવન સુખી નહતું.

કુસુમની અખંડ કૌમાર્યની ભાવનાઓનું ચિત્ર મનોરમ છે અને આપણને ઘડીભર એમ લાગે કે સ્ત્રીના જીવનમાં લગ્ન આવશ્યક વસ્તુ નથી એમ લેખક સિદ્ધ કરવા ઇચ્છે છે, પરંતુ પુસ્તકને અંતે ઘેર પાછા ફરેલા સરસ્વતીચંદ્ર જોડે કુસુમને પરણાવી લેખકે વાચકની સુંદર કલ્પનાઓનું ચિત્ર ભૂંસી નાખ્યું છે. જે જમાનામા પુસ્તક લખાયુ તેની રૂઢિપરાયણતાને સંતોષવા કર્તાએ પુસ્તકનો અંત આ મુજબ આણ્યો છે એમ લાગે છે. એમનો પોતાનો વિચાર તો વિધવા કુમુદને સરસ્વતીચંદ્ર સાથે પરણાવી કુસુમને કુમારિકા જ રાખવાનો હતો એમ લાગે છે.

વયનું કજોડું હોય ત્યા કેવા અનિષ્ટો ઉભા થાય છે તેનું ચિત્ર મનોહરીના પાત્રમા લેખકે આપ્યુ છે.

ગુજરાતના ધુરંધર લેખક સ્વ. રણછોડભાઈ ઉદયરામે છેક ઈ. સ. ૧૮૬૬મા બાળલગ્નના અને કુલીનશાહીના દંભનાં અનિષ્ટોનું ચિત્ર "લલિતા દુ:ખદર્શક નાટક" માં આલેખ્યુ હતું. એ નાટકની અનેક આવૃત્તિઓ થઈ હતી તે ઉપરથી જાણી શકાય છે કે સ્વ. રણછોડભાઈના વિચારો પ્રજાને રુચિકર લાગ્યા હતા, જો કે તેથી વર્તનમાં કાંઈ ફેરફાર થયો ન હતો. એ નાટકમા કર્તાએ લલિતાને શ્રીમંત પિતાની શિક્ષિત પુત્રી તરીકે આલેખી છે. એનું લગ્ન છેક બાલ્યાવસ્થામાં જ્ઞાતિમા કુલીન ગણાતા છોકરા સાથે થયુ હતું. પહેલીજ વાર સાસરે આવતા લલિતાના પરિણીત જીવનના આદર્શોનો

એકદમ કેવો વિનાશ થઈ જાય છે, તેનું લેખકે બહુ સુંદર ચિત્ર આપ્યુ છે. એનો પતિ નંદનકુમાર નિરક્ષર હોઈ કુસંગતિમા અનેક પ્રકારની લપંટતામાં પારંગત થયો હતો. સાસરે રહેવાનું અશકય હોવાથી લલિતા ત્યાથી જતી રહે છે. પણ આવા પતિનો ત્યાગ કરતા પણ લલિતાને અનેકવિધ દુઃખ સહન કરતી કર્તાએ બતાવી છે. અને છેવટે શારીરિક અને માનસિક વેદનાઓ અમલ્ય બનના લલિતા મૃત્યુ પામે છે.

એ જુના જમાનામા પણ સ્વ. રણછોડભાઈ સ્નેહલગ્નના હિમાયતી હતા તે એમના "જયકુમારી વિજય નાટક" ઉપરથી સમજી શકાય છે. નાટકના નાયકે માતાપિતાએ પસંદ કરેલી કન્યા સાથે ન પરણવાનો નિશ્ચય કર્યો હતો અને એને સમજાવવાના માતા પિતાના બધા યત્નો નકામા જાય છે એજ નાટકમા માતાપિતાએ યોજેલા લગ્નની નિષ્ફળતાનુ પણ ચિત્ર છે. નાયકના લગ્ન સબધી વિચારો હાલના જમાનાના યુવાનો જેવા આગળ પડતા છે—જો કે નાટક લખાયુ તો છેક ૧૮૮૪મા હતું. નાયક અને નાયિકાના સ્નેહ લગ્નથી નાટકની સમાપ્તિ થાય છે.

આધુનિક ગુજરાતી સાહિત્યના લગભગ દરેક લેખકનો મત ~~સ્નેહલગ્નની તરફેણમા અને બાળલગ્નની અને~~ અસમાન લગ્નોની વિરુદ્ધમા છે. સ્વ કૃષ્ણરાવ ભોળાનાથે "ભ્રાંતિસદાર" નામનું નાટક માત્ર અસમાન લગ્નોની નિષ્ફળતા દર્શાવવાજ લખ્યુ છે. એ નાટકમા એ પ્રકારના અસમાન લગ્નના ચિત્ર છે. નાટકની નાયિકા અદ્રિલતાને ચૌદ વર્ષની ઉમરે એના માબાપ સાઠ વર્ષના ડોસા સાથે પરણાવે છે, અને એની નાની બ્હેન શશિરેખાને એના પોતાના કરતા નાના છોકરા સાથે પરણાવે છે. અદ્રિલતા લગ્ન પછી થોડાજ વખતમા વિધવા થઇ મદિરાનંદ નામના ગુરુના પંજામા ફસાઇ જાય છે; અને છેવટે આત્મહત્યા કરે છે. શશિરેખાનો પતિ તદ્દન રખડેલ અને વ્યસની નીકળે છે અને એક દિવસ દારૂના ઘેનમા પત્નીનું ખૂન કરે છે.

સ્નેહલગ્ન શ્રેષ્ઠ પ્રકારનુ લગ્ન છે એ માન્યતા દર્શાવતા નાટકો અને નવલકથાઓ આપણા સાહિત્યમા અનેક છે શ્રી મણિલાલ છનારામ કૃત "રતિસુંદરી" એ નવલકથામા નાયિકા રતિસુંદરી એક યુવાન્ સાથે પ્રેમમા હોય છે એક હયાત પત્નીવાળા વૃદ્ધ સાથે એના મામા એનુ લગ્ન નક્કી કરે છે તેથી એ આત્મહત્યા કરવાની તૈયારીમા હોય છે પરતુ ભાવિ પતિ અકસ્માત્ મૃત્યુ પામ્યાના સમાચાર મળતા અટકી જાય છે સ્વ શિવભાઇ બાપુભાઈ કૃત "અનક્ષ્યજ્યોતિ" ની નાયિકા વિજ્યા એથી પણ વધારે હિંમતવાળી છે એ એક વિદ્વાન, યુવાન, સુદર સન્યાસી સાથે પ્રેમમા પડે છે. એ સન્યાસી પણ એનો સ્નેહ સ્વીકારી એને અત કરુણથી ચાહ્ય છે, પરતુ સન્યાસિધર્મ અનુસાર લગ્ન કરી શકતો નથી અને કઈ દૂર ચાલ્યો જાય છે પિતાએ પસદ કરેલા, અનેક મોટી ઉંમરના સતાનોવાળા વૃદ્ધ શ્રીમત વિધુર સાથે લગ્ન કરવાની વિજ્યા સ્પષ્ટ ના કહે છે પિતા ક્રોધે ભરાઈ ઘરમાથી કાઢી મૂકે છે તો પણ એ ડગતી નથી અને એવા વિધુરને પરણવા કરતા ઘરનો ત્યાગ કરવાનુ પસદ કરે છે પોતાની ફોઈની છોકરીને ઘેર રહી સન્યાસીનું ચિંતન કરતી, સસારની ઉપાધિઓમાથી મુક્ત થઈ ભગવા ધારણ કરે છે એનો પ્રેમી સન્યાસી છેવટ એના મરણ સમયે જ જડી આવે છે એટલે વિજ્યા કુમારિકા જ મૃત્યુ પામે છે

ગુજરાતના મહાકવિ શ્રી ન્હાનાલાલ કવિની નાયિકાઓ હમેશા માતાપિતાએ પસદ કરેલા લગ્ન સામે બળવો જગાડતી જ હોય છે. કાન્તિકુમારી અને જયા ખુલ્લો બળવો કરે છે ત્યારે ઉષા છુપો બળવો કરે છે

"ઇન્દુકુમાર"મા કવિ લગ્નને જીવનમા આવશ્યક વસ્તુ ગણે છે. નાયિકા કાન્તિકુમારીને એની ભાભી પ્રમદા પૂછે છે કે એ પરણવાની છે કે કુમારિકા રહેવાની છે, તેના જવાબમા કાન્તિ કહે છે કે કુવારા રહેનાર સ્ત્રી પુરુષ બન્નેના જીવન કરમાઇ જાય છે. કાન્તિ-

કુમારીની લગ્નની વ્યાખ્યા એક સમયે ગુજરાતમા લગભગ કહેવત જેવી થઈ ગઈ હતી–"લગ્ન એ પ્રાણવિકાસનું વ્રત છે, સ્વર્ગપંથનુ પગથીયુ છે, માનવબાળનો ધર્મ્ય માર્ગ છે પરણવુ એટલે પ્રભુનામા પગલા માડવા" આ ઉપરથી પ્રમદા પૂછે છે કે લગ્ન સબધના આવા વિચારો છે તો પછી બાપાએ પસદ કરેલા શ્રીમત, સુદર, ગુણવાન, શિક્ષિત, તદુરસ્ત વર સાથે લગ્ન કરવા કાન્તિના શા માટે કહે છે. કાન્તિકુમારી ટુકો પણ માર્મિક જવાબ આપે છે કે "આત્મા ઓળખે તે વર, ન ઓળખે તે પર" પોતાનો પતિ સબંધી આદર્શ એ વખાણથી આપે છે—

નહિ અધુરો, નહિ સમોવડો,
પ્રાણેશ્વર, જીવન નિયતા,
જેના આદેશ ગમ ઉચુ જોઈ
નેત્ર ઢાળી પ્રણિપતો કરૂ,
સસારસાગરમા મ્હારી નૌકા જેના
કરકૌશલ્યમા ધીરૂ
એવો રમવીર નાવિક,
મ્હારો આત્મજેતા યશસ્વિ સ્વામિન્,
મ્હારો આશાકેદ્ર હૃદયનાથ
મ્હારો પૃથ્વી ઉપરનો પ્રભુ
અહોરાત્ર નમન નમવા
પ્રેમથાળ ભરી ભરી પૂજવા
મ્હારે ગુરુદેવ જોઈએ છે

માતાપિતાએ પસદ કરેલો પતિ પોતાના આ આદર્શો સપૂર્ણ કરતો ન હોવાથી એની સાથે પરણવા ચોખ્ખી ના કહે છે નાટકના નાયક ઈન્દુકુમાર સાથે પ્રથમ દૃષ્ટિએ જ કાન્તિ પ્રેમમા પડે છે દુર્ભાગ્યે નાટકનો માત્ર પ્રથમ અક જ પ્રસિદ્ધ થયો હોવાથી અત કેવો આવે છે તે જાણી શકાતુ નથી

પોતાની શ્રેષ્ઠ કૃતિ "જયા અને જયંત" માં લગ્ન એ જીવનમાં આવશ્યક વસ્તુ નથી એમ સિદ્ધ કરવા કવિ ઇચ્છે છે. જયા અને જયંત જેવા કોઈક સ્ત્રી પુરુષો જીવનભર બ્રહ્મચર્ય પાળી શકે શકે એમ કવિની માન્યતા છે. જયા ઉચ્ચ આદર્શોવાળી અને સબળ વ્યક્તિત્વ ધરાવનાર કન્યા છે. રાજાની (એના પિતાની) ઇચ્છા મંત્રી પુત્ર જયંત—જે મહા યોદ્ધો હોઇ દાનવોના આક્રમણમાંથી ઇંદ્રની પુરીને બચાવે છે તેની સાથે જયાને પરણાવવાની હતી. પરંતુ જયાની માતાએ એને રાણીપદ અપાવવા નિશ્ચય કર્યો હતો. સમગ્ર દેશમા શ્રેષ્ઠ રાજવી કાશીરાજ સાથે જયાને પરણાવવાનું એણે નક્કી કર્યું. જયાનો જયંત પ્રતિનો પક્ષપાત તેમ જ એનો બંડખોર સ્વભાવ બન્નેથી માહિતગાર હોવાથી રાણીએ છુપી રીતે લગ્નની તૈયારી કરી. લગ્નને દિવસે જ જયાને એ વિષે ખબર પડે છે અને પરણવાની સ્પષ્ટ ના કહી હિમાલય તરફ ચાલી જાય છે. લાંબા સમય પછી ભ્રમણમા અનેક દુઃખો સહન કરતી જયા મળે છે ત્યારે રાણીને પશ્ચાત્તાપ થાય છે અને એ કબૂલ કરે છે કે "મુજ સમી માતાઓના વાવ્યા લણતી રડે છે રાજમહેલોમા કંઈક રાજબાલાઓ કે માણે છે પશુતાના પાપ વિલાસ. રાજવીને નહિ પણ રાજસિંહાસનને કુંવરીઓ પરણાવે છે કંઈક માતાઓ." જયાનો પિતા પણ કહે છે કે સંતાનોના સ્નેહસંબંધમા વિઘ્ન નાખનાર માતાપિતા પોતે પણ સુખી થતાં નથી કે સંતાનોને પણ સુખી કરતા નથી.

જયાની માતાનો રાજશ્રીનો મોહ ઉતરી જાય છે અને કહે છે કે "સિંહાસનને પગલુવા કરતા મઠ માડવો-આવડે તો તો—સો ગણો સારો."

સામાન્ય રીતે ધારવામા આવે તેમ નાયક નાયિકાના લગ્નથી નાટકની સમાપ્તિ થતી નથી. અનેક દેશોમા ભ્રમણ કરવાથી અને અનેકવિધ સંકટો સહન કરવાથી જયા અને જયંત બન્નેનો પરિણીત જીવન પ્રતિનો મોહ ઉતરી ગયો હોય છે, અને બન્ને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય કરે છે.

કવિની એકાકી નવલકથા "ઉષા"માં નાયક નાયિકા ઉષા સાથે પ્રથમ દૃષ્ટિએ જ પ્રેમમાં પડે છે. સંવનનના ઘણા પ્રસંગો પ્રાપ્ત થાય છે, પરંતુ એક દિવસ નાયકને એકાએક ખબર પડે છે કે એ જ દિવસે ઉષાનું લગ્ન બીજા કોઈ યુવાન્ સાથે થવાનું છે. એની નિરાશા અને દુઃખનો પાર રહેતો નથી. પરંતુ ઉષા એમ નાસી-પાસ થઈ આશા છોડી દે એવી ન હતી. માબાપે પસંદ કરેલા વર સાથે એની એક સખી પ્રેમમાં હતી અને યુક્તિથી એ જ સખીને પોતાને બદલે પરણાવી દે છે. લગ્નવિધિ પૂરો થવા સુધી કોઈને આ ગુપ્ત યુક્તિની ખબર પડતી નથી. ઉષા બીજા કોઈ સાથે નહિ જ પરણે એવી માબાપની ખાત્રી થવાથી એને એની ઇચ્છા મુજબ નાયક સાથે જ પરણાવે છે. માતાપિતાએ યુવાન્ સંતાનોના લગ્નના વિષયમાં વચ્ચે ન પડવું જોઈએ એ કવિની માન્યતા અહિં પણ સ્પષ્ટ જણાય છે.

સ્વ. સર રમણભાઈ કૃત "રાઈનો પર્વત" એ નાટકના લગ્ન-વિષયક મુખ્ય હેતુ બે છે—વયની અસમાનતાવાળા લગ્નની નિષ્ફળતા અને વિધવાવિવાહની આવશ્યકતા. વૃદ્ધરાજા પર્વતરાયનું યુવાન્ લીલાવતી સાથેનું લગ્ન અને પછી એ રાજાનાં જુવાન થવા માટે ફાંફાં અને એમાં જ મૃત્યુ, એ સર્વનું ચિત્ર જોતાં અસમાન લગ્નની નિષ્ફળતાના દાખલા દેખાય છે. બે નગરજનો વચ્ચે, વૃદ્ધને કન્યા આપી મેળવેલા પૈસા વ્હેંચતાં લડાઈ થવાથી એમને મંત્રી કલ્યાણકામ આગળ રજુ કરવામાં આવે છે ત્યારે એ કહે છે કે "મહારાજે ઘડપણમાં લગ્ન કર્યું પછી પ્રજાજનોને એવા કામ માટે દોષ કેમ દઈ શકાય?" અને એ સત્યજ છે. ઉપમંત્રી દુર્ગેશનું સેનાપતિ પુષ્પ-સેનની પુત્રી કમળા સાથેનું લગ્ન એ સ્નેહલગ્ન છે. પ્રથમ દૃષ્ટિએ જ બન્નેને પ્રેમ ઉત્પન્ન થયો હતો અને કમલાના પિતાની વિરુદ્ધ ઇચ્છા છતાં બન્ને પરણે છે. નાયિકા લીલાવતીને પોતાના લગ્ન કે, વૈધવ્ય વિષે સ્મરણ કે જ્ઞાન સુદ્ધાં ન હતું છતાં એના જગદીપ

સાથેના લગ્ન માગે અનેક જણ વિરોધ બતાવતા હતા. અને એના પિતાએ છેક વૃદ્ધાવસ્થામાં કરેલા લગ્ન માગે કોઈને ખાસ વાંધો ન હતો. હિંદુ માનસનું એ તાદશ ચિત્ર છે. વીણાવતી વિધવા છે એ જાણ્યા સિવાય જ જગદીપ એની સાથે પ્રેમમા પડ્યો હતો. પણ સાગી હકીકત જાણ્યા પછી પણ એની પ્રેમભાવના એની એ જ રહે છે, અને વિધવાવિવાહ કરવાથી ગાદી જતું હોય તો પણ વીણાવતી ખાતર જવા દેવા તૈયાર છે. પર્વતગઢની રાણી લીલાવતી પોતાની ઓરમાન વિધવા પુત્રી વીણાવતીના પુનર્વિવાહની તરફેણમા હતી. કારણ કે યુવાન વિધવાના દુઃખો એ સમજતી હતી.

સ્વ બ્હેન સુમતિએ માત્ર એકવીસ વર્ષની ઉંમરે મૃત્યુ પામતા પહેલા લેખક તરીકે ખ્યાતિ મેળવી હતી. એમના લગ્ન સંબંધી વિચારો "મધુરી" નામના, કવિ ન્હાનાલાલની શૈલીમા લખેલા નાટકમા દર્શાવેલા છે. એ નાટકની નાયિકા મધુરી પ્રતિજ્ઞા કરે છે કે ગુજ-ગતમા ધર્મની ધ્વજા ફરકાવનાર પુરુષ સાથે જ પોતે લગ્ન કરશે. નાટકના નાયક મધુકર સાથે અકસ્માત્ મિલન થતા બન્નેના હૃદયમા પ્રેમ ઉદ્દ્ભવે છે મધુકર સાથે લગ્ન કરવા તીવ્ર ઇચ્છા છતા મધુરી પોતાની પ્રતિજ્ઞામા દૃઢ રહે છે ધર્મને એની આધુનિક અધોગતિ-માથી ઉન્નતિને પથે લઈ જવા મધુકર પોતાનાથી બનતો શ્રેષ્ઠ પ્રયત્ન કરશે તો જ પોતે એની સાથે પરણશે એવો નિશ્ચય કરે છે મધુરીની આ દૃઢતા જોઈ એની સખી દ્યુતિમતિ ધારે છે કે મધુરી લગ્નની પ્રથાની જ વિરુદ્ધ છે અને તેથી જીવનભર કૌમાર્ય શક્ય નથી એમ મધુરીને સમજાવવા યત્ન કરે છે મધુરી કહે છે કે એની પ્રતિજ્ઞા નૈષ્ઠિક બ્રહ્મચર્યની નહિ પણ અમુક કાળ સુધીના બ્રહ્મચર્યની જ હતી.

"હું લગ્નની નથી પાડતી ના,
હું નથી વગોવતી પ્રેમને,
એની ગભીરતા, એની રમ્યતા,
ત્હેમા વસતી વિશુદ્ધતા
સર્વ સારી રીતે સમજુ છું હું.

પરંતુ યથાયોગ્ય પાત્રની વાટ જોઉં છું."

અંતે મધુકર એની કસોટીમાંથી પસાર થતાં મધુરી એની જોડે લગ્ન કરે છે.

ઐતિહાસિક નવલકથાઓ લખી એક વખત લોકપ્રિયતાને શિખરે ચ્હડેલા શ્રી કનૈયાલાલ મુનશીની ઘણી નાયિકાઓ માબાપે ગોઠવેલા લગ્ન સામે બળવો કરે છે. જો કે સ્ત્રીના જીવનમાં પુરુષના રક્ષણની જરૂર છે એમ તો એ માને છે જ.

એમની સૌથી પ્રથમ નવલકથા "વેરની વસુલાત" માં નાયિકા તનમન ઉઘાડો વિરોધ કરવા છતા છેવટે સાવકી મા અને મામાના બળાત્કારને વશ થઈ એ લોકોએ પસંદ કરેલા પતિ સાથે પરણે છે. પણ સાસરે ગયા પછી એ પતિનું મુખ સુદ્ધાં જોવાની ના કહે છે અને એને પતિ તરીકે સ્વીકારતી નથી જ. પરંતુ હિંદુ વિધિ અનુસાર થએલું લગ્ન ફોક થઈ શકતું નથી, અને મૃત્યુથી જ તનમનનો છૂટકો થાય છે.

શ્રી મુનશીની પ્રથમ ઐતિહાસિક નવલકથા "પાટણની પ્રભુતા"-મા ત્રિભુવનપાળના પ્રેમમા પડેલી પ્રસન્નનું મનોરમ ચિત્ર છે. સંસ્કૃત નાટ્યશાસ્ત્ર મુજબ પ્રસન્ન એક ધીટનાયિકા લેખી શકાય. કારણ કે ઘણું ખરૂં પ્રેમપ્રસંગોમાં એ જ અગ્રભાગ લે છે અને ત્રિભુવનપાળને પોતાની જોડે ઘસડે છે. એની ફોઈ અને ગુજરાતની સર્વ સત્તાની અધિષ્ઠાત્રી મીનળદેવીએ માળવાના બળવાન્ રાજાને સંતુષ્ટ રાખવાના ઇરાદાથી એની સાથે પ્રસન્નને પરણાવવાનુ ધાર્યું હોય છે છતાં પ્રસન્ન હિંમતથી એવું રાજખટપટી (diplomatic) લગ્ન કરવા ચોખ્ખી ના કહે છે. પોતે કોઈને આધીન હતી તે વિચાર એને બાધક ન હતો. અને કર્ણદેવના મૃત્યુ પછી ત્રિભુવનપાળની સત્તા અને લોકપ્રિયતા પુષ્કળ વધી જવાથી મીનળદેવીને નમતું આપવું જ પડયું અને પ્રસન્નનુ ધાર્યું થયું. ત્રિભુવનપાળને નારાજ કરવા જેટલી સત્તા કે હિંમત મીનળદેવીમા રહ્યાં ન હતા.

શ્રી મુનશીની છેક છેલ્લી કૃતિ* "કાકાની શશી" માં પણ નાયિકા શશી એ સ્વતંત્ર વિચારવાળી કન્યા છે. એના પાળક "કાકા" મનહરલાલ મોટી ઉમરનાં લગ્નમા કે છોકરીઓને ભણાવવામાં ન માનતા હોવા છતાં શશી પ્રત્યેના સ્નેહ ખાતર એને ફાવે તેમ કરવા દે છે; અને પરિણામે શશી ગ્રૅજ્યુએટ અને સુરત સ્ત્રીસ્વાતંત્ર્યવાદી થાય છે. મનહરલાલના વિચાર મુજબ બાળલગ્ન પ્રગતિમાં કેટલેક અંશે અવરોધકર્તા હોવા છતાં સમાજની સ્થિરતા સાચવે છે. કોઈ પણ પ્રકારની અને ખાસ કરીને નવા વિચારોવાળી સ્ત્રી રુચિકર ન હોવાથી મનહરલાલે પોતે લગ્ન કર્યું ન હતું. સ્ત્રી સંબંધમાં એના વિચાર પ્રાચીન સ્મૃતિકારો જેવા હતા. સ્ત્રીએ પોતાના હક કે સ્વાતંત્ર્યનો કદિપણ વિચાર કરવો ન જોઈએ તેમ જ પતિના તાબામા રહેવું જોઇએ અને શણગાર સુદ્ધા પતિને રીઝવવા જ કરવા જોઇએ એમ મનહરલાલ માને છે. કેવળ ગૃહકાર્ય કે બાળકોમા ગુંથાઈ રહેતી સ્ત્રી પણ એને ગમતી ન હતી. લગ્ન થયુ એટલે ગમે તેવો હોય તો પણ પતિને માન્ય રાખવો જોઇએ એમ એ ધારે છે. પતિ સાથે રહેવાની ના પાડતી સ્ત્રીને નાક કાન કાપી દેશપાર કરવી જોઇએ એ એરિસ્ટોટલની માન્યતાને મનહરલાલનો ટેકો છે. શ્રી મુનશીએ આ નાયકને હાસ્યાસ્પદ ચિતરી બતાવ્યો નથી, એક પ્રતિષ્ઠિત પુરુષ ચિતર્યો છે; એટલે આ સર્વ વિચારો શ્રી મુનશીના પોતાના જ છે એમ માની શકાય.

મનહરલાલે પોતાને અનેક કષ્ટો વેઠીને મોટી કરી છે અને શશીની પોતાના મીરકતની વાત બનાવટી છે એવું જાણતા જ શશીના સ્વતંત્રતાના સર્વ આદર્શો વરાળ પેઠે ઉડી જાય છે! અને પુરુષના રક્ષણ વગર સ્ત્રીને ચાલી શકે નહિ એમ એકદમ સ્વીકારી લે છે, અને તત્ક્ષણ "કાકા" સાથે પ્રેમમા પડી છેવટે એને પતિ તરીકે

---

* આ પુસ્તક લખાયું તે વખતે "કાકાની શશી" છેલ્લી કૃતિ હતી.

સ્વીકારે છે! મનહરસ્વભાવના પતિના હક સંબંધી પુરાતન વિચારો માન્ય રાખતાં એને લેશ પણ સંકોચ થતો નથી.

તનમન અને પ્રમન્ન જેવી પ્રતિભાશાળી અને બંડખોર નાયિકાઓ આલેખ્યા પછી શ્રી મુનશીના વિચારોમા પીછેહઠ થઈ છે એ જરા નવાઇ જેવું છે. એમની અગીયારમી સદીની પ્રમજા કદિ પણ ન કરે તેવું એમની વીસમી સદીની શશી કરે છે.

શ્રી મુનશીના આ નાટકમા બાળલગ્નની તરફેણમા અને સ્ત્રી સ્વાતન્ત્યની વિરુદ્ધમા નાયક પોતાના વિચારો દર્શાવે છે તે સિવાય, મોટી ઉમરના લગ્ન અને સ્નેહલગ્નની વિરુદ્ધ હોય એવું પુસ્તક શિષ્ટ ગુજરાતી સાહિત્યમાં ભાગ્યે જ મળી આવશે. .

શ્રી રાજેન્દ્ર સોમનારાયણ કૃત 'વિપિન' નામની નવલકથા અપવાદરૂપ ગણી શકાય. એમા કર્તાએ માબાપે ગોઠવેલા લગ્નની તરફેણમા વિસ્તારથી લખ્યુ છે આ નવલકથા તદ્દન સામાન્ય કોટિની હોવા છતા એને કાંઈક મહત્વ પ્રકાશન સમયે મળ્યુ હતું તેથી એના લેખકના લગ્નસંબંધી વિચારો અત્રે ઉતારવા અયોગ્ય નહિ લેખાય—"લગ્નની ગાંઠ બાંધવી આપણે અનુભવી અને વૃદ્ધ માતા પિતાના હાથમા રાખી છે. કેટલાકોએ પોતાના હાથમા રાખી છે. સારૂં કયુ અને નરસું કયુ તે નક્કી કરવું સહેલું નથી. જુવાનીના તોરમાં પડી જઈ આપણે કદાચ ખોટો રસ્તો લઈએ માટે આપણે એ વાત યુવાનોના હાથમા નથી રાખી. પસંદગીમા જેટલી ભૂલ થાય તેટલી માતાપિતાની ખામી. જાણી જોઈને પોતાના પુત્રને યા પુત્રીને કુવામા નાખે તો દોષ તેમને શિર. પછી આપણે તો જન્મ સુધી સહેવું પડે છે, પણ ભૂલ તેથી કદિની કહેવાય નહિ × × પસંદગી યુવાનોના પોતાના હાથમાં હોવાથી તેમની જીંદગી આપણા કરતા સુખી હોતી નથી તે જાણીતી વાત છે. પહેલા તેની પાછળ શીદ થાય છે, તેની પાછળ ગમ્મત કરે છે. × × એ જણ હંમેશ હોય છે તો સ્ત્રી કુળ ...ય છે અને બધાના મન પર સર્વોપરિ સત્તા ભોગવે છે.

એકને હાથ તાળી આપી બીજાની પાછળ ભમે છે × × માબાપને કદાચ એક જગ્યાથી પછાત પડવાનુ આવે તોપણુ બીજે વગ થાય એમ હોય તો એટલુ બધુ દુખ થતુ નથી, છબ્બીનુ કારણુ બહુ રહેતુ નથી જે ફાવે છે તેના પણ પાછળથી ઘણુખરૂ રડાકુટાજ હોય છે મોહ થોડા વખતમા કમી થતો જાય છે, ઉડી જાય છે પાછળથી ઘણો ભાગ પસ્તાય છે ''

હિંદુ સમાજના લગ્નના વિષયમા સ્ત્રીને થતો અન્યાય ઘણા નના લેખકોએ આલેખ્યો છે સામાજિક શૃખલાઓના ભાર નીચે ચપલ, બુદ્ધિમતી કન્યાના જીવનના આદર્શો કેવા કચરાઇ જાય છે તેનું શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની " કુમારના સ્ત્રીરત્નો " માની 'કુસુમના દૌભાગ્યભાવ' એ વાર્તામા તાદૃશ ચિત્ર આપેલુ છે વાર્તાની નાયિકા કુસુમને અખડ કુમારિકા રહેવાના કોડ હતા અને લગ્ન એ દરેક મનુષ્યને અધોગતિએ લઇ જનારૂ છે એમ એ માનતી હતી પરતુ એ બહુજ નાની હતી ત્યારથી એક છેક સામાન્ય કાટિના છોકરા સાથે એનો વિવાહ થયો હતો એનો મિત્ર કુમાર એની દશા જોઇ બહુ અફસોસ કરે છે અને પરમ સત્ય ઉચ્ચારે છે કે " જે દેશમા નારીએ કુમારિકાઓ જાણે જીવતી જ દફન થાય તેને નીરી શી આશા રાખી શકાય ? " +

શ્રી ગોવર્ધનરામે માત્ર અયોગ્ય લગ્નનુ જ ચિત્ર દોર્યું હતુ એમની કુમુદમા માબાપે નક્કી કરેલા લગ્ન સામે વિરોધ ઉઠાવવાની હિમત ન હતી જો કે એ લગ્ન સ્વીકારતા એનુ હૃદય બળીને ખાખ થઇ ગયુ હતુ શ્રી મુનશીની તનમને વિરોધ ઉઠાવ્યો ખરો પરતુ અપર માતા અને મામાની શક્તિ આગળ એ નિરુપાય થઇ ગઇ પરતુ બીજા આધુનિક લેખકો એથી એક પગલુ આગળ ગયા છે શ્રી સાકરલાલ કાપડીયા કૃત " લોહીના વેપાર " એ નવલકથામા નાયિકા

+ કુમારનાં સ્ત્રીરત્નો પૃ ૧૪

જયાના લગ્ન માબાપ એને અણગમતા પુરુષ સાથે ગોઠવે છે અને લગ્ન થાય છે પણ ખરૂ. પણ લગ્નને નિરર્થક (ગેરકાયદેસરનુ) બનાવવા ખાતર બહાદુર જયા અગ્નિની પ્રદક્ષિણા ચારને બદલે એક જ વખત કરી બેસી જાય છે અને જાહેર કરે છે કે સપ્તપદીના મંત્રો ગોર જ બોલ્યો છે, પોતે બોલી નથી એટલે એને પોતાને એ લગ્નવિધિ બંધનકારક નથી. ગોર તો માત્ર દક્ષિણા મેળવવા ઉત્સુક હોવાથી આ સર્વ બનાવો ઉપેર ઢાકપીછોડો કરી લગ્નવિધિ આટોપે છે. જયાને જોરજુલમથી સાસરે મોકલવામા આવતા એ પતિ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવા સ્પષ્ટ ના કહે છે. સાસુ અને વર ઘરમાથી થોડો વખત કાઢી મૂકે છે તો પણ એ ડગતી નથી પતિ બળાતકારે પોતાનો પતિ તરીકેનો હક સ્થાપિત કરવા પ્રયત્ન કરે છે ત્યારે ઘરનો ત્યાગ કરી એક મિત્રનો આશ્રય લે છે. એનો પતિ એનો કબજો લેવા કૉર્ટમા દાવો માંડે છે ત્યારે જયા સાબીત કરે છે કે લગ્નવિધિ સંપૂર્ણ થયો ન હોવાથી લગ્ન ખરૂ ગણી શકાય નહિ. કૉર્ટ એની તરફેણમા મત આપી લગ્નને નિરર્થક ( Void ) ઠરાવે છે, અને જયાને કુમારિકા જાહેર કરે છે. એને આશ્રય આપનાર મિત્ર સાથે એની ઇચ્છા અનુસાર લગ્ન કરવા કૉર્ટ પરવાનગી આપે છે.

આંતરજ્ઞાતીય લગ્નની તરફેણમા કેટલાક ગુજરાતી લેખકોએ વિચારો દર્શાવ્યા છે. સ્વ રણછોડરામ વાવાભાઇની ટુકી કથા "આમદ અને રૂપાદે" મા રૂપાદેની આશ્રયદાતા અને એને ભણાવી સંસ્કારી બનાવનાર રાણીની ઇચ્છા એને મેર્ઈ રજપૂત કુવરાન્ સાથે પરણાવવાની હતી. પરંતુ રૂપાદે પોતાનો બાળસ્નેહી આમદ (અહમદ) જે પાશ્ચાત્ય દેશોમા વિદ્યાભ્યાસ કરી પાછો ફર્યો હોય છે તેની સાથે પરણે છે.

ટુકી કથાઓ અને નાટકો દ્વારા વિવિધ ગુજરાતી સાહિત્યકારોમાં લગ્ન સંબંધમા બહુ જ આગળ પડતા વિચારો દર્શાવેલા છે. બાળલગ્ન અને માબાપે ગોઠવેલા લગ્નનો અનેક વખત તિરસ્કાર કરવામા આવ્યો છે અને સ્નેહલગ્નને જ આદર્શ તરીકે મૂકવામા આવ્યું છે.

બાળલગ્ન એક રીતે નહિ પણ અનેક રીતે હાનિકારક છે એમ વિવિધ લેખકોએ દર્શાવ્યું છે. નાની ઉમરનો પતિ માબાપને આધીન હોવાથી એની પત્નીને સાસુના શારીરિક અને માનસિક ત્રાસ એક-પણ શબ્દ બોલ્યા વિના સહન કર્યા સિવાય છૂટકો થતો નથી. પતિ પોતાની પત્ની પર થતા અત્યાચાર માટે જાહેર રીતે અણુમો સરખો બતાવી શકે નહિ.*

સાસુનો જુલમ કેટલીક વખત એટલી બધી હદ સુધી વધી જાય છે કે યુવાન્ વહુને આત્મહત્યા કરવા સિવાય એમાથી છૂટવાનો બીજો માર્ગ જ રહેતો નથી.०

બાલ્યાવસ્થામા માતૃત્વ પ્રાપ્ત થાય એ બાળલગ્નનુ સૌથી વધારે માઠું પરિણામ છે.

"મારૂ બાળલગ્ન"× એ વાર્તામા નાની વયમા સતતિ પ્રાપ્ત થવાથી યુવાન્ સ્ત્રીની શારીરિક સંપત્તિ કેવી હણાઈ જાય છે તેમજ વિદ્યાર્થી અવસ્થામા પત્ની અને બાળકોની જજાળ વળગવાથી પુરુષની પ્રગતિના કેટલો અવરોધ આવે છે તે બતાવ્યુ છે.

અયોગ્ય લગ્ન એ ઘણુ ખરૂ બાળલગ્નનુ જ પરિણામ હોય છે. "મારૂ લગ્ન"+ એ આત્મકથા રૂપે લખેલી વાર્તામા બાળક પુત્રને પરણાવવાની હોસથી પિતા એના જીવનનો કેવો વિનાશ કરી નાખે છે તેનુ ચિત્ર છે. લેખક કહુ સત્ય ઉચ્ચારે છે કે "મારા પિતાએ પગ માટે જોડા પસદ કરવા માટે વાપરે એટલી કાળજી પણ મારે માટે કન્યા પસંદ કરવામા વાપરી નહિ." આ કાંઈ લેખકની કલ્પના નથી. આપણા દેશના ઘણાએ પિતાઓને એ લાગુ પડે છે. વિદ્યાર્થી

---

* જુઓ "બેધારી તલવાર" ગુણસુંદરી ફેબ્રુઆરી ૧૯૨૪. "કમનસીબ કમળા" ગુણસુંદરી સપ્ટેંબર ૧૯૨૭.

० જુઓ "બલિદાન" ગુણસુંદરી ઓક્ટોબર ૧૯૨૩.

× ગુણસુંદરી જુલાઈ ૧૯૨૭.

+ ગુજરાત કાર્તિક ૧૯૮૦

અવસ્થામાં લગ્ન કરવાની પોતે વિરુદ્ધ હોવા છતાં માબાપની સામે થવાની હિંમત ન હોવાથી એક યુવાનની કેવી દશા થાય છે તેનું ચિત્ર "અધઃપાત"+ નામની વાર્તામાં છે. એને માટે પસંદ કરેલી કન્યા તદ્દન નિરક્ષર હતી અને બન્નેનો સંસાર દુઃખી હતો. યુવાન એક કેળવાયલી ક્રિસ્ચ્યન કન્યા સાથે પ્રેમમાં પડે છે અને એની સાથે આફ્રિકા નાસી જવાનો નિશ્ચય કરે છે. વાર્તાના લેખક શ્રી પ્રાણલાલ દેશાઇ એમ દર્શાવવા ઇચ્છે છે કે આ અધઃપાતનું મૂળ કારણ ગુણદોષ જાણ્યા વિના બાલ્યાવસ્થામાં માબાપે કરેલું લગ્ન જ છે.

આપણાં માસિકોમાં અનેક લેખકોએ એમ દર્શાવવા પ્રયત્ન કર્યો છે કે માબાપે નક્કી કરેલા લગ્ન હંમેશાં નિષ્ફળ જ નીવડે છે. શ્રી મુનશીએ સુકન્યાની પ્રાચીન વાર્તા ઉપરથી ઉપજાવેલા "પુરંદર પરાજય"× નાટકમાં પણ આ જ વસ્તુ બતાવી છે. જૈમિનીય બ્રાહ્મણમાની વાર્તામાં સુકન્યાના પિતાના અનુચરોએ વૃદ્ધ, અંધ ચ્યવન ઋષિને પથરા મારી અપમાન કર્યાના દંડ બદલ સુકન્યાને એ ઋષિ સાથે પરણાવવામા આવી હતી પુરાણની વાર્તામાં એમ આવે છે કે તપ કરતા ઋષિની આસપાસ રાફડો થવાથી અંદર શું છે તે ખબર પડતી ન હતી. અને માત્ર ઋષિની આંખો રાફડામાથી ચળકતી હતી. તેમાં કૌતુક ખાતર સુકન્યાએ સળી નાખવાથી ઋષિ અંધ બન્યા અને પોતાના કૃત્યના પ્રાયશ્ચિત્ત ખાતર જ સુકન્યા ઋષિ સાથે રાજી ખુશીથી પરણી. પરંતુ શ્રી મુનશીએ વાર્તા જુદા જ સ્વરૂપમા મૂકી છે. ચ્યવન ઋષિ ઇંદ્રને તુચ્છ ગણતા હતા. તેથી એમને પ્રસન્ન રાખ્યા હોય તો ઇંદ્રની સામે રક્ષણ મળે એવા હેતુથી જ સુકન્યાના પિતાએ એને ચ્યવન ઋષિ સાથે પરણાવી હતી એમ શ્રી મુનશીની કલ્પના છે.

---

+ ગુજરાત કાર્ત્તિક ૧૯૮૦

× ગુજરાત પુસ્તક. ૧. અંક ૫.

સુકન્યાએ આ લગ્ન સામે વિરોધ ઉઠાવ્યો હતો પણ એને જોરજુલ-મથી ઋષિને ઘેર મોકલવામાં આવી. અશ્વિનો ઉપર મોહિત થઇ ઋષિને છોડી એમની સાથે સ્વર્ગમાં જવા એ તત્પર થઈ હતી. પરંતુ શ્રી મુનશીની અન્ય કેટલીક નાયિકાઓ માફક છેલ્લી ઘડીએ એને પણ નમળાઈ આવી જાય છે. એક પતિત સ્ત્રી એને સતી માની એનું રક્ષણ સોધે છે, તેથી એના મન ઉપર એકદમ અસર થઈ જાય છે અને ખરેખર સતી થવા અને ઋષિની સેવા કરવા નિશ્ચય કરે છે. પિતાએ હેતુપુરઃસર કરેલા લગ્નની નિષ્ફળતા આમ સંપૂર્ણ રીતે બતાવી નથી.

પરંતુ અન્ય લેખકોએ એ નિષ્ફળતા ટુંકામા પણ પૂરા સ્વરૂપમાં બતાવી છે. "નોધારાનો આધાર"*એ વાર્તામાં માબાપ વિનાની અનાથ કન્યાને એની મરજી ઉપરાત એના પાળકો પરણાવી દે છે અને એ કેટલી દુઃખી થાય છે તેનું ચિત્ર છે. "સહીયરની વાત" એ વાર્તામા લેખકે માબાપે કરેલા લગ્નથી બ્હારથી સંતુષ્ટ દેખાતી પરંતુ અંદરથી લગ્ન પહેલા ચાહેલા યુવાનનું નિરંતર સ્મરણ કરતી યુવતીનુ ચિત્ર આલેખ્યું છે. ભૌતિક સુખ સર્વ પ્રકારનું હોવા છતા અંદરથી એ યુવતી સુખી નથી એ લેખકે દર્શાવ્યું છે.

બીજા પણ ઘણા લેખકોએ માબાપે ગોઠવેલા લગ્નને સખત રીતે વખોડયાં છે. એવા લગ્નની નિષ્ફળતાને લીધે સ્ત્રી અનીતિમય જીવન તરફ દોરાય છે એમ પણ કેટલાક લેખકો માને છે.× કન્યાની ઇચ્છાને માન આપ્યા વિના માબાપ દુરાગ્રહથી પોતાની મરજી મુજબ એનું લગ્ન કરી દે તો કન્યા દુઃખી થઇ મૃત્યુ પણ પામે છે એમ પણ કોઈ લેખકો માને છે.+

---

* ગુજરાત પુ. ૧, અંક ૩.

× જુઓ "મોતનો ચરખો" નવયુગ વૈશાખ ૧૯૮૫.

+ જુઓ "કસોટી" નવચેતન મે ૧૯૨૬.

"પ્રજ્ઞા" + નામના શ્રી લલિતમોહન ગાંધીના નાટકમાં એકજ કુટુંબનાં જુદા જુદા પ્રકારના નિષ્ફળ નીવડેલાં લગ્નોનાં ચિત્રો છે. બાલવિધવાનું તેમ જ બાલ્યાવસ્થામાં માતા થવાથી મૃતપ્રાય થઈ ગયેલી સ્ત્રીનું એમાં ચિત્ર છે. વૃદ્ધ પુરુષની યુવાન પત્નીનું પણ એમા વર્ણન છે. રોજ માંદી રહેતી એ સ્ત્રી પોતાના અયોગ્ય લગ્નને લીધે જીવનથી કંટાળી ગઈ હતી. નાયિકા પ્રજ્ઞા સોળ વર્ષની સુખી ચંચળ કન્યા છે. પોતાના કુટુંબમાં આવાં અનેક દુ:ખી લગ્નો જોઈ એ કુમારિકા જ રહેવાનું ઉત્તમ માને છે.

કન્યાવિક્રય અને વરવિક્રયના રીવાજો, તેમજ સાટાંના રીવાજથી કેવી હાનિ થાય છે છે તે અનેક લેખકોએ આલેખી બતાવ્યું છે. "ખાનદાનીને ખાતર×" એ વાર્તામા આર્થિક મુશ્કેલીમાં આવી પડેલો પિતા પુત્રીને વૃદ્ધ વિધુરને-માતાનો સખત વિરોધ છતા-વેચવા તૈયાર થાય છે. દીકરીનુ વેચાણ થએલુ જોવા કરતા મરવાનું પસંદ કરી માતા બળી મરી આપઘાત કરે છે. એના જીવનને ભોગે પિતા પોતાની ભૂલ સમજી લગ્નનો વિચાર બંધ રાખે છે.

"પીયરને પંથે"* જેવી વાર્તાઓ ઉપરથી સમજી શકાય છે કે વરવિક્રયનો રીવાજ કન્યાવિક્રયના જેટલો જ-બલ્કે વિશેષ હાનિકારક છે એમ આપણો લેખકવર્ગ માને છે. પોતાને આશ્રયે પડેલી ભત્રીજીનુ લગ્ન કરતા કાકો પૈસે તદ્દન પાયમાલ તેમ જ લગભગ શ્રમિત મનનો થાય છે તે "પીયરને પંથે" એ વાર્તામા જોઈ શકાય છે. અને શરીરે અને મનથી આટલો પાયમાલ થવા છતા વ્હેવાઈઓને સંપૂર્ણ સંતોષ તો આપી શકતો જ નથી. પરિણામે સાસરામા કન્યાની કેવી ભૂરી દશા થાય છે તેનું ચિત્ર એ વાર્તામા જોઈ શકાય છે. વ્હેવાઈઓની નિરંતર માગણીઓથી કંટાળી અને

+ નવચેતન નવેંબર ૧૯૨૮.

× સુન્દરી સપ્ટેંબર ૧૯૨૧.

* સુન્દરી સપ્ટેંબર ૧૯૨૩.

બીજો કોઇ માર્ગ ન સૂઝવાથી લૂંટ કરવાના નિશ્ચય ઉપર આવતા માણસનું ચિત્ર અતિશયોક્તિ ભરેલું નથી જ. સાસરીયાંના ત્રાસથી ન્હાસી આવેલી પોતાની લાડકી ભત્રીજીનું અંધારામા અજાણપણે લૂંટ ખાતર ખૂન કરતા, અને પરિસ્થિતિનું ભાન થતાં હૃદયને આઘાત લાગતાં મૃત્યુ પામતા કાકાની કથા વાંચતાં વરવિક્રયના રીવાજની ભયંકર અધમતા નજર સમક્ષ ખડી થાય છે.

વરવિક્રયનો રીવાજ ઘણું ખરૂં કુલીનશાહીના રાજ્યમા જ ફાલે છે. " વાક વિધાતાનો "* એ વાર્તામા 'કુળવાન' વર સોધવાની ઘેલછામાં મોટી પહેરામણી આપીને પણ માબાપ કેવો નાલાયક જમાઇ સોધે છે તેનું ચિત્ર આપ્યુ છે. વર કેવળ બદમાશ નીકળ-વાથી કન્યાનું જીવન દુઃખોની પરંપરા સિવાય બીજું કશું નથી એ પણ એમાં બતાવ્યુ છે.

પહેરામણીના રીવાજમાથી સાટાના રીવાજનો ફણગો ફુટયો છે. ઘણી વખત પૈસા આપવા કરતા પણ સાટામા વધારે હાનિ થાય છે. " ભીખારણ " નામની કરુણ કથામા એ રીવાજનું અનિષ્ટ પરિણામ સુંદર રીતે આલેખ્યુ છે. જન્મથી જ અનાથ થયેલી વાર્તાનાયિકાને દયાહીન કાકાએ માત્ર અઢી વર્ષની ઉંમરે સાટામા–પોતાને કન્યા મળે એ હેતુથી–પરણાવી હતી અને લગ્ન પછી ત્રણ જ મહિને એ વિધવા બની હતી. ઉમર વધતા એની વિપત્તિઓ પણ વધતી ગઇ. છેવટ્રે અનીતિનો ખોટો આરોપ લાવી ભાઈ ભોજાઇએ એને કાઢી મૂકી અને બીજો રસ્તો ન હોવાથી એ રસ્તાની ભીખા-રણ બની. આ સર્વ સાટાના જ રીવાજનું પરિણામ છે એમ લેખક દર્શાવે છે.

અસમાન લગ્નોને અનેક લેખકોએ વખોડયાં છે. " ખાટકી "+ નામની વાર્તામા લેખિકાએ માત્ર દોઢ વર્ષની કન્યાનુ સગપણ

* ગુણસુંદરી એપ્રિલ ૧૯૨૯.
+ ગુણસુંદરી સપ્ટેંબર ૧૯૨૮.

ચાળીસ વર્ષના વિધુર સાથે થયેલું દર્શાવ્યું છે. આ કદાચ અતિશયોક્તિ કહી શકાય—જોકે છેક અસંભવિત નથી.× આવું સગપણ કરનાર કન્યાની માતાને લેખિકા 'ખાટકી' કહે છે તેથી એમનો એવા કૃત્ય તરફનો તિરસ્કાર જણાઈ આવે છે.

જ્યાં વરકન્યાની ઉંમરમાં બહુ મોટો તફાવત હોય ત્યાં હમેશાં કન્યાને વ્હેલી પરણાવવાની અને સાસરે મોકલવાની ઉતાવળ કરવામાં આવે છે. " વ્યાધિ "+ નામની વાર્તામાં એવાં લગ્નથી થતી હાનિનું ચિત્ર આપ્યું છે. પાત્રીસ વર્ષના વર સાથે અગીઆર વર્ષની કન્યાને પરણાવી એકદમ સાસરે મોકલવામાં આવતા કન્યા કેટલી શારીરિક અને માનસિક પીડા ભોગવે છે તે લેખકે બતાવ્યું છે. છેવટે દુઃખ અસહ્ય બનતાં કન્યા મૃત્યુ પામે છે.

આંતરજ્ઞાતીય અને આંતરજાતીય લગ્નોને પણ ઘણા લેખકોએ પુષ્ટિ આપી છે. " દુર્ભેદ્ય દુર્ગ " નામની શિવાજીના સમયની વાર્તામાં જોરજુલમથી મુસલમાન બનાવેલા મરાઠા સરદાર સાથે શિવાજીની પુત્રી સકુબાઈને પરણાવવાનું જીજીબાઈ ( શિવાજીની માતા ) નક્કી કરે છે. જીજીબાઈ માને છે કે પોતાની મરજી ઉપરાંત બળાત્કારે મુસલમાન બનાવવામાં આવેલો માણસ અંતઃકરણથી તો હિન્દુ જ રહે છે. અને તેથી એને હિન્દુ જ ગણવો જોઇએ. અને આ માન્યતાને પ્રતિષ્ઠાપિત કરવા માટે જ પોતાની પૌત્રીનું લગ્ન એની જોડે નક્કી કરે છે.

" અનુલોમ વિરુદ્ધ પ્રતિલોમ " * એ નામવાળી વાર્તામાં હમણાંની ગ્રેજ્યુએટ પુત્રીને પરણવાની એક બ્રાહ્મણ ના કહે છે. પરંતુ કેળવાયલી નાગર કન્યા સાથે લગ્ન કરે છે. લગ્ન થયા પછી

× હમણાં જ સાત વર્ષની કન્યાનું ૫૪ વર્ષના વર સાથે થઈ લગ્ન અમદાવાદની શારદા કાયદા સમિતિએ અટકાવ્યું હતું

+ ગુણસુંદરી સપ્ટેંબર ૧૯૨૮.

* ગુજરાત શ્રાવણ ૧૯૮૧.

ખબર પડે છે કે એ કન્યા નાગરની નહિ પણ કણબીની છે. નાગરોએ એક વખત જ્ઞાતિના અભિમાનમા એક કણબીનું અપમાન કર્યું હોવાથી એણે નાગરો પર વેર વાળવાની પ્રતિજ્ઞા લીધી હતી અને તેથી જ નાગર તરીકે ફરી બધા નાગરો સાથે ભોજનવ્યવહાર રાખી એમને ભ્રષ્ટ કર્યાનો સંતોષ લીધો હતો. તેની જ એ પુત્રી હતી. પરંતુ વાર્તાનાયક હવે સમજ્યો હતો કે ચારિત્ર્યનો આધાર જ્ઞાતિ ઉપર નથી અને તેથી કણબીની કન્યા પરણવા છતા પોતાને દુઃખી માનતો નથી.

સ્નેહલગ્ન એ જ સાચું લગ્ન છે એમ દર્શાવનારી વાર્તાઓ ગુજરાતી માસિકોમા અનેકાનેક છે. માબાપ પોતાના સંતાનોના સ્નેહસંબંધમાં વિક્ષેપ પાડે તેથી કેટલા અનિષ્ટ પરિણામો નીપજે છે તે અસંખ્ય વાર્તાઓમા બતાવેલુ છે.*

યુવાનોએ માતાપિતાની સ્ખલગિરી સહન ન કરી લેતા તે સામે બળવો જગાડવો જોઇએ એમ પણ ઘણા લેખકોએ સૂચન કરેલું છે. "ઉડી ગઇ" × એ વાર્તામા માતા વિનાની પણ પિતાએ સારી કેળવણી આપેલી કન્યાની કથા છે. પિતા મૃત્યુ પામતા કોઇને આશ્રયે કન્યાને રહેવું પડે છે કોઇ પોતાના પુરાણા વિચારોને અનુસરી એનુ લગ્ન એક વૃદ્ધ સાથે નક્કી કરે છે. પણ કન્યા એક યુવાન્ સાથે પ્રેમમા હોય છે અને વૃદ્ધ સાથે પરણવા કરતા ઘર તજી ચાલ્યા જવું પસંદ કરે છે. અકસ્માત્ જ પોતાનો પ્રેમી મળી જતા એની સાથે પરણે છે.

'આગ'+ એ વાર્તામા નાયિકા રૂપા પોતાના પિતાના ખેતરમા

* થોડાં દૃષ્ટાંતો—'પેલુ પોસ્ટ કાર્ડ' ગુણસુંદરી, સપ્ટેંબર ૧૯૨૮; 'બલિદાન' ગુણસુંદરી, જુન ૧૯૨૯; 'સાજન' ગુણસુંદરી ઓગસ્ટ ૧૯૨૯, 'દંસા,' ગુજરાત અષાડ ૧૯૭૯, 'ગાલીચો' શારદા ઓક્ટોબર ૧૯૨૪.

× ગુજરાત કાર્તિક ૧૯૮૦.

+ નવયુગ, શ્રાવણ ૧૯૮૫

સાથી તરીકે રહેવા રૂડા સાથે પ્રેમમા હોય છે પરતુ રૂડો વિધવા અનૌરસ પુત્ર હોવાથી પિતા એમના લગ્નમા સમતિ આપતો નથી, ઞ રૂડાને નોકરીમાંથી કાઢી મૂકે છે પરતુ યુવાન્ યુગલ પોતાના પ્રેમ દૃઢ હતુ અને રૂપાનો પિતા બીજા પુરુષ સાથે એનુ લગ્ન કરવા તૈયારી કરે છે એમ ખબર પડતા બન્નેએ સાથે જતા રહેવા નિશ્ચય કર્યો નાસી જવાની તક મેળવવા તેમ જ પિતા પર વેર લે માટે રૂપાએ પિતાના ઘરને આગ લગાડી અને પોતાના પ્રેમી સા ચાલી નીકળી

ઉપરની બન્ને વાર્તાઓમા કન્યાએ બળવો કર્યાની કથા છે પરતુ પોતાના કે કન્યાના માતાપિતાની સામે બળવો કરતા યુવકોન ચિત્રો પણ ઘણી વાર્તાઓમા છે "ધારાનો અનાહકાર" + એ વાર્તામા યુવાન્ વકીલ પોતે જે કન્યાને ચ્હાતો હતો તેના પિતાને પોતાના કાયદાના જ્ઞાનથી મુઝવી નાખી છેવટે એની પાસે લગ્નને હા કહેવડાવે છે, જોકે પિતાની મરજી એની સાથે પોતાની કન્યા પરણાવવાની બીલકુલ ન હતી

"રાજસખા" * એ વાર્તામા એક રાજાએ પોતાના મિત્ર રાજાને વચન આપ્યુ હતુ કે પોતાના ગાદીવારસને એ મિત્રની કન્યા સાથે પરણાવશે પતુ યુવાન્ રાજકુમાર એક ગ્રામ્ય કન્યા સાથે પ્રેમમા હોવાથી પિતાની ઇચ્છા અનુસાર વર્તવાની ના કહે છે પરતુ પિતાનું વચન જાય નહિ માટે પોતાના નાના ભાઇને ગાદીવારસ ઠરાવી એને પિતાના મિત્રની કન્યા જોડે પરણાવે છે અને પોતે તો પોતે ચ્હાતો હતો તેજ ગ્રામ્ય કન્યાને પરણે છે

પરણેલી કન્યાને પણ પિતાએ પસદ કરેલો પતિ છોડી બીજા સાથે પ્રેમમા પડવાનો હક છે એમ કેટલાક લેખકો માને છે એવુ

---

+ ગુણસુંદરી નવેબર ૧૯૨૪

* શારદા જુલાઈ ૧૯૨૫

'સ્નેહવશ'* નામની વાર્તા ઉપરથી જણાય છે. રાજકન્યા કેસરનું એક વાઘેલા રાજના ખાંડા સાથે લગ્ન થયું હતું. કન્યાને લઈ ખાંડા સાથેની જાન પાછી જતી હતી તે વખતે રસ્તામાં એક બીજા સુંદર યુવાન રાજાને જોઈ કેસર એની સાથે પ્રેમમાં પડે છે અને પોતાની સાથેના માણસોને ખબર પડવા દીધા સિવાય એની સાથે પરણી જાય છે. વાઘેલા રાજાને ખબર પડતા કેસરના પતિના રાજ્ય ઉપર આક્રમણ કરે છે. પતિ યુદ્ધમાં મરાતા કેસર સતી થાય છે પણ વાઘેલાને ત્યાં જતી નથી. ખાંડા સાથે લગ્ન થયું તે વખતે કેસરને વાઘેલા માટે પ્રીતિ કે અપ્રીતિ એકે ન હતા, એટલે લગ્ન વખતે એણે કોઈ પ્રકારનો મત દર્શાવ્યો ન હતો, કે મન કર્યું ન હતું

આ પ્રમાણે ગુજરાતી માસિકોમાંના વાર્તા સાગરમાંથી દૃષ્ટાંત તરીકે થોડી વાર્તાઓ જોઈ. એ સર્વ ઉપરથી જણાય છે કે ગુજરાતના લેખકોનું માનસ સ્નેહલગ્ન અને મોટી વયના લગ્નની તરફેણમાં સર્વથા છે. અસમાન લગ્નો કે પૈસાની લેવડદેવડ ખાતર થતા લગ્નો પર એક સરખો તિરસ્કાર દર્શાવાયો છે. ગુજરાતમાં સૌથી લોકપ્રિય ગણાતા માસિકોમાંથી ઉપરની સર્વ વાર્તાઓ લીધી છે અને તે ઉપરથી સમજી શકાય છે કે ગુજરાતની વાચક પ્રજા એવા આગળ પડતા વિચારોને સત્કારે છે. નવી પ્રજાનુ માનસ ઘડવામાં આવા આગળ પડતા વિચારોવાળા લેખો મહત્વભૂત થાય અને એ પ્રજા ચાલુ રીવાજો સામે બળવો કરતા શીખે તો ભવિષ્યનો ગુજરાતી સમાજ કાંઈક ઉચ્ચતર થશે એમ આશા રાખી શકાય.

---

* શારદા, જુલાઈ, ૧૯૩૪.

# પ્રકરણ ૮.

## કુટુંબ સંસ્થા.

### ખંડ ૧.

### પ્રાચીન હિંદનું કૌટુંબિક જીવન.

કૌટુમ્બિક જીવન એ એક સામાજિક સંસ્થા છે પરંતુ સ્ત્રી તેમજ પુરુષને સંસારમાં સૌથી પ્રિય વસ્તુઓમાંની એક છે આપણા દેશમાં કુટુમ્બસંસ્થાનું જે અર્વાચીન સ્વરૂપ છે તે મનુષ્યરચિત નથી પણ સંજોગોથી ઘડાઈને બનેલું છે પ્રાચીન સમયની કુટુમ્બસંસ્થાનો વિવેચક દૃષ્ટિએ અભ્યાસ કરવાથી હાલનું સ્વરૂપ વધારે સ્પષ્ટ રીતે સમજી શકાશે વળી એ સમયના જીવન વિષે સાચી હકીકત પ્રાપ્ત કરવાથી ભવિષ્યનું જીવન ઘડવામાં ઘણી સહાયતા મળે છે

લગ્નવ્યવસ્થાની માફક કુટુમ્બસંસ્થાના વિષયમાં પણ વેદના સમય વિષેની હકીકત છુટા છવાયા ઉલ્લેખો ઉપરથી જ એકઠી કરવી પડે છે લગ્નના વિષય કરતા પણ કુટુમ્બ વિષે બહુ થોડા ઉલ્લેખ મળી આવે છે

વેદના સમયમાં કુટુમ્બસંસ્થા નિયમિત રીતે સ્થાપિત થયેલી હતી એમાં તો કાંઈ શક છે જ નહિ કુટુમ્બના જુદા જુદા માણસો વચ્ચેના સમ્બંધ વિષે તથા તેમની પદવી વિષે ઘણે ઠેકાણે લખેલું છે શતપથ બ્રાહ્મણમાં એક જગાએ લખ્યું છે કે—“ વિશુવત્ (યજ્ઞ ) કરતા અગાઉ, પહેલા અભિપુત્વ અને પછી પૃષ્ય કરે છે કારણ કે અભિપુત્વ એ પુત્ર નિર્દેશક અને પૃષ્ય પિતા નિર્દેશક છે અને જીવનની શરૂઆતમાં પુત્રો પિતાને આધારે જીવે છે વિશુવત્ કર્યા પછી પ્રથમ પૃષ્ઠ અને પાછળથી અભિપુત્વ કરે છે કારણ કે જીવનના પાછલા ભાગમાં પિતા પુત્રોને આધારે જીવે છે અને જે આ જાણે છે તેના પુત્રો આરંભમાં એના ઉપર આધાર રાખે છે ”

આ ઉપરથી જણાય છે કે પિતા અને પુત્રોનો આર્થિક સંબંધ આજે છે તેવો જ વેદના સમયમાં પણ હતો.

કોઈ પણ વ્યક્તિ ધારણ કરી શકે તે કરતાં ઘણી વધારે શક્તિ કુટુંબનો ઉપરી ધારણ કરે છે એમ એ સમયમાં મનાતું. પુત્રને પિતાની આજ્ઞા આજની પેઠે જ કાંઈ પણ વાદવિવાદ કર્યા વિના માનવી પડતી. ઋગ્વેદમાં અગ્નિની સ્તુતિ કરતા એક ઠેકાણે લખેલું છે કે "જે એનો શબ્દ સાંભળે છે તે બધા એની ઇચ્છા ત્વરાથી પૂરી પાળે છે—પિતાની આજ્ઞા પુત્ર પાળે તેમ." પિતાની આવી સર્વશ્રેષ્ઠ પદવીનું મૂળ કારણ ઘણે ભાગે એનું શારીરિક બળ હશે. પુત્રની આજ્ઞાધીનતાના બદલામાં પિતા પણ પુત્ર તરફ સ્નેહભર્યું વર્તન રાખતો. શતપથ બ્રાહ્મણમાં આ પ્રમાણે શબ્દો નજરે પડે છે. "જેમ પિતા પુત્રો તરફ માયા રાખે છે તેમ તું પણ માયાળુ થજે. એટલે જેમ પુત્રો પ્રત્યે પિતા મૃદુ અને સ્નેહાળ બને છે તેમ તું પણ સ્નેહાળ બનજે."

"પ્રજાપતિ પોતે જ આ (અગ્નિ) ને પોતાના પ્રિય પુત્ર પેઠે છાતીએ ચાંપે છે. જે આ (વાત) જાણે છે તે પોતાના પ્રિય પુત્રને અતી સરસો ચાંપે છે." જે પિતા પુત્ર તરફ નિષ્ઠુર વર્તન રાખે તેના ઉપર તિરસ્કાર બતાવાતો એમ ઐતરેય બ્રાહ્મણમાના કેટલાક શબ્દો ઉપરથી જણાય છે. એ સમયમા પણ આજની પેઠે કેટલાક પુત્રો એવા હતા કે પિતાનું વૃદ્ધાવસ્થામા અપમાન કરતા કે એકલો મૂકી આવ્યા જતા. અથર્વવેદમા એક જગાએ નીચેના શબ્દો નજરે પડે છે. "હે અગ્નિ, યજ્ઞ (નું બલિદાન) ખાવા બધા એકેએક પિતાઓને લાવ—દટાયલા, કાઢી મૂકેલા, અગ્નિથી બળી ગયેલા અને એકલા મૂકી દીધેલા."

પુત્ર પિતાની લૌકિક ઉપરાંત આધ્યાત્મિક સંપત્તિનો પણ વારસ બનતો. જ્યારે પિતા મૃત્યુશય્યા ઉપર હોય ત્યારે પુત્રને બોલાવીને કહેતો કે "મારી પાંચે ઇંદ્રિયો, મારી કાર્યપરતા, સુખ,

આનંદ, જ્ઞાન, મન એ સર્વ તને આપું છું"; અને પુત્ર જવાબ દેતો કે "હું એ સર્વ ગ્રહણ કરૂં છું." આ પ્રમાણે શબ્દો બોલાયા પછી જો કદાચ પિતા માંદગીમાંથી બચે તો એને પુત્રની આજ્ઞામાં રહેવું પડતુ, કારણ કે કુટુંબને ચલાવવાની આધ્યાત્મિક શક્તિ એણે પુત્રને આપી દીધી ગણાતી.

ઋગ્વેદ ઉપરથી જણાય છે કે પુત્ર પિતાથી સ્વતંત્ર હોય તો પણ, વિપત્તિ વખતે જેમ મનુષ્યો ઈશ્વરની સહાયતાની આશા રાખે તેમ, પિતાની સહાયતાની આશા રાખી શકતો. મોટી વયના પુત્રને પણ પિતા જુગાર વિગેરે અપકૃત્યો માટે શિક્ષા કરી શકતો. ઋગ્વેદમાં એક કથામાં આવે છે કે ઋજ્રાશ્વે સો ઘેટાંને મારી નાખ્યાં તેથી એના પિતા વૃષગિરે એને અંધ બનાવી દીધો. શારીરિક શક્તિ માટે પિતાને અપાતા માને ધીમે ધીમે પિતાને સર્વાધિકારી બનાવી દીધો હતો.

કુટુંબમાં પુત્રની પદવી જેમ સ્પષ્ટ બનાવી છે તેમ પુત્રીની બનાવેલી નથી. પુત્રી વિષે ક્વચિત્ જ ઉલ્લેખ નજરે પડે છે. જે થોડી ઘણી માહિતી મળે છે તે ઉપરથી જણાય છે કે પુત્રીની સ્થિતિ કાંઈક પરાધીન હતી. પિતા મૃત્યુ પામે કે શારીરિક નિર્બળતાને લઇ કુટુંબનાયક મટી જાય તો પણ પુત્રી સ્વતંત્રપણે વર્તન કરી શકે નહિ. ભાઈ ભોજાઈ ને આધારે જ એને રહેવું પડતું. વ્યાવહારિક બાબતોમાં તેમ જ સોમરસ પીવામાં ભાભીઓને નણંદ ઉપર પ્રાધાન્ય મળતું ભાભી વંશવૃદ્ધિ કરે પણ નણંદ તો પરણીને પારકું કુટુંબ ઉજાળે એ ભાવનાથી જ નણંદની પદવી ઉતરતી ગણાતી હશે.

માતાની પદવી કેવી હતી તે વિષે બરાબર માહિતી મળતી મળતી નથી. વંશવૃદ્ધિ કરનાર તરીકે એના તરફ કાંઇક માનની દૃષ્ટિથી જોવાતું એમ લાગે છે. ગૃહકાર્યો વિષેના વર્ણનમાં માતાને (ખાંડવાના ?) પથ્થર ઉપર અનાજ નાખતી વર્ણવી છે, એટલે તે સામાન્ય રીતે ઘરના કામકાજમાં ગુંથાયેલી રહેતી હશે એમ

જણાય છે. પરંતુ પિતા તરફ જે અસાધારણ માનવૃત્તિ બતાવવામાં આવતી તેવી માતા તરફ બતાવવામા આવતી હોય એમ લાગતું નથી મગાનાં નામ ગણાવતી વખતે કોઈ વખત માતાનું નામ પિતાની પહેલાં અને કોઈ વખત પછી આવે છે. પણ આવા ઇશારા માત્ર ઉપરથી કોઇ નિશ્ચિત અભિપ્રાય બાંધી શકાય નહિ

પુત્રવધૂને સસરા તરફ માનદષ્ટિથી જોવું પડતું. પણ હાલની પેઠે એની સ્થિતિ કેવળ પરાધીન હતી કે નહિ તે ખબર પડી શકતી નથી.

સ્મૃતિઓમા વર્ણવેલી સ્થિતિ કરતા વેદના સમયમા પત્નીની પદવી ઘણી વધારે ઉચ્ચ હતી સસ્કૃત સાહિત્યમા " દંપતી " શબ્દનો અર્થ પતિ અને પત્ની એવો થાય છે. પરંતુ વેદમા એ શબ્દ વિવિધ અર્થમા વપરાયો છે. એક જગાએ " ઘરનો રક્ષક " એવા અર્થમા અગ્નિને માટે વપરાયો છે. પરંતુ બીજી જગાએ " ગૃહના સ્વામિઓ " તેમજ પતિ અને પત્ની એવા અર્થમા પણ વાપરવામા આવ્યો છે. જ્યા જ્યા " પતિ અને પત્ની " એવા અર્થમાં વાપરવામા આવ્યો છે ત્યા શરીર અને આત્માના ઐક્યને અને લગ્નથી પ્રાપ્ત થતા સુખને મહત્વ આપવામા આવ્યું છે દેવોની આરાધના કરતી વખતે કે યજ્ઞ કરતી વખતે પણ પત્ની એ પતિનું એક અંગ જ ગણાતી. આ ઉપરથી સમજી શકાય છે કે પત્ની માત્ર કામ કરનારી દાસી ન હતી. સ્વર્ગપ્રાપ્તિ માટે પણ પત્નીની સગતિ ઇષ્ટ ગણાતી જો પત્ની સાથે ન હોય તો પુરુષ સ્વર્ગમા જવા માટે સંપૂર્ણ રીતે યોગ્ય ગણાતો નહિ.

પરિણીત જીવનના કોમળ ભાવો પણ એ સમયમા અજાણ્યા ન હતા, વીસમી સદીમા પત્ની પતિનુ આકર્ષણ કરવા દેહને શણગારે છે તેમ એ સમયમા પણ કરતી–માત્ર શણગારની છટા જુદા પ્રકારની હતી. અગ્નિની પ્રાર્થના કરતા ઋષિ વામદેવ કહે છે કે

" પતિભક્ત પત્ની પતિને પ્રસન્ન કરવા સુશોભિત વસ્ત્રો મને છે તે મુજબ સુશોભિત કરેલી વેદી ઉપર દેવ ! તમે પધારો "

વેદના સમયમા આર્ય કુટુબ કુલપતિની મત્તાવાળુ (Patriarchal) હતુ પિતા જ કુલપતિ હોય એવુ હમેશા બને નહિ, કારણકે 'પિતા' અને 'ગૃહપતિ' એ બે જુદા જુદા કેટલેં જગાએ ગણાવેના છે પિતામહ અથવા પિતાનો મોટો ભાઇ કો વખત 'ગૃહપતિ' ગણાતો હશે આથી લાગે છે કે સંયુક્ત કુટુ બહુ મોટુ હશે " વળી ગોઠ પણ પ્રજાના ઇતિહાસના સૌથી પ્રાથમિક કાળમા, જ્યારે સુસ્થાપિત રાજ્યનો ઉદય થયો ન હોય ત્યારે કુટુબ એ એક જ સામાજિક મડળ હોય છે અને તેથી કુટુબ વિખેરી દેવામા ન આવે એ જ સભવિત છે કારણ કે એક્ત્ર રહેવાથી જ પ્રજાનુ યુદ્ધકૌશલ્ય અને પ્રજાકીય વ્યવસ્થા જળવાઈ રહે આ બન્ને વસ્તુઓ ઋગ્વેદના સમયમા બહુ ઉચી કક્ષાએ પહોચેલી હતી એમ જણાય છે અને તેથી એમ માની શકાય કે કુટુબો પણ બહુ મોટા હશે "* નપ્ત (પૌત્ર) અને નપ્ત્રી (પૌત્રી) ને કુટુબના માણસો તરીકે ગણાવ્યા છે એટલે કુટુબ મોટુ અને અવિભક્ત હશે એમ જણાય છે

" જ્ઞાતિ " શબ્દનો અર્થ સગપણ થતો ઋગ્વેદના શરૂઆતના ભાગમા એક કુટુબના, એક જ ઘરમા રહેના માણસો એ અર્થમા જ 'જ્ઞાતિ' શબ્દ વપરાયો છે ઇદ્રનુ આવાહન કરતા એક ઋષિ 'અમારા' મર્ત્યનો રક્ષક એ રીતે સબોધન કરે છે અને 'અમારા' એટલે પ્રાર્થના કરવા ભેગા થયેલા કુટુબીજનોનો એમ સૂચન કરતા એ સર્વ માટે 'જ્ઞાતિ' શબ્દ વાપરે છે પરતુ "વિશ્વેદેવો"ની સ્તુતિમા 'જ્ઞાતિ' શબ્દ બધા સગા-માત્ર એક પિતાના સંતોનો નહિ-એ અર્થમા વાપરવામા આવ્યો છે -" જેમ જ્ઞાતિ (સગા)

* પી સી બસુ કૃત Indo Aryan Polity પૃ ૧૧.

અમારા ઉપર સ્નેહ રાખે છે તેમ હે વિશ્વદેવો, તમે અમારા ઉપર સ્નેહ રાખો. "

નિશ્ચિત થયેલા સગપણ વિષે વિવિધ ઉલ્લેખ જોતા લાગે છે કે વેદના સમયમા કુટુંબસંસ્થા સંપૂર્ણ રીતે સ્થાપિત થઈ સ્થિર થએલી હતી. વિવાહમંત્રમા કન્યાને સસરા, સાસુ અને દીયર જેઠ તરફ ઉચિત વર્તન રાખવાની અને નણંદો ઉપર સત્તા ચલાવવાની સૂચના આપવામા આવી છે

હિન્દુ સંયુક્ત કુટુબનું અધ:પતન ધર્મસૂત્રોના સમયથી શરૂ થયુ કુટુબના ઉપરીની એટલે પિતા કે પતિની સત્તા એના રક્ષણ નીચે રહેતા કુટુંબીઓ ઉપર જોહુકમી ચલાવવા લાગી પ્રાથમિક સમાજમા સલામતી અને રક્ષણ ખાતર 'ગૃહપતિ' ને આપવામા આવેલી સત્તાનો દુરુપયોગ કરી એ બીજા કુટુબીઓનો નિરંકુશ હાકેમ થઈ બેઠો

કેટલાક સૂત્રકારો તો એટલે સુધી કહે છે કે પિતાને પુત્ર કોઇને આપી દેવાનો, વેચવાનો કે તજી દેવાનો પણ હક છે માત્ર આપસ્તંબ આ હક નથી સ્વીકારતો

પુત્રી પિતાને તદ્દન આધીન હતી અને પુત્રી છેક બાલ્યાવસ્થામા હોય ત્યારે એને પરણાવી દેવી એ પિતાનો હક હતો—બલ્કે પિતાની ફરજ હતી જોકે પુત્રી વેચવાનો અધિકાર ન હતો બૌધાયન કહે છે કે " જે દુષ્ટ પુરુષો લોભને વશ થઈ પૈસા ખાતર પુત્રી આપી દે છે, અને આમ કરી પોતાની જાત વેચી અપરાધી બને છે તેઓ (મૃત્યુ પછી) બહુ ભયકર શિક્ષાના સ્થળમા પડે છે અને પોતાની સાત પેઢીઓનો વિનાશ કરે છે. વળી તેઓને વારવાર જન્મ મરણનો ફેરો રહે છે " આ પ્રમાણે કન્યાવિક્રય કરનારનો બૌધાયન સર્વથા તિરસ્કાર કરે છે પુત્રી માટે પૈસાના સાટા કરનાર માણસ પોતાનુ પુણ્ય વેચે છે એમ પણ એની માન્યતા છે

સંતાનોને માતપિતા તરફ અત્યંત પૂજ્યભાવ બતાવવો પડતો. દરરોજ માતાપિતા મળે ત્યારે સંતાનોએ એમનો ચરણસ્પર્શ કરવો એમ સૂત્રકારો કહે છે. મુસાફરીએથી આવ્યા પછી પણ એ જ પ્રમાણે કરવાનું સૂચન છે. મોટા ભાઈ તેમજ માબાપના મોટી ઉંમરના સગા પ્રત્યે પણ નાનાએ એ જ પ્રમાણે વર્તન રાખવું એમ સૂત્રોમા કહેલુ છે.

પુત્રોની પિતાને માન આપવાની ફરજ હતી, છતા પિતાએ યોગ્ય વર્તન રાખી પોતાનુ ગૌરવ પણ જાળવવાનુ હતુ. જો પિતા અનુચિત વર્તન રાખે તો એનો ત્યાગ કરવાનો પુત્રોને અધિકાર હતો. જે પિતા રાજવધ કરે, શૂદ્રો માટે અથવા શૂદ્રો પાસેથી પૈસા લઈ પોતાને માટે યજ્ઞ કરે, અપાત્રને વેદનું અધ્યયન કરાવે, વિદ્વાન્ બ્રાહ્મણને મારી નાખે, નીચ ગણાતા વર્ણના માણસો સાથે વસે કે નીચ ગણાતા વર્ણની સ્ત્રીઓ સાથે અયોગ્ય સંબંધ રાખે તેનો પુત્રોએ ત્યાગ કરવો એમ ગૌતમ કહે છે. વસિષ્ઠના મત અનુસાર જ્ઞાતિથી બહિષ્કૃત થવા જેવો ગુન્હો કરનાર પિતાનો પુત્રે ત્યાગ કરવો જોઈએ પણ માતા પુત્રને માટે કદિ પણ ત્યાજ્ય બનતી નથી. બહિષ્કૃત થયેલા માબાપનું પણ પુત્રોએ પોષણ તો કરવુ જ જોઇએ અને કોઈ પણ સયોગોમા એમના તરફ અયોગ્ય વર્તન ન રાખવું જોઇએ એમ ગૌતમની માન્યતા છે. પણ એવા માતા-પિતાની મીલ્કત ન ગ્રહણ કરવી જોઇએ એમ એ માને છે.

સૂત્રકારોને સ્ત્રીજાતિ માટે માનની લાગણી અલ્પ છે. સ્મૃતિ-ઓમા વારંવાર નજરે પડતા " **न स्त्री स्वातंत्र्यमर्हति** " "સ્ત્રી સ્વતંત્રતાને લાયક નથી " એ વાક્યનું મૂળ ધર્મસૂત્રોમા જ છે. સ્ત્રી કદિ પણ સ્વાધીન હોઈ શકે નહિ અને પુરુષો એના માલિક છે એમ સર્વ સૂત્રકારો માને છે. વસિષ્ઠ અને બૌધાયન માને છે કે સ્ત્રીએ બાલ્યાવસ્થામા પિતાના, યૌવનમા પતિના અને વૃદ્ધાવસ્થામા પુત્રના રક્ષણમાં રહેવું જોઇએ. બૌધાયન કહે છે કે

"આમા સ્વાધીનતા નથી ×× સ્ત્રી સ્વતંત્રતાને લાયક જ નથી. વેદો કહે છે કે તેથી જ સ્ત્રીઓને શક્તિહીન અને ભાગ વગરની+ ગણવામા આવી છે "

પતિને પ્રસન્ન કરવો એ જ સ્ત્રીના અસ્તિત્વનો હેતુ મનાતો. બૌધાયન કહે છે કે "જે સ્ત્રીઓ પતિને રુચતા કામ કરે છે તે સ્વર્ગમા જશે પરંતુ પતિ તરફના કર્તવ્યનો ભગ કરવા માટે ક્રૂરપર પ્રાયશ્ચિત્ત કરવુ જોઈએ '

લગ્ન પછી દસ વર્ષ સુધી સ્ત્રીને સતતિ ન થાય તો એનો પતિ એનો ત્યાગ કરી શકે એમ સૂત્રકારો કહે છે જે સ્ત્રીને માત્ર પુત્રીઓ જ હોય તેનો લગ્ન પછી બાર વર્ષે અને જેના બધા સતાન મરી જતા હોય તેનો પદર વર્ષે ત્યાગ થઈ શકે પરતુ લડકણી સ્ત્રીનો તો એકદમ જ ત્યાગ થઈ શકે આધુનિક અમેરિકાના સ્વભાવની અસમાનતા (incompatibility of temperament) માટે લગ્નભગની રજા આપતા કાયદાને આપણે બહુ ઉચ્છેદક માનીએ છીએ પણ લડકણી સ્ત્રીનો એકદમ ત્યાગ કરવાનો સૂત્રકારોનો કાયદો એટલો જ બલ્કે વિશેષ ઉચ્છેદક હતો કારણકે એમા કાયદાની અદાલતમા કશુ સાબીત કરવાનુ ન હતુ કે સ્ત્રીને પોતાનો પક્ષ રજુ કરવાની તક ન હતી પતિ લડકણી માને તો એકદમ સ્ત્રીનો ત્યાગ કરી શકે સ્ત્રી અમુક સંયોગોમા પતિનો ત્યાગ કરી શકે એવુ એક પણ ધર્મસૂત્રમા લખ્યુ નથી

શૂદ્ર સાથે અથવા પતિના ગુરુ કે શિષ્ય સાથે અનુચિત સબધ રાખવા માટે અથવા પતિનો વધ કરવાના પ્રયત્ન માટે કે એવા ઘણા કારણ માટે પત્નીનો ત્યાગ થઈ શકતો.

અનેક ફરજો બજાવવા છતા સ્ત્રીને હક બહુ થોડા હતા પતિની સાથે રહી ધાર્મિક ક્રિયાઓ કરવાનો એને હક હતો, પરતુ

+ યજ્ઞના પુણ્યમા કે મીલ્કતમાં ?

સ્વતંત્ર રીતે કોઈ પણ ક્રિયા એનાથી થઈ શકે નહિ. આપસ્તંબના મત પ્રમાણે આધ્યાત્મિક કલ્યાણ માટે પતિએ કરેલાં કૃત્યોના પુણ્યની સ્ત્રી ભાગીદાર બની શકતી તેમ જ મીલ્કત પણ ધરાવી શકતી. પણ વળી કહે છે કે મીલ્કત ધરાવવી એટલે પતિની ગેરહાજરીમા જરૂરી કામ માટે સ્ત્રી પૈસા ખરચે તો તે ચોરી કહેવાય નહિ, એટલું જ.

નીતિભ્રષ્ટ થએલી સ્ત્રીનો ત્યાગ કરવાનું સર્વ સૂત્રકારો કહે છે. પણ આપસ્તંબ ઉદાર થઈ એવી સ્ત્રીને પ્રાયશ્ચિત કરાવી પાછી ગ્રહણ કરવાનું કહે છે.

સ્ત્રી પુરુષ બન્નેને સામાન્ય મીલ્કત ઉપર હક છે એમ આપસ્તંબ કહે છે પણ કેટલા અને કેવા હક છે તે સ્પષ્ટ કરેલું નથી.

પતિના ઘરમા સ્ત્રીએ બહુ સાવધાન રહીને વર્તન કરવાનું હતું. ગૌતમ કહે છે કે સ્ત્રીએ "પોતાની જીભ, આંખો અને કામ કરતાં અવયવોને સંયમમાં રાખવા જોઇએ." પતિપત્ની વચ્ચે બાહ્ય શિષ્ટાચાર પાળવાની જરૂર નથી એમ પણ એ કહે છે.

ધર્મસૂત્રો કરતા સ્મૃતિઓમાથી કૌટુંબિક જીવન વિષે બહુ વધારે માહિતી મળે છે. સમાજ પ્રત્યેની તેમ જ કુટુંબીઓ પ્રત્યેની ગૃહસ્થની ફરજો વિષે સ્મૃતિકારોએ વિસ્તારથી લખ્યુ છે.

વિવાહ સમયે પ્રકટાવેલા અગ્નિથી ગૃહસ્થાશ્રમવાસીએ દરરોજ પાચ પ્રકારના અગ્નિહોત્ર કરવાના હતા—બ્રાહ્મણોનો, પિતૃઓનો, દેવોનો, પ્રાણીઓનો અને અતિથિનો. અતિથિધર્મ એ ગૃહસ્થના સૌથી મુખ્ય ધર્મોમાનો એક હતો. ચારે આશ્રમોમા ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ ગણાતો, કારણકે બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સન્યાસી એ ત્રણે, ગૃહસ્થે આપેલી ભિક્ષા ઉપર જ નિર્વાહ કરતા. ગૃહસ્થે કરેલા યજ્ઞનુ મહત્વ એટલું બધુ મનાતું કે સર્વ સ્થાવર જંગમ સૃષ્ટિ એ યજ્ઞોને આધારે જ ટકી રહેલી છે એમ ગણાતું.

પુત્ર પોતે ગૃહસ્થ થાય તો પણ માતાપિતા તરફ સંપૂર્ણ પૂજ્યભાવ અને આજ્ઞાધીનતા બતાવવાં પડતાં. માતાપિતા પુત્રનું ગંભીર

અપમાન કરે તો પણ પુત્રથી એમની અવગણના કરી શકાતી નહિ. પિતાને પ્રજાપતિની અને માતાને પૃથ્વીની પ્રતિકૃતિ ગણવાનું સ્મૃતિકારો કહે છે. બાળકના જન્મ માટે માબાપ જે દુઃખ વેઠે છે તેનો બદલો સો વર્ષે પણ વાળી શકાય નહિ એમ તેઓ માને છે. જો પુત્ર માતાપિતાને સર્વથા રુચિકર અને હિતકારક વર્તન રાખે તો એને મહા તપશ્ચર્યા કર્યાનું ફળ મળે એમ મનાતું. માતાપિતાને આજ્ઞાધીન રહેવું એ શ્રેષ્ઠ પ્રકારની તપશ્ચર્યા છે એમ ગણાતું અને તેઓ જીવતા હોય ત્યાં સુધી સ્વતંત્ર રીતે અને એમની આજ્ઞા સિવાય મોટી ઉમરના પુત્રથી પણ કોઈ પુણ્યનું કામ કરાતું નહિ. જે માતાપિતાની અવગણના ન કરે તેણે ત્રિલોક જીત્યા એમ મનાતું અને દેવો જેવા તેજસ્વી દેહ સાથે સ્વર્ગસુખ ભોગવવાનો એ અધિકારી ગણાતો.

મનુષ્યનો શ્રેષ્ઠ ધર્મ– માતાપિતાની સેવા–જે કરે તેણે સર્વ ધર્મ બજાવ્યા ગણાય એવી માન્યતા હતી. જે માતાપિતાને પૂજ્ય ન ગણે તેની બધી ક્રિયાઓ નિષ્ફળ ગઈ એમ સ્મૃતિકારોની માન્યતા છે. વેદાધ્યયન કરાવનાર ગુરુ કે યજ્ઞ કરાવનાર પુરોહિત કરતા પણ માતાને વધારે પૂજ્ય ગણવાની હતી. માતા, પિતા કે કોઈ વડીલો સાથે ગૃહસ્થને વાદવિવાદ કરવાની સ્મૃતિકારો મના કરે છે.

યોગ્ય કારણ સિવાય માતાપિતાનો ત્યાગ કરવો કે પિતા ઉપર ન્યાયની અદાલતમા ફરિયાદ માડવી એ પાપ ગણાતા. આવું પાપ કરનારને દારૂડીયા, જુગારખાનુ રાખનાર, વ્યભિચારી ઇત્યાદિ પાપીઓના સમાન ગણ્યો છે. એવા માણસે આપેલુ બલિદાન દેવો કે પિતૃઓ સ્વીકારતા નથી એમ મનુસ્મૃતિમા લખેલું છે. માતાપિતાનો ત્યાગ કરવાના મહા અપરાધ માટે વિવિધ પ્રકારના પ્રાયશ્ચિત સ્મૃતિઓમાં બતાવેલાં છે. માતાપિતાએ કાંઈ ગુન્હો ન કર્યો હોય છતા પુત્ર એમનો ત્યાગ કરે અથવા એમની નાલેશી કરે તો રાજા એને દંડ કરી શકે.

માતાપિતા તરફ સંતાનોએ નિરવધિ પૂજ્યભાવ અને આજ્ઞાધીનતા બતાવવાનાં હતાં. પણ સંતાનોને વેચવાનો માતાપિતાને અધિકાર ન હતો. પોતાના બાળકને વેચનાર પિતા જ્ઞાતિભ્રષ્ટ થયો ગણાતો. પોતાનાં સંતાનનો ત્યાગ કરવો કે એમની બદનામી કરવી એ માતાપિતા પ્રત્યે એવો અપરાધ કર્યા બરાબર જ ગણાતું, અને કાયદો એ માટે શિક્ષા પણ કરી શકતો. પરંતુ પુત્રે અપરાધ કર્યો હોય તો સુધારવા માટે એને મારવાનો પિતાને હક હતો.

પુત્રી એ મૃદુતાની પરાકાષ્ટારૂપ હતી. પિતાની મીલ્કત ઉપર પુત્રીને પુત્ર જેટલો જ હક છે એમ મનુ કહે છે અને ખાસ ભાર દઈને જણાવે છે કે પુત્રી જીવતી હોય ત્યાં સુધી બીજું કોઇ મીલ્કત ઉપર હક કરી શકે નહિ. "લગ્નની રીતના પૈસા" લેવાને બ્હાને પણ પિતાને કન્યાવિક્રય કરવાનો અધિકાર ન હતો.

મોટાભાઈ પ્રત્યે નાનાભાઇને માનદષ્ટિથી જોવું પડતું. મોટો ભાઇ ગમે તેટલું અપમાન કરે તો પણ નાનાભાઇથી એની અવગણના કરી શકાય નહિ. મોટાભાઇની પદવી લગભગ પિતાના જેવી જ હતી. પરંતુ નાનાભાઇ પાસેથી પૂજ્યભાવ પ્રાપ્ત કરવા માટે મોટાભાઇએ યોગ્ય વર્તન રાખવું પડતું. પોતાની પદવીને અયોગ્ય એવું વર્તન જો એ રાખે તો પણ એને બીજાં સગાં જેટલું માન તો આપવું જ પડતું. મોટી ભાભી તરફ પણ માનવૃત્તિ બતાવવી પડતી અને જો એ પોતાની જ જ્ઞાતિની હોય તો દરરોજ એનો ચરણસ્પર્શ કરવાની દીયરની ફરજ ગણાતી. મોટી બ્હેનને પણ માતા સમાન માન આપવું પડતું.

કોઈ પણ સમાજની ઉચ્ચ કે નીચ સ્થિતિનું પ્રમાણ શોધવું હોય તો એની સ્ત્રી પ્રત્યેની દષ્ટિ તપાસવી એ સૌથી સારો માર્ગ છે. સ્મૃતિકારો-ખાસ કરીને મનુ, જે તિરસ્કાર વૃત્તિથી સ્ત્રીઓ વિષે લખે છે તે ઉપરથી એમના સમયના સમાજની અધમ સ્થિતિ દેખાઈ આવે છે. એ સમાજમાં પુરુષ સ્ત્રીનો માલિક જ રહેતો. સ્ત્રીનું

ચારિત્ર્ય એ નિરંતર ચિંતાનો વિષય ગણાતો અને એના રક્ષણ માટે પુરુષરક્ષણની જીવનપર્યંત જરૂર મનાતી બાલ્યાવસ્થામા પિતા, યૌવનમા પતિ અને વૃદ્ધાવસ્થામા પુત્રો સ્ત્રીનુ રક્ષણ કરે છે પણ સ્ત્રી કદિ પણ સ્વતંત્રતાને લાયક નથી એમ મનુ અને યાજ્ઞવલ્ક્ય ધારે છે યાજ્ઞવલ્ક્ય તો એક પગલુ આગળ જઈ કહે છે કે પિતા, પતિ કે પુત્રો એ ન હોય તો જ્ઞાતિજનોએ સ્ત્રીનુ રક્ષણ કરવુ સ્ત્રીનુ રક્ષણ કરવુ એ સર્વ જ્ઞાતિઓનુ પરમ કર્તવ્ય મનાતુ સ્ત્રીનું કાળજીથી રક્ષણ કરવાથી સંતતિની, કુળની, પુરુષની પોતાની અને પુણ્યપ્રાપ્તિની પવિત્રતા જળવાઈ રહે છે એમ મનુની માન્યતા છે જો સ્ત્રીનુ યોગ્ય રક્ષણ કરવામા ન આવે તો એના પતિના તેમ જ પિતાના કુટુબ ઉપર આફત આવી પડે એમ ભય રહેતો

વાગ્દાન થાય ત્યારથી જ પુરુષનુ સ્ત્રી ઉપરનુ આધિપત્ય શરૂ થતુ પતિ જીવે ત્યાં સુધી સ્ત્રીએ એની આજ્ઞા માનવાની હતી અને મૃત્યુ પામે ત્યારે એના સ્મરણોની પણ અવગણના કરી શકાય નહિ પતિ ચારિત્ર્યહીન, વ્યભિચારી કે એક પણ ગુણ વિનાનો હોય તો પણ સાધ્વી સ્ત્રીએ એને દેવ ગણી પૂજવો જ જોઈએ પતિ સિવાય સ્વતંત્ર રીતે કોઈ યજ્ઞ, કોઈ વ્રત, કોઈ પણ ઉપવાસ સ્ત્રીથી થઈ શકે નહિ માત્ર પતિને સંપૂર્ણ આજ્ઞાધીન રહેવાથી જ સ્ત્રી સ્વર્ગપ્રાપ્તિને યોગ્ય બની શકે છે એમ સ્મૃતિકારોની માન્યતા છે પરલોકમા પતિની સંગતિની ઇચ્છા હોય તો સ્ત્રીએ વાણી અને વિચાર ઉપર સંયમ રાખવો અને પતિ જીવતો હોય કે મૃત્યુ પામ્યો હોય પણ એ અપ્રસન્ન થાય એવુ એક પણ કૃત્ય કરવુ ન જોઇએ એમ મનુ અને યાજ્ઞવલ્ક્ય કહે છે સદ્ગુણી સ્ત્રી જો પતિના મૃત્યુ પછી પણ શીલવતી રહે તો પુત્ર ન હોય તો પણ સ્વર્ગ પ્રાપ્ત કરી શકે પતિને બેવફા નીવડનાર સ્ત્રી સ્મૃતિકારોના મત મુજબ શિયાળ થઈને અવતરે છે અને અનેક રોગોથી પીડાય છે

સ્ત્રી એટલી ક્ષુલ્લક મનાતી કે જો એને સતત્ કામમા રોકા

ચલી ન રાખવામા આવે તો વિમાર્ગે જવાનો ભય રહે આથી એને પૈસા એકઠા કરવામા અને ખરચવામા, ઘરમા દરેક વસ્તુ સાફસુફ રાખવામા, ધાર્મિક ક્રિયાઓમા, રસોઇ કરવામા અને વાસણોની સભાળ રાખવામા રોકાયલી રાખવાની પતિની ફરજ મનાતી.

સ્મૃતિઓના સમયમા સ્ત્રીઓ માટે તિરસ્કારવૃત્તિ હતી એમા કશો શક નથી મનુ એમ માને છે કે સુંદર કે કુરૂપ, યુવાન્ કે વૃદ્ધ ગમે તેવા પુરુષને સ્ત્રી પોતાની જાત અર્પણ કરી દે એવી હોય છે. સ્ત્રીના શીલની રક્ષા કરવા પુરુષને અનેક જાતના ઉપદેશ આપવા છતા મનુને સ્ત્રીના ચારિત્ર્ય વિષે સપૂર્ણ વિશ્વાસ રહેતો નથી. "સ્ત્રીઓનુ ગમે તેટલુ રક્ષણ કરો તો પણ એમની પુરુષો માટેની આસક્તિ, અસ્થિર સ્વભાવ અને નિષ્ઠુરતાને લઈને તેઓ પતિને બેવફા નીવડે છે." એના મત પ્રમાણે સર્જનકાળથી જ સ્ત્રીને ઈશ્વરે ચચળ સ્વભાવની બનાવી છે અને એ યાદ રાખીને પુરુષે એનુ રક્ષણ કરવા તનતોડ પ્રયત્ન કરવો જોઈએ વસ્ત્રાભૂષણનો શોખ, અપવિત્ર વાસનાઓ, ક્રોધ, અપ્રમાણિકતા, દ્વેષ અને ખરાબ ચારિત્ર્ય એ સ્ત્રીના સ્વભાવજન્ય ગુણો છે એમ મનુનો અભિપ્રાય છે સ્ત્રીઓ વેદોચ્ચારથી કોઇ ધાર્મિક વિધિ કરવાની અધિકારી ગણાતી નહિ સ્ત્રી શક્તિહીન અને વેદના જ્ઞાન વિનાની તેમ જ મૂર્તિમાન્ અસત્ય જેવી અપવિત્ર મનાતી. સ્ત્રી એટલી અધમ ગણાતી હતી કે પતિએ એની સાથે બેસી ભોજન પણ કરવું નહિ એમ સ્મૃતિકારોની આજ્ઞા છે'

(સ્ત્રીનું એક મનુષ્ય તરીકે જુદુ અસ્તિત્વ જ ગણાતુ નહિ તો પછી નાગરિક તરીકે ગણાવાનુ માન તો ક્યાથી જ હોય) સ્ત્રી માત્ર પુરુષના દૈનિક વ્યવહારમા ઉપયોગી (દાસી) તેમ જ બાળકો ઉત્પન્ન

સ્ત્રીનો અપરાધ થતા દોરડાથી અથવા ચીરેલા વાસથી એને મારવાનો પતિને અધિકાર હતો. આ બાબતમા સ્ત્રીની પદવી પુત્ર અને ગુલામના સમાન જ ગણાતી

પતિમા કોઈ અપલક્ષણ હોય કે એ નિશાબાજ કે રોગી હોય તો પણ સ્ત્રી એની અવગણના કરી શકતી નહિ એવા પતિ તરફ સ્હેજ પણ અપમાનવૃત્તિ સ્ત્રી બતાવે તો પતિને એનો ત્રણ મહિના સુધી ત્યાગ કરવાનો તેમ જ એના ઘરેણા અને સરસામન લઈ લેવાનો હક હતો. પતિને માત્ર સ્ત્રીને વેચવાનો કે એને છોડી દેવાનો હક ન હતો તેમ જ એની નાબેશી કરવાનો કે વિના વાકે ત્યાગ કરવાનો પણ અધિકાર ન હતો.

અગ્નિહોત્ર કરવો એ ગૃહસ્થાશ્રમીની મુખ્ય ફરજ હતી, પરતુ સ્ત્રીને સ્વતત્ર રીતે એ કરવાનો હક ન હતો જો સ્વતત્ર રીતે કરે તો મૃત્યુ પછી એ જરૂર નરકમા જાય સ્ત્રીએ મેળે કરેલા યજ્ઞમા ભોજન લેવાની બ્રાહ્મણોને મનાઇ હતી

સ્મૃતિકારોએ સ્ત્રીનુ આમ અનેક પ્રકારે હડહડતુ અપમાન કર્યું છે છતા ઘણા લોકો એમ ધારે છે કે સ્મૃતિકારોએ સ્ત્રીની પદવી બહુ ઉચ્ચ સ્થાપિત કરી છે આ માન્યતાનુ કારણ સ્ત્રીની પૂજા કરવા અને એને શણગારવા સબધી કેટલાક શ્લોકો છે "પિતા, ભાઈ, પતિ અને દીયર જેઓ જો પોતાનુ કલ્યાણ ઇચ્છતા હોય તો તેમણે સ્ત્રીઓને માન આપવુ અને શણગારેલી રાખવી જ્યા સ્ત્રીઓની પૂજા થાય છે ત્યા દેવો પ્રસન્ન રહે છે. પરતુ જ્યા નથી પૂજાતી ત્યા સર્વ ધાર્મિક ક્રિયાઓ નિષ્ફળ જાય છે જ્યા કુટુંબની સ્ત્રીઓ દુખી હોય છે ત્યા કુટુબનો ત્વરાથી નાશ થાય છે પરતુ જે કુટુબમા તેઓ દુખી નથી હોતી તે નિરંતર ઉદય પામે છે. જ્યા યોગ્ય સન્માન ન પામેલી સ્ત્રીઓ શાપ દે છે તે ઘર જાણે જાદુથી નાશ પામે છે " આ પ્રમાણે મનુસ્મૃતિમા

લખેલુ છે. પરંતુ એ આદર્શ એકદમ જ તુટી પડે છે કારણકે ઉપર પ્રમાણે લખ્યા પછી તરત જ મનુ કહે છે કે "જે પુરુષો પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તેમણે તહેવારો અને ઉત્સવ પ્રસંગે આભૂષણ, વસ્ત્રો અને સુંદર ભોજન વડે સ્ત્રીઓને પૂજવી " આ બહુ ગૌણ પ્રકારની પૂજા છે—સાચી પૂજા કહેવાય નહિ. આ પ્રમાણે સ્ત્રીને અપાતું માન એ મધ્યકાલીન યુરોપની આડંબરી નારી પૂજા જેવું કહી શકાય. વળી સ્ત્રીને પ્રસન્ન રાખવામાં પુરુષનો સ્વાર્થ પણ સમાયલો હતો કુટુંબના સુખ ખાતર પતિપત્નીએ અન્યોન્યથી પ્રસન્ન રહેવુ જોઇએ એમ મનુ કહે છે પણ સાથે ઉમેરે છે, કે " જો સ્ત્રી સૌંદર્યથી ઓપતી ન હોય તો એ પતિનુ આકર્ષણ કરી શકે નહિ. અને જો પતિને એને માટે આકર્ષણ ન હોય તો સંતતિ થાય નહિ. " પુત્ર ઉત્પન્ન કરવા એ તો ગૃહસ્થનો પરમ ધર્મ ગણાતો કારણ કે એના ઉપર જ એનુ આ લોક અને પરલોકનુ કલ્યાણ રહેલુ હતુ યાજ્ઞવલ્ક્ય ખુલ્લુ કહે છે કે એ હેતુથી જ સ્ત્રીને માન આપવું.

પુત્રો ઉત્પન્ન કરવા એ ગૃહસ્થનો, દેવો, પિતૃઓ અને પોતાના પ્રત્યેનો મહા ધર્મ હતો. પુત્રો ઉત્પન્ન કરવાથી શરીર બ્રહ્મ સાથેના સંબંધને યોગ્ય ગણાતુ મનુ કહે છે કે પુત્ર વડે ગૃહસ્થ ત્રિલોક જીતે છે, પૌત્ર વડે અમરત્વ પ્રાપ્ત કરે છે અને પ્રપૌત્ર વડે સૂર્ય લોકને પામે છે. " પિતાને 'પુત્' નામના નરકમાથી તારે છે માટે જ એને સ્વયંભૂએ પોતે " પુત્-ત્ર " (પુત્ર) એવુ નામ આપ્યુ છે. "

પુત્રોથી જ મોક્ષપ્રાપ્તિ છે એમ મનાતું પુત્રપ્રાપ્તિની ફરજ અદા કર્યા પહેલા મોક્ષ મેળવવા યત્ન કરી શકાય નહિ. અને જો કોઈ કરે તો તે ઉચ્ચેથી નીચે પડે પુત્ર ઉત્પન્ન કરવો એ પિતૃઓ પ્રત્યેનો ધર્મ હતો અને જે એ ધર્મથી ચુકે તે પોતાનુ ઋણ અદા કરતો નથી એમ ગણાતુ, અને એવો અપરાધ કરનાર જ્ઞાતિબહિષ્કારની શિક્ષાને પાત્ર થતો.

સ્મૃતિઓના સમયમાં પિતૃપૂજા એ કુટુંબજીવનનું એક મુખ્ય લક્ષણ હતું. દરેક મહિને અમાસને દિવસે ગૃહસ્થને પિંડાન્વાહાર્યક નામનું શ્રાદ્ધ કરવું પડતું. જે માણસ એકનિષ્ઠાથી આ શ્રાદ્ધ કરે તો એને એનું પુણ્યફળ સતત મળ્યા કરે એવી માન્યતા હતી. પિતૃઓને અર્પણ કરેલા બલિદાન શ્રોત્રિયને જ આપી દેવા જોઈએ અને એવા વિદ્વાન્ બ્રાહ્મણને આપવાથી મહા પુણ્ય પ્રાપ્ત થાય એમ ગણાતુ. શ્રાદ્ધ કરવું તે શ્રાદ્ધને ખાતર જ કરવું જોઇએ અને એમાથી કોઈ પ્રકારની મૈત્રી બાધવાની સખ્ત મનાઈ હતી. ત્રણમાથી એક વેદ ભણેલા બ્રાહ્મણને યોગ્ય સન્માનથી શ્રાદ્ધ સમયે ભોજન આપવામા આવે તો શ્રાદ્ધ કરનાર ગૃહસ્થની સાત પેઢીના પૂર્વજો લાબા સમય સુધી સતુષ્ટ રહે એમ મનાતુ હતુ.

શ્રાદ્ધમા ભોજન કરવા માટે કેવા બ્રાહ્મણને આમત્રણ આપવું તે બાબત બહુ જ કાળજી રાખવાની હતી. દેવોનો યજ્ઞ કરવા આવનાર બ્રાહ્મણ વિષે બહુ ચોકસાઇ કરવાની જરૂર નહિ, પરતુ પિતૃયજ્ઞ ( શ્રાદ્ધ ) કરવા આવનાર બ્રાહ્મણના કુળ તથા ગુણ બન્ને વિષે બહુ બારીકાઇથી તપાસ કરવી પડતી કેના બ્રાહ્મણને ન બોલાવવો તે બાબત મનુ અને યાજ્ઞવલ્ક્ય એક લાબી યાદી આપે છે—શારીરિક ખોડવાળા, તેમ જ બ્રાહ્મણ માટે અયોગ્ય મનાતા ધંધા કરનારા, જુદા જુદા પ્રકારના ગુન્હા કરનાર વિગેરે એ યાદીમા સમાઇ જાય છે. એવા અપાત્ર બ્રાહ્મણને આપેલુ ભોજન પિતૃઓને પહોચતું નથી અને પુણ્યને બદલે પાપ થાય છે એમ સ્મૃતિકારો માને છે.

પિતૃઓ એ આદિ દેવો મનાતા એમનામા ક્રોધ ન હતો, પવિત્રતા માટે ચીવટ હતી, પોતે તદ્દન પવિત્ર હતા, યુદ્ધથી વિમુખ હતા અને અનેક ગુણોથી વિભૂષિત હતા. શ્રાદ્ધ સમયે આમત્રેલા બ્રાહ્મણની સમીપ એ રહેતા; પવનની પેઠે એની પાછળ જતા અને શ્રાદ્ધવિધિ વખતે એની પાસે બેસતા. પિતૃઓને માત્ર પાણી પણ

જો શ્રદ્ધાથી અર્પણ કરવામા આવે તો તે અર્પણ કરનારનું અનંત કલ્યાણ થાય દ્વિજો માટે દેવયજ્ઞ કરતા પિતૃયજ્ઞ વધારે આવશ્યક મનાતો પિતૃશ્રાદ્ધ કરતા પહેલા દેવોને જે બલિદાન આપવામા આવતુ તે તો રાક્ષસોના આક્રમણથી શ્રાદ્ધબલિનુ રક્ષણ કરવા માટે જ હતુ

યાજ્ઞવલ્કયે પોતાની સ્મૃતિનો એક આખો અધ્યાય અને મનુએ અધ્યાયનો મોટો ભાગ શ્રાદ્ધક્રિયાના વર્ણનથી ભર્યો છે તે ઉપરથી સમજી શકાય છે કે પિતૃપૂજાનુ મહત્વ એ સમયમા કેટલુ હતુ

વેદના સમય કરતા સૂત્રો અને સ્મૃતિઓના સમયમા થયેલો સૌથી નોધવા લાયક ફેરફાર સ્ત્રીની પદવીની અધોગતિ એ છે મનુષ્યોની દિનચર્યા પણ અનેક લાબા વિધિઓમા ગુચવાઈ ગયેલી બની હતી તે ઉપરથી બ્રાહ્મણોની સત્તાનો ખ્યાલ આવે છે વેદના સમયનુ સાદુ ગૃહજીવન અદૃશ્ય થઈ ગયુ હતુ ફેરફારના કારણ ઘણા હતા સસ્કૃતિની પ્રગતિ સાથે સ્વાભાવિક રીતેજ માણસો ખેતીવાડી છોડી શહેરી જીવન તરફ વળતા જતા હતા બ્રાહ્મણોની વધતી જતી સત્તાએ ગૃહસ્થાશ્રમીના જીવનને વિધિઓના કોકડામા ગુચવી દીધુ

પહેલા પ્રકરણને અંતે વેદના સમય પછી થએલી અધોગતિના કારણો વિસ્તારથી વર્ણવ્યા છે એટલે પુનરુક્તિ કરવાની જરૂર નથી



## ખંડ ૨.

### અર્વાચીન ગુજરાતનું કુટુંબજીવન

ત્રીસ વર્ષ ઉપર સંયુક્ત કુટુંબમા જેવુ ચેતન અને શક્તિ હતા તેવા આજે રહ્યા નથી. એના બંધનો દિન પર દિન શિથિલ થતા જાય છે. હજીએ ઘણા સયુક્ત કુટુબો નજરે પડે છે—ખાસ કરીને ખેતી ઉપર નિર્વાહ કરનારા લોકોમા—પરતુ એ નામના જ સયુક્ત કુટુંબ છે. કુટુંબની દરેક વ્યક્તિએ સમસ્ત કુટુંબના હિત ખાતર કામ કરવાની જરૂર છે એ પુરાતન માન્યતા ઘસાતી જાય છે.

જુના એટલે ત્રીસ વર્ષ ઉપરના સયુક્ત કુટુબ અને આજના કુટુબ વચ્ચે સરખામણી કરવાનો આ પ્રકરણમા કાંઇક યત્ન કર્યો છે. જુના સયુક્ત કુટુબમા વ્યક્તિગત ટેવો કે જરૂરિયાતો વિષે બહુ વિચાર કરવામા આવતો નહિ. કુટુબ એ એક સહકારના ધોરણ ઉપર ચાલતી સંસ્થા મનાતી એમા વસતી દરેક વ્યક્તિને પોતાના સુખ માટે નહિ પણ સસ્થાના હિત માટે જ વિચાર અને કાર્ય કરવા પડતા. સસ્થાના હિત માટે વ્યક્તિગત સુખનો ભોગ આપવાના પ્રસંગો એક નહિ પણ અનેક આવતા આખા કુટુબના પુરુષો એક જ ધંધામા રોકાયલા હોવાથી આચાર વિચારમા ઐક્ય જળવાઈ રહેતુ

વિભક્ત કુટુબોનું મહત્વ દિન પર દિન વધતુ જાય છે. પહેલાના વખતમા કુટુંબોના સબંધ બંધાતા પણ હવે વ્યક્તિઓના બંધાય છે. લગ્ન કરનાર વ્યક્તિઓને ઇચ્છિત પસદગી કરવાની છૂટ મળી છે એમ કહેવાનો હેતુ નથી પરંતુ પહેલા અમુક કુટુબના વર કે કન્યા છે માટે માબાપ પસંદ કરતા તેને બદલે વરકન્યાના પોતાના ગુણ માટે પસંદ કરવાનો રીવાજ શહેરોમા વધતો જાય છે.

જુના સયુક્ત કુટુબમા જ્યારે કુટુબીઓની સખ્યા અતિશય વધી પડે અને એ ઘરમા સમાવેશ કરવાનુ મુશ્કેલ થાય ત્યારે જ એના વિભાગ કરવા પડતા વ્યક્તિત્વ કે સ્વાતન્ત્ર્યના પ્રશ્ન એ સમયે ઉદ્ભવ્યા ન હતા એવી જાતના વિચારોને અભાવે કુટુબીઓ પોતાની પરિસ્થિતિથી સતુષ્ટ રહેતા, અને કુટુબજીવન કાઈ ફેરફાર કે પ્રગતિ વિના ચાલ્યુ જતુ વ્યક્તિએ પોતાના સુખ કે સ્વમાનને ભોગે પણ કુટુબને ઉપયોગી બનવુ એમા મહત્તા મનાતી જીવનમા હક્ક નહિ પણ ફરજનુ જ પ્રાધાન્ય હતુ સયુક્ત કુટુબમા સહકાર અને સહન શીલતાના પાઠો શીખી ઉગતી પ્રજા એક સમૂહમા કેમ રહેવુ તેનુ જ્ઞાન પ્રાપ્ત કરતી બીજા કુટુબીઓની સહાયતા વિના જીવનનો ભાર વહન કરવાનું જ્ઞાન સ્ત્રી કે પુરુષ એકેને મળતુ નહિ

જુના સયુક્ત કુટુબ એ આર્થિક દૃષ્ટિએ જોતા બહુ ઉત્તમ સસ્થા હતી એમ કહેવામા આવે છે શારીરિક કે માનસિક અશક્તિને લીધે જે પુરુષો કમાઈ ન શકે તેમનુ અને તેમના સ્ત્રીબાળકોનુ પોષણ સયુક્ત કુટુબમા થઈ શકતુ એ ખરુ છે પરતુ માત્ર આળસને ખાતર જ પારકા ઉપર આધાર રાખી ભારરૂપ થનારાને પણ ઉત્તેજન મળતુ એ ભૂલવુ ન જોઈએ કુટુબને તેમજ સમાજને એવા મનુષ્યો ભયરૂપ હતા જ

જુના કુટુબમા *ગૃહપતિ એટલે મુખ્ય પુરુષ એ એક મોટો સત્તાધારી હતો કુટુબમા એની એકહથ્થુ સત્તા હતી એનો બોલ એ મર્યાદા મનાતો અને અન્ય કુટુબીઓની એ ઉથાપવાની હિંમત ન હતી આખા કુટુબમા જે સૌથી વડીલ પુરુષ હોય તે ઘણુંખરુ મુખ્ય ગણાતો અને દરેક બાબતમા કુટુબ ઉપર એની સત્તા ચાલતી સામાન્ય રીતે સમસ્ત કુટુબના પુરુષો બાપીકા ધધામા જ જોડાતા પણ જો કાઈ બીજો ધધો કે નોકરી સ્વીકારતા તો એમાં પણ

* જુના એટલે લગભગ ત્રીસ વર્ષ ઉપરના સયુક્ત કુટુબમા આ આખા પ્રકરણમાં "જુના" શબ્દ એજ અર્થમા વાપર્યો છે

પોતાની બધી આવક મુખ્ય પુરુષને સોંપી દેવી પડતી પોતાના ખાનગી ખર્ચ માટે એમાંથી કશુ પણ રાખી શકાતુ નહિ તેમ જ સયુક્ત કુટુબમા થતા કોઈ પણ ખર્ચ માટે કોઈ વ્યક્તિ એકની જવાબદારી ન હતી કુટુબના સતાનોના લગ્નસબધ મુખ્ય પુરુષ જ ગોઠવતો અને કોઈને એમા વચ્ચે પડવાનો હક ન હતો— માત્ર મુખ્ય સ્ત્રીની સલાહ કોઈક વખત લેવાતી

મુખ્ય પુરુષથી ઉતરતી પદવી મુખ્ય સ્ત્રીની હતી મુખ્ય પુરુષ કુટુબના આર્થિક વ્યવહારની સભાળ રાખતો તેમ જ સમાજમા એની પ્રતિષ્ઠા જાળવતો પરતુ ઘરની અદરનો દૈનિક વ્યવહાર મુખ્ય સ્ત્રી ચલાવતી પુત્રો અને પુત્રવધૂઓ સર્વ એની આજ્ઞામા રહેતા અને મોટી ઉંમરના પુત્રો પણ એની ઇચ્છા વિરુદ્ધ પગલુ ભરી શકતા નહિ જ્યા પોતે કોઈ વાતનો નિશ્ચય કરી શકે નહિ ત્યા મુખ્ય પુરુષ પણ એની સલાહ લેતો એ જો બહુ જબરી કે બુદ્ધિશાળી હોય તો મુખ્ય પુરુષને પણ પોતાની ઇચ્છા અનુસાર વર્તન કરાવતી

જુના સયુક્ત કુટુબમા પુત્રવધૂઓની પદવી તદ્દન પરાધીન હતી ગૃહવ્યવસ્થામા કોઈ પણ જાતનો એમને અધિકાર ન હતો માત્ર ગૃહકાર્યમા ઉપયોગી યત્ર જેવી એ ગણાતી કુટુબની વડીલ સ્ત્રીઓની દરેક આજ્ઞા એમને ઉઠાવવી પડતી એમની પદવી લગભગ ગુલામ જેવી જ હતી કોઈ પણ બાબત ઉપર—પોતાના સતાનોના લગ્નસબધ બાધવામા પણ તેઓ પોતાનો અભિપ્રાય દર્શાવી શકતી નહિ વડીલોની ઇચ્છા પ્રમાણે જ એમને ચાલવુ પડતુ સાસુના મરણ પછી મોટી નણદ કે મોટી જેઠાણી એની પદવી લેતી અને બીજી પુત્રવધૂઓની સ્થિતિ હોય એવીને એવી જ રહેતી સ્ત્રીસ્વાતત્ર્યનો વિચાર માત્ર પણ અસ્તિત્વ ધરાવતો ન હતો સ્ત્રીઓ પોતાની સારી ખોટી જે દશા હોય તેને આધીન બનતી

વિધવાઓની સ્થિતિ એથી પણ ઉતરતી હતી શ્રીમંત કુટુંબોમાં પણ એમની સ્થિતિ દયાજનક હતી સંતાનરહિત વિધવાને સાસરામાં રહેવામાં કશો સ્વાર્થ લાગતો નહિ અને તેથી જીવના સુધી પીયરમાં જ રહેતી માત્ર અમદાવાદ જિલ્લાના અને ખેડા જિલ્લાના લેઉવા પાટીદારોમાં જ વિધવા મોટે ભાગે સાસરામાં રહેતી અને જો પીયર રહેવું પડે તો સાસરીયા માટે શરમાવાનું ગણાતું બધી જ્ઞાતિઓમાં સંતાનવાળી વિધવાને બાળકોનું પૈસા સબંધી હિત સાચવવા સાસરામાં રહેવું પડતું જો સંતાનરહિત વિધવાને ન છુટકે સાસરામાં રહેવું પડે તેની સ્થિતિ અત્યંત દયાજનક હતી કોઈ જાતના ફળની આશા રાખ્યા વિના ધન્દુ મન અવિશ્રાંત કરવું પડતું માબાપ ન જીવતા હોય તો પીયરમાં પણ ભાઈભોજાઈના રાજ્યમાં એની સ્થિતિ એવી જ થતી

સ્ત્રીની માલિકીમાં માત્ર તેનું સ્ત્રીધન રહેતું લગ્ન વખતે પરણામાં કે પિતા તરફથી કન્યાદાનમાં મળેના ઘરેણાં સ્ત્રીધન તરીકે ગણાતાં ઘણીખરી જ્ઞાતિઓમાં સ્ત્રીને એના ઉપર માત્ર જીવતા સુધી હક રહેતો, અને એ કોઈને એ સ્ત્રીધન વારસામાં આપી જઈ શકતી નહિ સ્ત્રી પતિ પહેલાં મરણ પામે તો પતિને એ ધન મળે મરનાર સ્ત્રીના સંતાનોને પણ એના પર કશો હક રહેતો નહિ વાનગર નાગર જેવી કોઈક જ જ્ઞાતિમાં એ બાબત ચોક્કસ નિયમ બાંધેલા હતા

લગભગ ત્રીસ વર્ષ ઉપર સંયુક્ત કુટુંબની જેવી સ્થિતિ હતી તેવી આજે નથી જ આખા કુટુંબના પુરુષો એકજ એ જ ધંધો કરે એ રીવાજ ઓછો થતો જાય છે જમીનમાંથી દિવસે દિવસે કસ ઓછો થતો જાય છે તેમ જ શહેરો સાથેનો સંસર્ગ વધતો જવાથી ગામડાની નાની દુકાનોની આવક ઘટી ગઇ છે આથી મોટા સંયુક્ત કુટુંબોનું પોષણ થઈ શકે એવી આવક રહી નથી. વતન છોડી બહાર નોકરી ધંધે જવાનો રીવાજ વધતો જ જાય છે,

અને પરિણામે સંયુક્ત કુટુંબ તુટતું જાય છે. અથવા કદાચ એમ પણ હોય કે સંયુક્ત કુટુંબનાં બંધનમાંથી નાસી છૂટી સ્વાતંત્ર્ય મેળવવા માટે યુવાન્ વર્ગ નોકરીને બ્હાને પરગામ ચાલ્યો જાય છે. એક વખત સ્વાતંત્ર્યનો સ્વાદ ચાખ્યો હોય એટલે ફરી સંયુક્ત કુટુંબની વજ્રશૃંખલાઓમાં બંધાવું એ વર્ગને ગમતું નથી.

કેટલીક વખત એમ કહેવામાં આવે છે કે આપણી સંયુક્ત કુટુંબની સંસ્થા સ્થિતિસ્થાપક હોઈ તુટયા વિના જ નવા સંજોગોને અનુકૂળ થતી જાય છે. પણ આ સત્ય નથી. જીવનના નવા વિચારોથી એ સંસ્થા કેવળ વિમુખ છે અને તુટતી જાય છે જ. નોકરી માટે પરગામ જતા યુવાનો વ્યવહારમાં વિભક્ત થાય છે પણ અંતરથી તો સંયુક્ત કુટુંબની પ્રથાને જ માનનારા હોય છે એમ કેટલીક વખત કહેવાય છે. પરંતુ એ જરા પણ સત્ય નથી. એમાના ઘણા સંયુક્ત કુટુંબના બંધન તોડવા માટે જ ઘર છોડી પરગામ જાય છે.

ગુજરાતની ઉગતી પ્રજાનું વલણ સંયુક્ત કુટુંબની પ્રથા તોડવા તરફ છે એમા કશો શક નથી. એ તોડવા માટે કોઈ મોટી ચળવળ ચાલતી નથી. પરતુ દરેક દિશામા વ્યક્તિગત કાર્યો એવી રીતનાં થાય છે કે એ પ્રથા આપોઆપ જ તુટતી જાય છે. જુના વખતમાં કુટુંબીજનના સહકાર એ એટલી જરૂરી વસ્તુ ગણાતી કે કુટુંબ વગરના માણસને કન્યા આપતા માબાપ ખંચાતા. હવેના વખતમાં માબાપ જાણીને કુટુંબ વગરનો માણસ જમાઇ તરીકે ઘણીવાર સોધે છે; એટલે પોતાની પુત્રી સંબંધીઓના બંધનો વગર સ્વતંત્ર રહી શકે.

સંયુક્ત કુટુંબની સંસ્થા તુટવાનાં કારણો અનેક છે. વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવના ઉપર રચાયલી પાશ્ચાત્ય સંસ્કૃતિ યુવાન્ પ્રજાના માનસ ઉપર દિવસે દિવસે વધારે દઢતાથી પોતાનું સામ્રાજ્ય પ્રસારતી જાય છે. અને સંયુક્ત કુટુંબમાં તો વ્યક્તિસ્વાતંત્ર્યની નવી ભાવનાઓને અવકાશ છે જ નહિ. આધુનિક સમાજ વ્યક્તિઓની ત્વરિત્ પ્રગતિની અપેક્ષા રાખે છે. પરંતુ સંયુક્ત કુટુંબમાં આખું કુટુંબ જેથી-

મી પ્રગતિ કરી શકે તેટલી જ શક્ય છે. પાશ્ચાત્ય શિક્ષણ અને સાહિત્યે પ્રજાને વિભક્ત કુટુંબના સુખ, અને સંયુક્ત કુટુંબમા આપવા પડતા આત્મભોગ એ બે વચ્ચે સરખામણી કરતા શીખવ્યું અને પરિણામે સંયુક્ત કુટુંબ અકારણ ભારરૂપ જણાયું.

સહનશીલતા અને આજ્ઞાધીનતાની ભાવનાઓ વડે જ હિંદુ માનસ ઘડાતું આવ્યું છે. પરંતુ આપણો વડીલ વર્ગ એ ભાવનોઓનો અતિરેક કરેછે અને તેથી નવી પ્રજા તેની સામે બંડ કરે એમાં નવાઈ જેવું નથી. આજે હકનું સ્થાન મુખ્ય છે અને ફરજનું ગૌણ છે.

સંયુક્ત કુટુંબમા બાળકોના અને ખાસ કરીને કન્યાઓના શિક્ષણ તરફ દુર્લક્ષ અપાય છે. બાળકોને જેમ બને તેમ વ્હેલા પરણાવી દેવા એટલી જ તેમના પ્રત્યેની વડીલોની ફરજ ગણાય છે. આજના જમાનામા માબાપ પોતાના બાળકોને કેળવણી આપવાની અને બાળકોની નહિ તો પોતાની ઇચ્છાનુસાર તો તેમના લગ્ન કરવાની અપેક્ષા રાખે એ સ્વાભાવિક છે. વૃદ્ધ વડીલો જે નાનપણમા બાળકોને પરણાવી દેવામા જ કુળની મોટાઈ સમજે છે તેમના હાથમા પોતાના બાળકોનુ ભવિષ્ય સોંપી દેવા આજના માબાપ નારાજ હોય એમા આશ્ચર્ય નથી.

પાશ્ચાત્ય શિક્ષણના પ્રસારને લીધે પિતા અને પુત્રના કૌટુંબિક જીવન સંબંધી વિચારોમા મતભેદ પડે છે. સમાજમા વ્યક્તિના સ્થાન કે હક વિષે બીલકુલ અજાણ એવા વૃદ્ધ વડીલોને પ્રસન્ન કરવા ખાતર પોતે અને પોતાની પત્નીએ જીંદગીભર આત્મભોગ આપ્યા જ કરવો જોઈએ એમ પુત્ર માનતો નથી. બીજી તરફ પિતા એમ માને છે કે કુટુંબનું નાવ સ્હેલાઈથી હંકારવા માટે ઘરમા એકહથ્થુ સત્તાની આવશ્યકતા છે.

પરિણીત જીવન સંબંધી વિચારો પણ બદલાતા જાય છે. જુના સંયુક્ત કુટુંબમા પતિપત્નીને વડીલોની હાજરીમા અજાણ્યા માફક

નર્તન રાખવું પડતું છે. વૃદ્ધ થઈ કુટુંબના નાયક બને ત્યાં સુધી દંપતીના સહચાર જેવી કંઈ વસ્તુ હતી નહિ અન્ય કુટુંબીઓના સહકારને લીધે પતિ પોતાની રોજની ખાણીપીણી વિગેરેની જરૂરીયાતો માટે પત્નીને આધીન ન હતો, તેમ જ પત્ની માત્ર પતિની જ આવક-ને આધીન હતી નહિ જીવનના પ્રશ્નો કે પોતાના બાળકોના ઘડતરના પ્રશ્ન વિષે એમને સાથે રહી વિચાર કરવાના ન હતા કુળપતિની કડક નિયમધારી સત્તા નીચે, કુટુંબમાં પરાપૂર્વથી પડેલા ચીલા ઉપર વસવાટ કરવાનું હતું જુના સંયુક્ત કુટુંબોમાં પણ કેટલાંક દંપતી એવાં હશે કે જેમને પરિમિત જીવનના સુખ વડીલોની ઉપાધિ વિના નિષ્કંટક રીતે ભોગવવાની અંતરમાં ઇચ્છા હશે પરંતુ ચાલતા રીવાજની સામે વિરોધ ઉઠાવવાની એમનામાં હિંમત ન હતી પરંતુ આધુનિક સમયના યુગલોમાં કાંતો સહનશક્તિ ઓછી છે નથી અથવા વાણી અને વિચારના સ્વાતંત્ર્યની ભાવના પ્રબળ છે તેથી એમને સ્વતંત્ર રીતે પરણેલી જીંદગીના આનંદો માણવાની આકાંક્ષા હોય છે એ સિદ્ધ કરવા માટે સંયુક્ત કુટુંબના બંધન તોડવા સિવાય બીજો માર્ગ નથી

પ્રાચીન કુળપ્રથાઓ જાળવી રાખવાના તથા સમાજમાં કુટુંબનો મોભો સાચવવાના ખોટા ખ્યાલોને લીધે સંયુક્ત કુટુંબની સંસ્થાએ વ્યક્તિઓના સ્વમાનની અવગણના કરી-એના ઉપર અનેક વાર પણ ક્યાં આધુનિક યુવકોની સ્વમાનની ભાવનાને વૃદ્ધો સ્વાર્થવૃત્તિ કે ઉદ્ધતાઈ સમજે છે આને લીધે જુના અને નવા વિચારો વચ્ચે ઘર્ષણ થાય છે અને પરિણામે સુવર્ણ સંયુક્ત કુટુંબની શૃંખલા તોડી બહાર નીકળી જાય છે

સમાજમાં વ્યક્તિગત હકોની ભાવનાના ઉદ્ભવને લીધે કુટુંબ સેવાને એક ધર્મ માનવાનો ખ્યાલ ઘસાતો જાય છે વૃદ્ધો એમ માને છે કે નવું શિક્ષણ યુવકોને સ્વાર્થી અને વિરોધ સહન કરવા અશક્ત બનાવી દે છે અને સંયુક્ત કુટુંબની પ્રથા તુટવાનું મૂળ કારણ એ જ છે કેટલેક અંશે એ ખરું હશે પરંતુ એમ પણ નજ

માની શકાય કે જુના સયુક્ત કુટુબમા દરેક વ્યક્તિ એટલી ઉદાર ભાવનાવાળી હતી કે કુટુબ પ્રત્યેના ધર્મ ખાતર જાતીય સુખોનો ભોગ જીવન પર્યંત ખુશીથી આપ્યા જ કરે એ પ્રમાણે આત્મભોગ આપવા તરફ અરુચિ ઘણી વ્યક્તિઓને થતી હશે જ પરતુ જુના જમાનાના ખ્યાલ મુજબ વડીલોની આજ્ઞા સામે વિરોધ ઉઠાવવો એ કુટુબને અને વ્યક્તિને માટે લાછનકારક ગણાય જોરજુલમથી અપાતા આત્મભોગ ઘણી વખત કૌટુબિક કજીયારૂપે દેખા દેતા— ખાસ કરીને સ્ત્રીઓમા

હાનના જમાનામા યુવકો કરતા યુવતીઓને વિભક્ત કુટુબ સ્થાપવાની ઇચ્છા વધારે પ્રબળ હોય છે એમ ઘણીવાર કહેવામા આવે છે આમા કાઇક સત્ય છે પરતુ એથી સ્ત્રીઓ વધારે સ્વાર્થી કે સહનશીનતા વિનાની છે એમ માની લેવાય નહિ જુના સયુક્ત કુટુબમા સૌથી વધારે આત્મભોગ સ્ત્રીઓને જ આપવો પડતો ઘરના કામકાજનો અસહ્ય બોજો સ્ત્રીઓ ઉપર પડતો પણ બદલામા સહકારી સસ્થામા મળના જોઇતા યોગ્ય લાભો તેમને મળતા નહિ પુત્રવધૂ નાની અને અનુભવ વિનાની હોય ત્યારે એને સાસુ કે બીજી સ્ત્રીઓની સલાહ કે સહાયતાની જરૂર પડે પરતુ થોડા વર્ષ કુટુબમા રહી ઘડાયા પછી સ્વાભાવિક રીતે એને સ્વતત્ર થવાની ઇચ્છા થાય જ પુરુષોને પણ ઘણા આત્મભોગ આપવા પડતા, પણ તે પોતાના જ પિતા, ભાઈ કે અન્ય કુટુબીઓ માટે સ્ત્રીઓને એથી મોટા આત્મભોગ આપવા પડતા, પરતુ તે સાસરીયા માટે—જેમને માટે એમને કુદરતી લાગણી કશી ન હોય જુના સયુક્ત કુટુબમા સ્ત્રીઓને જે કષ્ટો પડતા તે મહન કરી લેતી કારણકે વ્યક્તિસ્વાતત્ર્ય કે વ્યક્તિગત હકો વિષે એમને ખ્યાલ સુદ્ધા ન હતો સ્ત્રી પોતાને સમૂહનો એક વિભાગ માત્ર જ ગણતી—સ્વતત્ર વ્યક્તિ નહિ આધુનિક ગુજરાતી સ્ત્રીને લાગવા માડયુ છે કે સંયુક્ત કુટુબની બ્હાર રહેવુ માત્ર શક્ય નહિ પણ ઇષ્ટ છે પોતાના પતિ કે બાળકો માટે આત્મ

ભોગ આપવા એ તૈયાર હોય છે પરંતુ પતિના સગાઓના મોટા સમૂહ માટે જીંદગીભર બલિદાનો આપ્યા કરવાની આવશ્યકતા એને લાગતી નથી. સંયુક્ત કુટુંબ તોડવામા આમ આધુનિક સ્ત્રીએ પણ ભાગ ભજવ્યો છે એમા શક નથી જ.

સંયુક્ત કુટુંબ તોડવામા આર્થિક કારણો પણ કેટલેક અંશે જવાબદાર છે. જુના વખતમા આખા કુટુંબના પુરુષોનો એક જ સામાન્ય ધંધો હતો—ખેતી, વેપાર કે યજમાનવૃત્તિ. પાશ્ચાત્ય શિક્ષણ-ને લીધે તેમ જ ઉપરના ત્રણે ધંધામાથી આવક ઘટી જવાને લીધે નોકરી સ્વીકારવાની રીત વધતી જ જાય છે નોકરી માટે પરગામ જનારા વિભક્ત થઇને રહે છે અને એક વખત વિભક્ત કુટુંબના સ્વાતંત્ર્ય તેમજ આનંદોનો આસ્વાદ લીધો હોય એટલે ફરી સંયુક્ત કુટુંબના બંધનોમા રહેવાનુ એમને મન થતું નથી વળી કેટલીક વખત એવું બને છે કે કુટુંબમાથી કેટલાક માણસો બ્હાર ગામ જાય ત્યારે ઘેર રહેતા સામાન્ય કૌટુંબિક મીલ્કતનો દુરુપયોગ કરે છે. લગ્ન કે બારમા તેરમા પાછળ વગર વિચારે હજારો રૂપીઆ વાપરી નાખે છે, કારણ કે કોઈ રોકનાર હોતુ નથી આથી કટાળીને બ્હાર ગામ રહેનારને મઝીઆરૂ વ્હેચી લેવાની ફરજ પડે છ, જેથી પોતાના ભાગની મીલ્કત તો સલામત રહી જ શકે

વ્યક્તિના હક અને માલિકીના વિચારોનો વિકાસ થવાથી, કમાનાર પુરુષોને પોતાની કમાઇ સયુક્ત ખર્ચમા વપરાય છતા પોતા-નાથી ખર્ચ ઉપર અકુશ ન રાખી શકાય એ વસ્તુ ખુચે છે વળી પોતે કમાવા માટે વૈતરૂં કરે અને કુટુંબના જે પુરુષો માત્ર આળસ ખાતર કમાય નહિ તે એ કમાઈ ઉપર મોજ કરે એ પણ એમના-થી સ્વભાવિક રીતે ખમાતુ નથી

પાશ્ચાત્ય સસ્કૃતિનો પ્રચાર થવાથી, જુના વખતમા જે મોજ શોખની ચીજો ગણાતી તે આજે જરૂરની વસ્તુઓ ગણાય છે. આ-ને લીધે દરેક કુટુબીને એવી જરૂયાતો પુરી પાડવાનું સયુક્ત કુટુબથી

બનતુ નથી. વિજ્ઞાનના વિકાસને લીધે નવી સગવડો અને મોજ શોખના સાધનો પ્રાપ્ત થતા જાય છે. તેને લીધે જીવન પહેલા કરતા ખરચાળ થતુ જાય છે, અને સંયુક્ત કુટુંબ એ ખરચ પૂરૂ પાડી શકતું નથી કારણ કે એમા વિધવાઓ, વૃદ્ધો વગેરે ન કમાનાર વ્યક્તિઓ ઘણી હોય છે. વળી એ સગવડો અને સાધનોના આકર્ષણને લીધે યુવાન્ વર્ગ ગામડાના ઘર છોડી શહેરો તરફ ખેચાય છે. ત્યા વિભક્ત રહેવાથી વિના હરકતે એ સર્વનો લાભ લેવાશે એમ તેઓ માને છે

આ સર્વ કારણો એકઠા મળવાથી વિભક્ત કુટુબની પ્રથા દિવસે દિવસે વધતી જાય છે. જ્યા સંયુક્ત કુટુબ ટકી રહ્યા હોય ત્યા પણ એની આતરિક સ્થિતિમા ઘણો ફેર પડયો છે. યુવાન્ વર્ગના સસ્કાર અને કેળવણીના ધોરણને વડીલ વર્ગ પહોચી શકતો નથી અને તેથી એમને માટેનુ યુવાન્ વર્ગનું માન ઘણે અંશે ઘટી ગયુ છે. દરેક પ્રકારની એકહથ્થુ સત્તા વિરુદ્ધ જે વિશ્વવ્યાપી લાગણી ફેલાતી જાય છે તેનો ભોગ કુલપતિની સત્તા પણ બની છે.

વડીલોના અને ખાસ કરીને પિતાના જીવતા કોઈ કુટુબી જુદો થાય તો તે કુટુબનુ નાક કપાયા જેવુ ગણાય એમ અસલ ગણાતું સમાજમા વ્યક્તિની પણ પદવી છે એ ભાવનાનો ઉદ્ભવ થવાથી પુત્ર-પિતાના જીવતા જુદો થાય એવા ઘણા દાખલા હવે બને છે. અશિક્ષિત કરતા શિક્ષિત વર્ગમા સ્વાભાવિક રીતે જ એવા દાખલા વધારે બને છે, કારણ કે વ્યક્તિસ્વાતત્ર્ય વિષે એ વર્ગને જ વધારે ખ્યાલ હોય છે. પોતાની અને વડીલ વર્ગની જીવન સબધી ભાવનાઓમા જે ભિન્નતા હોય છે તે શિક્ષિત વર્ગને જ સાલે છે અને તેથી પોતાના તેમ જ પત્ની અને બાળકોના હિત ખાતર માબાપથી જુદા રહેવાનુ તેઓ પસદ કરે છે.

સયુક્ત કુટુંબની સંસ્થા હવે તદ્દન નાશ પામી છે એમ તો ન જ કહી શકાય. પણ ઉગતી પ્રજાનુ વલણ એ તોડવા તરફ જ છે.

દાન જુનામાથી નવામા સંક્રાન્તિનો સમય છે. ચારે તરફના હુમલા-ઓ છતા પોતાનુ અસ્તિત્વ ટકાવી રાખવા સંયુક્ત કુટુબ ભગીરથ પ્રયત્ન કરે છે. નવી પ્રજાના માનસને અનુકૂલ થવા જો વડીલવર્ગ યત્ન કરે તો એ સસ્થા ટકવા કાઈક સભવ છે. પરતુ ઘણા ખરા દાખલામા નવા સયોગોને થોડી ઘણી રીતે પણ અનુકૂળ થાય એ મુજબ કુટુંબરચના કરવા વડીલો તરફથી કશો પ્રયત્ન થતો નથી. જુના સમય જેવી જ એકહથ્થુ સત્તા ચલાવવા તેઓ આગ્રહ રાખે છે; નવા વિચારો સમજવા તરફ કેવળ દુર્લક્ષ બતાવે છે, અને એ વિચારો તેમ જ તે ધરાવનારનો તિરસ્કાર કરવો એમા જ પોતાનુ ગૌરવ સમજે છે. પરતુ એમના લક્ષમા એ વાત નથી આવતી કે નવા વિચારોને દાબવા જેમ વધારે યત્ન કરશે તેમ નવી પ્રજા તરફથી વધારે પ્રત્યાઘાત થતો જશે જુના અને નવા જમાના વચ્ચેના સંઘર્ષણમા સયુક્ત કુટુબનુ ભાવિ સ્પષ્ટ દેખાય છે

---

## પ્રકરણ ૮ નું પરિશિષ્ટ

ગુજરાતના વિવિધ ભાગોમા ખીજી વખતે મુસાફરી કરતી વખતે આ પ્રમાણે હકીકત ભેગી કરી હતી'—

જેમને પ્રશ્નો પૂછવામા આવ્યા તે દરેકને પોતાના કુટુબ વિષે નીચેની હકીકત આપવાનુ કહેવામા આવ્યુ હતુ—

૧ દાદાનુ નામ
૨. દાદાના ભાઈઓના નામ.
૩. પિતાનુ નામ
૪. પિતાના ભાઈઓના નામ
૫ પોતાનુ નામ
૬. પોતાના ભાઈઓના નામ
૭. દાદા એમના ભાઈઓથી ક્યારે જુદા પડ્યા.

૮. પિતા એમના ભાઈઓથી ક્યારે જુદા પડ્યા.
૯. પોતે ક્યારે ભાઈઓથી જુદા પડયા.
૧૦. મઝિયારી મીલ્કત વ્હેંચવા સંબંધી કેવી વ્યવસ્થા કરવામાં આવી હતી.
૧૧. જુદા પડતી વખતે કુટુંબનો સામાન્ય ધંધો કયો હતો.

## પ્રકરણ ૮નું (ચાલુ)

ગુજરાતમાં બીજી વખત જે મુસાફરી કરી તેમા જુદા જુદા ભાગોમાંથી મળીને ૧૨૦ કુટુંબો વિષે હકીકત ભેગી કરવામા આવી હતી. હકીકત આપનાર કેટલાકને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોવાથી આ સાથેના પત્રકોમા સંજ્ઞાઓ વાપરી છે. "ક" એ હકીકત કહેનારને પોતાને માટે વાપર્યો છે. ક ૧, ક ૨, ક ૩, ક૪ ઇત્યાદિ કહેનારના ભાઈઓ સૂચવે છે. "પ" એ કહેનારના પિતા માટે વાપર્યો છે, અને પ (૧), પ (૨), પ (૩) ઇત્યાદિ પિતાના ભાઈઓ માટે વપરાયલી સંજ્ઞાઓ છે. 'દ' તે કહેનારના દાદા સૂચવે છે અને દ (૧), દ (૨), દ (૩) ઇત્યાદિ દાદાના ભાઈઓ સૂચવે છે. વ. દ. એટલે કહેનારના વડદાદા છે.

કુટુંબવૃક્ષની નીચે આપેલી નોંધોમા નં ૧. મા "ક"ના દાદા પોતાના ભાઈઓથી ક્યારે જુદા પડ્યા તે બતાવ્યું છે. ન. ૨ મા "ક" ના પિતા અને નં. ૩ મા 'ક' પોતે ક્યારે જુદો પડ્યો તે આપેલું છે. નં. ૪ મા કુટુંબની મઝિયારી મીલ્કત વ્હેંચવાની પદ્ધતિ લખી છે અને ન. ૫ માં જુદા પડતી વખતે કુટુંબનો સામાન્ય ધંધો કયો હતો તે બતાવેલું છે. પત્રકના જમણી તરફના ઉપરના ખુણામા હકીકત કહેનારના ગામનુ અને જ્ઞાતિનુ નામ આપેલુ છે. નમુના રૂપે ૧૨૦ માંથી માત્ર થોડા પત્રક આપ્યા છે.

## હાંસોટ (ભરૂચ જિલ્લો).
દસા શ્રીમાળી વાણીયા.




૧. વડદાદાની હયાતીમા.

૨. દાદાના મરણ પછી.

૩. પિતાના મરણ પછી.

૪. જમીનના ભાગ પાડવામા આવ્યા ન હતા. પણ એમાથી ઉપજતી રકમ દર વરસ વ્હેંચી લેવામા આવતી. બાકીની મીલ્કત સરખે ભાગે વ્હેંચી લીધી.

૫. સામાન્ય ધંધો ન હતો. બધા નોકરી કરતા હતા.

## માટીયેડ. (ભરૂચ જિલ્લો).
સજોદ્રા બ્રાહ્મણ.



૧. દાદાને ભાઇઓ ન હતા.

૨. પિતાને ભાઇઓ ન હતા.

૩. પિતાની હયાતીમાં.

૪. પિતાને ક પોતે અને $ક_૧$ ખોરાકી આપે છે. જમીન, ઘર અને બીજી સર્વ મીલ્કત ક અને $ક_૧$ વચ્ચે વ્હેંચી લીધી છે. પિતા પાસે હવે કશી મીલ્કત નથી.

૫. ખેતી.

નડીયાદ ( ખેડા જિલ્લો )
લેઉવા પાટીદાર.




૧. વડદાદાના મરણ પછી.

૨. દાદાની હયાતીમા.

૩. પિતા હયાત છે અને ક એની સાથે જ રહે છે.

૪. દાદાએ ભાઈઓ સાથે બધી મીલ્કત વ્હેચી લીધી હતી. પિતાએ જુદા પડતી વખત દાદાને થોડી જમીન ખોરાકી માટે આપી હતી. દાદા જીવે છે અને પોતાના ભાઇ ( $દ_૧$ )ની સાથે રહે છે.

૫. ખેતી હજી મજીયારી છે.

આણંદ ( ખેડા જિલ્લો ).
ખેડાવાળ બ્રાહ્મણ.




૧. ખબર નથી.

૨. પ૧ સંયુક્ત કુટુંબમાજ મરણ પામ્યો.

૩. હજી જુદા પડ્યા નથી. પિતા મૃત્યુ પામ્યા છે પણ મા જીવે છે

૪. દાદાની મીલ્કત હજી વહેંચાયા વગરની જ રહી છે. પ૧-ની વિધવા દ અને તેના ભાઇઓ સાથે જ રહે છે.

૫. વેપાર અને જમીનદારી.

અમદાવાદ.
દશા શ્રીમાળી વાણીયા.




૧. પોતાના પિતાની હયાતીમા—કારણકે ઓરમાન મા હતી.

૨. માબાપની હયાતીમા કારણ કે કુટુંબ અતિશય મોટું થઈ ગયુ હતું

૩. પોતાના પિતાના મૃત્યુ પછી. કના બીજા ત્રણ (ઓરમાન) ભાઈઓની મા હજી જીવે છે અને એ બધાં હજી માથે જ રહે છે. માત્ર ક જુદો રહે છે.

૪. દાદાની મી'કત બહુ થોડી હતી. વડદાદાના મરણ પછી ઘર વ્હેંચી લીધા હતાં. કના પિતાએ પોતાની હયાતીમા મી'કતના ભાગ પાડયા હતા અને પોતાને માટે ભાગ રાખ્યો હતો જે એમના મરણ પછી ક અને તેના ભાઈઓએ વ્હેંચી લીધો.

૫ કુટુંબનો અમલ પટવાનો (રેશમી દોરાના નાડા ઇત્યાદિ બનાવવાનો) ધંધો દરેક પેઢીમા એક જ પુરુષ કરે છે.

જેતલપુર (અમદાવાદ જિલ્લો).
કડવા પાટીદાર.




૧. ખબર નથી.

૨ બાપના મરણ પછી.

૩. બાપ. મરણ પછી– ભિન્ન છે.

૪. જમીન અને ઘર વ્હેંચી લીધાં. છે. પિતાને માટે કે ટ જમીન રાખી છે, અને એ મરણ બાદ તે પુત્રથી મ કે ન રાખતા રહે છે.

૫. એની.

### દેલાડ ( સુરત જિલ્લો ).
કડવા કણબી.




૧. પોતાના પિતાથી ક્યારે જુદા જુદા પડયા તે ખબર નથી. દ૧ સગીર ગુજરી ગયો હતો.
૨. પિતાને ભાઈઓ હતા નહિ.
૩. હજી જુદા પડયા નથી.
૪. દાદાની મીલ્કત હજી વ્હેંચાયા વગરની જ રહી છે.
૫. ખેતી.

### મઠાર ( સુરત જિલ્લો ).
અનાવળા બ્રાહ્મણ.



૧. માબાપના મરણ પછી.

૨. માબાપનાં મરણ પછી.

૩. હજી જુદા થયા નથી

૪ થોડા વરસ સુધી માત્ર જુદા રહેતા. રહી બાકીની મીલકત પિતા અને એના ભાઈઓએ ભેગી રાખી હતી હવે બધું વહેંચી લીધુ છે.

૫. એની

## પ્રકરણ ૮ નું પરિશિષ્ટ. (ચાલુ)

---

૧૨૦ કુટુંબોની હકીકતનું પૃથક્કરણ કરતા મળેલી માહિતી.

ગુજરાતના જુદા જુદા ભાગોમા કરેલી મુસાફરીમા લોકો સાથે વાતચીત કરતા જણાયુ કે પિતાની હયાતીમા જુદા પડવાનો રીવાજ વધતો જાય છે પુસ્તકને અંતે આપેલી પ્રશ્નપત્રિકાના મળેલા ઉત્તરોમાથી પણ એવી જ તારવણી નીકળતી હતી કે આધુનિક પ્રજાનુ વલણ સંયુક્ત કુટુંબની પ્રથા તોડવી એ જ છે. પરંતુ ૧૨૦ કુટુંબોનું પૃથક્કરણ કરતા જુદી જ હકીકત નીકળે છે. જે ૪૦ દાખલામા હકીકત કહેનારના દાદા સબંધી માહિતી મળી શકે છે અને જે દાખલામા દાદાને એક કે વધારે ભાઇઓ હતા તેમાથી ૧૨ દાખલામા એટલે (૩૦ ટકામા) દાદા પોતાના પિતાની હયાતીમા જુદા પડયા હતા. પરંતુ કહેનારના પિતા સબંધીના ૭૮ દાખલામાથી માત્ર ૧૯ દાખલા (૨૪.૪ ટકા) જ એવા હતા કે જ્યા ભાઇઓ પિતાની હયાતીમા જુદા પડયા હતા હાલની એટલે હકીકત કહેનારની પેઢીમા એથી પણ ઓછું પ્રમાણ છે આમા ૮૩ દાખલામાથી ફક્ત ૧૯ (૨૨.૯ ટકા) મા પિતાની હયાતીમાં જુદા થયાના દાખલા છે.

વળી હકીકત કહેનારના દાદાની પેઢીના ૪૦ દાખલામાથી માત્ર ૫ (૧૨.૫ ટકા) દાખલા એવા છે કે જેમા ભાઇઓ

કદિ પણ જુદા પડયા જ નહિ અને છેદગીભર સાથેજ રહ્યા. તે પછીની એટલે કહેનારના પિતાની પેઢીના ૭૮ દાખલામાથી ૧૫ (૧૯ ટકા) એ મુજબ સાથે રહ્યાના દાખલા છે. હાલની પેઢીના ૮૩ દાખલામાથી ૩૪ (૪૦-૯ ટકા) એવા છે કે જેમા ભાઇઓ જુદા પડયા નથી. પરંતુ આ ૩૪ માથી ઘણાખરા એવા છે કે જેમા માબાપ બન્ને, અથવા બેમાથી એક હજી હયાત છે અથવા ભાઈઓમાથી કેટલાક હજી સગીર છે.

સુરત જિલ્લાના કડવા કણબીઓએ એમ જણાવ્યુ કે એમનામા લગભગ એવો રીવાજ છે કે પુત્ર પોતાનુ પોષણ કરવા શક્તિમાન્ થાય એટલે બાપથી જુદો જ રહે છતા એમના ત્રણે પેઢીના મળી ૧૮ દાખલા જેમા જુદા પડવાનુ શક્ય હતુ તેમાથી માત્ર ૮ જ એવા હતા કે પિતાની હયાતીમા પુત્ર જુદો થયો. હાલની પેઢીમા એક એવો દાખલો પણ છે કે જેમા માબાપ બન્ને મરણ પામ્યા છતા ભાઇઓ હજી ભેગા જ રહે છે.

ખેડા જિલ્લાના લેઉવા પાટીદારોમા એક દાખલો એવો હતો કે જેમા કુટુબનો એક પુરુષ છંદગીભર કુવારો રહેવાથી તેને કૌટુંબિક મીલ્કતમાથી ભાગ આપવામા આવ્યો ન હતો.

૧૨૦ દાખલામાથી માત્ર એક જ એવો છે કે જેમા એક પુરુષ સંયુક્ત કુટુબમા રહેતો હતો, અને મજીયારી મીલ્કત વ્હેચી ન હતી છતા એ પોતાની જુદી ખેતી કરી તેમાની આવક પોતાની પાસે જ રાખતો હતો.

જુદા પડવાની બાબતમા એમ જણાય છે કે બધા જિલ્લાના પાટીદારોમા બધી જ મીલ્કત–જમીન સુદ્ધાં–વ્હેચી લેવામા આવે છે. સરકારી દફતરોમા પણ જુદા જુદા માલીકના નામ નોધાવવામા આવે છે વાણીઆઓમા ઘણીવાર એવુ બને છે કે જગમ મીલ્કત

વેપાર તો મહીયારો જ ચાલે છે. જુદા પડયાના પાટીદારોના ૩૭ દાખલામા ૨૩મા પૂરેપૂરી વ્હેંચણી કરી લેવામા આવી હતી, અને ૧૪ દાખના એવા હતા કે જેમા માત્ર રસોડા જુદા કરવામા આવ્યા હતા પણ સ્થાવર મી'કત મહીઆરી રાખવામા આવી હતી આ ૧૪ દાખલામાથી પણ ૫ એવા હતા કે જેમા જમીનદારી ઉપરાંત કોઈ જાતનો વેપાર આખા કુટુબના ધધા તરીકે ચાલતો હતો વેપાર વ્હેચી લેવાથી નુકશાન ઘણુ થાય, તેથી જ એ દાખલામા માત્ર રસોડા જુદા કરવામા આવ્યા હશે પાણીઆઓના ૨૦ દાખનામાથી ૧૦મા માત્ર રસોડા જુદા પાડી ઘણુ વર્ષો સુધી વેપાર મહીયારો રાખવામા આવ્યો હતો

ચરોતરના લેઉવા પાટીદારમા એક કુટુબનો દાખલો એવો છે કે જેમા સમસ્ત મી'કતની સપૂર્ણ વ્હેચણી કરવામા આવી છે છતા હજી બધા ભેગા જ રહે છે માબાપ બન્ને જીવે છે અને બાપને પણ મી'કતમાથી એક હિસ્સો આપવામા આવ્યો છે આવો દાખલો બીજે કોઈ નથી તપોધન બ્રાહ્મણની નાતનો એક દાખનો એવો છે કે જેમા મી'કત વ્હેચી લીધા છતા નાનો ભાઈ મોટાની સાથે રહે છે પરતુ આ દાખલામા માબાપ બન્ને મરણ પામ્યા છે અને નાનો ભાઈ હજી સગીર હોવાથી એકલો જુદો રહી શકે તેવો નથી તેથી મી'કત જુદી પણ ઘર ભેગુ એવી તરેહનો દાખલો એ ગણી શકાય નહિ

ચરોતરના પાટીદારનો એક દાખનો એવો છે કે જેમા વધારે કમાનાર ભાઇને વડીલોપાર્જિત મી'કતમાથી ઓછો ભાગ આપવામા આવ્યો હતો

નોકરીમાથી થતી આવક પણ મહીઆરી મી'કત ખાતે જ ગણાય એવા માત્ર બે દાખના જડયા છે—એક ચરોતરના પાટીદારનો છે અને બીજો ભરૂચ જિલ્લાના રાયકવાળ બ્રાહ્મણનો છે

ભરૂચ જિલ્લાના મનોડા બ્રાહ્મણના એક કુટુબમા પિતાની

હયાતીમાં જ બે ભાઇઓ જુદા પડ્યા છે, પણ પિતાને મીલ્કતમાંથી ભાગ આપવામાં આવ્યો નથી. બન્ને પુત્રો પિતાને ખોરાકીના પૈસા આપે છે.

પિતાની હયાતીમાં જ પુત્રો જુદા પડે એવાં દૃષ્ટાંતોમાંથી એકમાં એવું છે કે બન્ને ભાઈ માત્ર પિતાથી જુદા પડ્યા છે પણ એ બન્ને હજી ભેગા જ છે. ત્રણ દાખલા એવા પણ છે કે જેમાં એક જ પુત્ર કુટુંબથી જુદો પડીને રહે છે. બીજા ભાઇઓ બાપ કે માની સાથે જ રહે છે. પણ આ ત્રણે દાખલામાં જુદો પડનાર પુત્ર પહેલી વારની સ્ત્રીનો હોઈ ઓરમાન મા સાથે સારો સંબંધ ન હોવાને કારણે જ જુદો પડ્યો છે. બે કુટુંબ એવા પણ નજરે પડ્યા કે જેમા ચાર ભાઈઓમાથી બે પિતાના મરણ પછી જુદા પડ્યા અને બે ભેગા રહી માને પોતાની સાથે રાખતા હતા—ચારે ભાઈ એક જ માના દીકરા હતા.

માત્ર નોકરીના જ કારણથી વિભક્ત કુટુંબ બન્યા હોય એવા દાખલા થોડા છે. ઘણા ખરા દાખલા ખેતી કે વેપાર કરનાર વર્ગના જ છે. પણ ઘણા ખરા દૃષ્ટાંતો ગામડામાથી લીધા છે એ યાદ રાખવું જોઈએ.

માતાની હયાતીમાં પુત્રો જુદા પડે છે કે નહિ તે વિષે ઘણી માહિતી મળી શકી નથી. પિતાની હયાતી વિષે જ પ્રશ્ન પુછવામા આવ્યો હતો. કેટલાક કુટુંબોમાથી માતા વિષે માહિતી મળી છે પણ બધામાંથી મળી નથી એટલે કોઈ જાતનો ચોક્કસ નિર્ણય બાંધી શકાય નહિ.

નાગરો જેઓ મુખ્યત્વે નોકરીયાત વર્ગ છે તેમનામા ઘણે ભાગે માબાપ બન્નેના મરણ પછી પણ ઘણા લાબા વખતે જુદા પડવાનો રીવા‌ જ છે ‌ ‌વાના ઘર સિવાય એમનામાં ઘણી વડીલોપાર્જિત

મી'કત હોતી નથી એટલે કોઈ મજીયારી મી'કતનો દુરુપયોગ કરે એવો ભય રહેતો નથી

યજ્માનવૃત્તિ કરનાર બ્રાહ્મણોમા પિતાના મરણ પછી પુત્રો યજ્માનોની સંખ્યા સરખે ભાગે વ્હેચી લે છે. તે જ પ્રમાણે કુંભાર, હજામ, સુતાર, સોની, વણકર વિગેરે કારીગર જ્ઞાતિઓમા પણ પિતાના ઘરાકો પુત્રો સરખે ભાગે વ્હેચી લે છે રબારી અને ભોઈ લોકોમા પણ એવો જ રીવાજ છે.

ચરોતરના પાટીદારોમા મી'કત વ્હેંચવાનો એક ખાસ જુદો નિયમ છે. જો એક પુરુષને એક કરતા વધારે પત્નીઓ (સાથે કે એક પછી એક) હોય તો મીલ્કતના પુત્ર દીઠ નહિ પણ પત્ની દીઠ ભાગ પાડવામા આવે છે. ગુજરાતમા બીજે કોઈ ઠેકાણે આવો રીવાજ નથી. પંજાબમા કેટલીક જાતિઓમા આવો રીવાજ છે. જમીનદારોનો જ આ ખાસ રીવાજ છે. એનુ કારણ સમજાતુ નથી. જમીનના અતિશય નાના ભાગ ન પાડી દેવા એ હેતુથી કદાચ આ રિવાજ પડયો હશે. પત્ની દીઠ ભાગ પાડી પિતા કદાચ એમ આશા રાખતો હશે કે એક માના છોકરા તો સાથે રહેશે જ. વસોના એક લેઉવા પાટીદારે જણાવ્યુ કે એના પિતાની પહેલી પત્નીનો એ એકલો જ પુત્ર હતો અને બીજી પત્નીના ચાર પુત્ર હતા. એમની જ્ઞાતિના રીવાજ મુજબ સ્ત્રી દીઠ ભાગ પાડતાં એને ભાગે પિતાની અડધી મી'કત આવવી જોઈએ. પરતુ ઉદાર થઈ એણે મીલ્કતનો ત્રીજો ભાગ જ પોતાને માટે રાખી બાકીનો ⅔ ભાગ પોતાના ચાર ઓરમાન ભાઇઓને સરખે ભાગે વ્હેચી આપ્યો આ દાખલા ઉપરથી લાગે છે કે પહેલી પત્નીના એક કે બે જ પુત્રો હોય અને પુરૂષ બીજી સ્ત્રી પરણે તો પહેલી સ્ત્રીના છોકરાઓને એમ ભય લાગતો હશે કે બીજી સ્ત્રીને અનેક પુત્રો થાય તો પોતાને બહુ જ ઓછો ભાગ મીલ્કતમાથી મળે. માટે પોતાનું ભાવિ નક્કી કરી લેવા માટે પોતાની માતાનો જ એક ભાગ કરાવી

લેવો એવો રીવાજ પડ્યો હશે. વળી જમીનદાર વર્ગમા બહુપત્નીનો પણ રીવાજ હોય છે. તેથી બધી સ્ત્રીઓને સંતુષ્ટ રાખવા અને ઘરના કજીયા મટાડવા સ્ત્રી દીઠ મીલ્કતનો એક ભાગ વ્હેંચવાનો રીવાજ પડ્યો હશે.

ગુજરાતમાં બીજી પણ ઘણી જમીનદાર જ્ઞાતિઓ છે. પણ ચરોતરના લેઉવા પાટીદાર સિવાય કોઈમાં આ પ્રમાણે મીલ્કત વ્હેંચવાનો રીવાજ નથી. પણ ઉપર કહ્યું તેમ પંજાબના કેટલાક જમીનદારોમાં પણ એવો રીવાજ છે અને લેઉવા પાટીદાર પણ જમીનદારો છે એટલે એ રીવાજ જમીનદાર જાતિઓનો તો કહી જ શકાય.

અનાવળા બ્રાહ્મણો વિષે જે થોડા દાખલા મળ્યા તે ઉપરથી લાગે છે કે બીજી જમીનદાર જ્ઞાતિઓ કરતા એમનામા જમીન મઝીયારી રાખવા તરફ વધારે વલણ છે. જે આઠ દાખલા તપાસ્યા તેમાંથી માત્ર એક જ એવો હતો કે જેમા જમીન સુદ્ધા બધી જ મીલ્કત વ્હેંચી લેવામા આવી હતી. ચાર કુટુંબ એવા હતા કે જેમા ઘર જુદાં પણ જમીન ભેગી હતી; અને ત્રણ એવા હતાં કે જેમાં જીંદગી પર્યંત ભાઇઓ ભેગા જ રહ્યા હતા.

---

## પ્રકરણ ૯

### સમાપ્તિ

આગલા પ્રકરણોમા લગ્નવ્યવસ્થાને વિવિધ દૃષ્ટિબિંદુથી તપાસી. વેદના સમયના સાદા વિધિમાથી બદલાઈને બ્રાહ્મણોની સત્તા નીચે એનુ સ્વરૂપ કેવું વિધિ-ક્રિયાકાંડોથી ભરપૂર બની ગયું છે તે પણ જોયું. બ્રાહ્મણોએ સજાતિવિવાહ અને અસગોત્રવિવાહના જે અટપટા નિયમો ગૂંથ્યા તેને સૂત્રકારો અને સ્મૃતિકારોએ માન્ય રાખ્યા. બાળલગ્ન અને [illegible]

બાંધી લેવામા આવી  એ શૃંખલાઓ હજી સુધી તૂટી નથી—ઉલટી સૈકાઓના બોજે સહન કરી વધારે દૃઢ બની છે

બે હજાર વર્ષ ઉપર સૂત્રકારોએ સૂચવેલી લગ્નવય વધે ?માણે હજી પ્રથમ હી છે  હિંદુ સમાજમા સ્ત્રીજાતિના બંધનોમા સૌથી કૃત્રિમ બંધન બાળલગ્નનુ છે  અને છતા એ તોડવાનુ સૌથી મુશ્કેલ છે  બદલાતા સંયોગોને અનુકૂળ થવાને બદલે હિંદુ માનસ  નિર્બળ બને છે અને  તેથી જ મૂળ ઘાલી બેઠેલા પુરાતન વિચારો હજીએ કાયમ રહ્યા છે

પ્રાચીન બંધનોમા આપણે નવા બંધનો ઉમેર્યા  છે  સૂત્રકારો અને સ્મૃતિકારોના સમયમા પણ જ્ઞાતિબંધનો થોડા  અને શિથિલ હતા પણ આજે એ અનેક અને વજ્ર જેવા સખત થયા છે આંતરજ્ઞાતીય—ખાસ કરીને અનુલોમ—લગ્નોની શાસ્ત્રોમા છૂટ આપેલી છે પરંતુ આજે એવા લગ્નો પણ નિષિદ્ધ ગણાય છે  જ્ઞાતિ, પેટાજ્ઞાતિ, તેમા પાંચા દસા વીસા જેવા વિભાગ અને તેમા તડ, ગોળ, એકડા વિગેરેનુ કોકડુ ગુજરાતમા એવુ તો ગુંચવાઈ ગયેલુ છે કે પરપ્રાંતીય લોકોને એનો ખ્યાલ સુદ્ધા આવી શકે એમ નથી

લગ્નમા પહેરામણી ઇત્યાદિ પૈસાની લેવડ દેવડ એ નવુ બંધન છે  અને તણે માત્ર સ્ત્રીવર્ગને નહિ પણ સમસ્ત  સમાજને  બાંધી લીધો છે  એને લીધે લગ્ન એ માત્ર વેચાણનો કરાર થઈ  ગયુ છે પાશ્ચાત્ય દેશોમા લગ્ન સામાજિક કરાર છે  એમ કહી આપણે એને નિંદીએ છીએ  પણ આપણુ લગ્ન તો એથી પણ અધમ, પૈસાનો—વેચાણનો કરાર છે  પૈસા આપવા લેવાની પ્રથાએ વ્યક્તિઓ, કુટુંબો અને જ્ઞાતિઓનો વિનાશ કરી દીધો છે  આર્થિક વિનાશના આવશ્યક પરિણામરૂપ શારીરિક, માનસિક અને નૈતિક અધોગતિનું  સામ્રાજ્ય સમાજમા પ્રસર્યું છે

સ્નેહલગ્નની—મેળે વર કે કન્યા પસંદ કરી લેવાની—પ્રથાનો વેદના

સમય સાથે જ અસ્ત થઈ ગયો. છેક મુસલમાનોના આક્રમણ સુધી ચાલુ રહેલો સ્વયંવરનો રીવાજ જેમાં કન્યાના પિતાના વૈભવનું પ્રદર્શન એ જ મુખ્ય વસ્તુ હતી, તે હિતકારક કરતા અહિતકારક વધારે હતો. વર પસંદ કરવામા એના દેખાવ, કુદરતી તેમજ ટાપટીપથી નીપજાવેલા ઉપર જ કન્યાને મોટે ભાગે આધાર રાખવો પડતો. દમયંતી કે પૃથ્વીરાજની સંયુક્તા માફક પહેલેથી ઇચ્છેલા વરને જ પસંદ કરે તો કન્યા માત્ર દેખાવ ઉપરથી મોહિત થઈ એમ ન ગણાય. પણ એવા દાખલામા સ્વયવરનો મંડપ કરી વિવિધ રાજાઓને આમંત્રણ આપવાનો કાંઈ અર્થ ન કહેવાય. ગમે તે રીતે કન્યા તો પોતે ઇચ્છેલા વરને પરણત જ. સંયુક્તાના દાખલામા સ્વયવરની રચના નકામી જ ગઈ, કારણ કે એમા આમંત્રણ ન પામેલા પૃથ્વીરાજને એ છેવટે પોતાની ઇચ્છા મુજબ પરણી. સીતા કે દ્રૌપદીના સ્વયંવર માફક શારીરિક બળને જ કન્યા પામવાની કસોટી તરીકે મૂકવામા આવે ત્યા અગમ્ય પતિ મેળવવાનો ભય સાદા સ્વયવર કરતાએ વધારે છે કારણકે ગમે તે નરરાક્ષસ સર્વગુણસપન્ન કન્યાને પરણી શકે

લગ્નની આસપાસ વીટળાઈ વળેલી રૂઢિઓએ લગ્નને અજ્ઞાન બ્રાહ્મણો અને અજ્ઞાન સ્ત્રીઓના હાથનુ રમકડું બનાવી દીધુ છે. એકે એક રૂઢિ, ક્રિયા વીગતવાર પાળવામા આવે તેમા બ્રાહ્મણોને આર્થિક લાભ છે કારણકે દરેક ક્રિયાની જુદી દક્ષિણા મળે. વળી સ્ત્રીઓને પણ બધી રૂઢિઓ ઝીણવટથી કરવામા આનદ આવે છે. કારણ કે જેટલા વધારે પ્રસગ હોય તેટલુ વસ્ત્રાભૂષણનુ પ્રદર્શન વધારે થાય. વળી પોતાનો આર્થિક લાભ સાચવી રાખવા ખાતર બ્રાહ્મણો સ્ત્રીઓને બધી જ રૂઢિઓ વીગતથી પાળવાનુ કહે છે—નહિ તો માતાજીને કંકું પડે, દેવ રૂઠે એવા બ્હાના બનાવી સ્ત્રીઓને ડરાવે છે

પુસ્તકને અતે આપેલી પ્રશ્ન પત્રિકામા છેલ્લો પ્રશ્ન આ પ્રમાણે છે—"ભાવિ વરકન્યાની ઇચ્છાને લગ્નસબધમા માન આપવામા

આવે છે ? જે અપાતું હોય તો તે ઇષ્ટ છે ?" ગામડામા જે સ્ત્રી પુરૂષોની મુલાકાત લેવામા આવી હતી તેમને પણ એ પ્રશ્ન પૂછવામા આવ્યો હતો. છાપેલા પ્રશ્નના ઉત્તરમા તેમ જ મ્હોડે પૂછેલાના ઉત્તરમા લગભગ દરેક વ્યક્તિએ એવો જ જવાબ આપ્યો હતો કે હાલ વર-કન્યાની ઇચ્છાને માન અપાતુ નથી પણ આપવું જોઇએ એ તદ્દન ઇષ્ટ છે. ગામડાની સ્ત્રીઓ પણ સ્નેહલગ્નની નહિ તો વરકન્યાની સપૂર્ણ સમતિથી માબાપે ગોઠવેલા લગ્નની તરફેણમા હતી. ગુજરાતના સાહિત્યમર્જકો પણ સર્વ સ્નેહલગ્નની તરફેણમા છે. છતા જ્યાં વરકન્યાની સમતિ લેવાતી હોય એવા લગ્ન ભાગ્યે જ થાય છે. શહેરોમા જ્યા લગ્ન કરનાર યુવકની ઉંમર સ્હેજ મોટી હોય ત્યા એની પસદગી કેટલીક વખત પૂછવામા આવે છે ખરી. પણ માત્ર માબાપે પસંદ કરેલી કન્યા એને પસદ છે કે નહિ તેટલુ જ પૂછાય છે. કન્યાની પસદગી સ્વતત્ર રીતે કરવાની છૂટ મળતી નથી. પરતુ કન્યાની મરજી પૂછાઈ હોય એવો દાખલો ભાગ્યે જ જડે. જ્યા પૂછવાનો દભ કરવામા આવે છે ત્યા પણ માબાપ કન્યાના મન ઉપર એમ ઠસાવવાનો પ્રયત્ન કરે છે કે એમણે પોતે પસંદ કરેલો માણસ જ વર તરીકે મળવો શકય છે તેમજ શ્રેષ્ટ છે. સ્ત્રીને માટે લગ્ન એ એક જ માર્ગ છે એવી માન્યતામા ઉછરેલી, તેમ જ બીજો કોઈ પણ માર્ગ લેવાના સભવથી વિમુખ રખેવી કન્યા આવી પરિસ્થિતિમા માબાપે પસદ કરેલા વર સાથે પરણવા હા ન પાડે તો શુ કરે ?

આપણે વારવાર ગર્વથી કહીએ છીએ કે હિંદુ લગ્ન એ ધાર્મિક બંધન છે–પાશ્ચાત્ય લગ્ન પેઠે માત્ર સામાજિક કરાર નથી પરંતુ "ધાર્મિક બંધન" કેવી રીતે છે તે સમજવુ કઠણ છે. ઘણા ખરા દાખલામા લગ્ન પૈસાની લેવડ દેવડ રૂપ જ હોય છે; સ્ત્રીઓ અને બ્રાહ્મણોના હાથમા ક્રમકાડરૂપ તો દરેક દાખલામા હોય છે. કુટુંબનો આર્થિક વૈભવ અને સામાજિક પદવી એ બન્નેનું પ્રદર્શન કરવાનો એ શ્રેષ્ટ અવસર છે. લગ્નપ્રસંગે થતા ઉડાઉ ખરચોએ હજારો બાકે

નાખો કુરુઓને દેવામા દાટી દઈ નષ્ટપ્રાય કરી દીધા છે અમુક જ અતિશય નાના વર્તુલમા જ લગ્ન કરવાના આખાજિક શાસનને લીધે પસદગીનુ ક્ષેત્ર અત્યત સાકડુ થઈ ગયુ છે, અને પરિણામે અસમાન અને દુઃખી લગ્નોની સખ્યા વધતી જ જાય છે આમ અનેક દૃષ્ટિબિન્દુથી જોવા છતા લગ્ન 'ધાર્મિક બધન' રૂપે દેખાઈ શકતુ નથી

ગુજરાતમા લગ્નસસ્થાનું ભવિષ્ય ઉજળુ લાગતુ નથી જ્યા જઈએ ત્યા એવી ફરિયાદ સભળાય છે કે પ્રયત્નો કર્યા છતા લગ્નના ખર્ચ ઘટવાને બદલે વધતા જ જાય છે ખર્ચ વધવાના જુના રીવાજો કાયમ રહ્યા છે અને શહેરોમા તેમા નવા રીવાજો ઉમેરાતા જાય છે વરવિક્રય અને કન્યાવિક્રયમા અપાતી રકમો પણ ઓછી થવાને બદલે વધતી જાય છે શહેરોમા લગ્નની કેટલીક રૂઢિઓને ટુકામા પતાવી લેવામા આવે છે અથવા કેટલીક અતિશય નાનીને કાઢી પણ નાખવામા આવે છે પણ રૂઢિવિરુદ્ધતાને લીધે કે સુધારણા કરવાના હેતુથી એમ કરવામા આવતુ નથી—માત્ર વખતનો કે ખરચનો બચાવ કરવા માટે જ કરવામા આવે છે

નવી પ્રજાની સમક્ષ અનેક પ્રશ્નો ઉભા છે લગ્નસસ્થામા ઉચ્છેદક સુધારા કરવામા નહિ આવે તો તેનુ ભવિષ્ય ઉજળુ નથી અસમાન લગ્નો બધ કરવાનો એ જ માર્ગ પ્રેમલગ્ન છે યુવાન સ્ત્રીપુરુષો ક્ષણિક મોહમા અજાઈ અયોગ્ય લગ્નો કરે એ બીકથી માબાપે વરકન્યાની સમતિથી ગોઠવેલા લગ્ન એ શ્રેષ્ઠ માર્ગ છે એમ ઘણા કહે છે પરતુ વરકન્યાની સમતિનો તો હમેશા દભ જ રહેવાનો નામની સમતિ કે જોરજુલમથી કહેવડાવેલી 'હા' પણ સમતિને નામે ખપી શકે જો લગ્નની વ્યવસ્થામા માબાપનો હાથ હોવો જ જોઈએ એમ લાગતું હોય તો હાલને માટે શ્રેષ્ઠ માર્ગ એ જ છે કે વરકન્યાએ જાતે પસદગી કરી પછી માબાપની સમતિ

લેવી. પરંતુ સંતાનોમાં આજ્ઞાધીનતાનો એક જ ગુણ જોવા પરાપૂર્વથી ટેવાયલાં હિંદુ માબાપો કદાચ એમની પસંદગી નામંજુર કરી વિઘ્ન નાખે. પરંતુ જો પોતાને સુખી જ થવું હોય તો માબાપને નારાજ કરીને પણ પોતાની ઇચ્છા પ્રમાણે યુવક યુવતીઓએ વર્તન કરવું પડશે.

લગ્નની વિશુદ્ધિ વિષે નવા વિચાર ઉદ્દ્ભવશે ત્યારે જ વરવિક્રય અને કન્યાવિક્રયના રીવાજો બંધ થશે. જ્યારે પરણનાર વ્યક્તિઓ સમજશે કે લગ્નને વેચાણ માટાના અધમ સ્વરૂપમાથી બચાવવું જોઈએ ત્યારે તેઓ હાલ માબાપ એમને વેચે છે તેમ વેચાવાની સ્પષ્ટ ના કહેશે.

લગ્નની વય વધે ત્યાં સુધી આમાંનો કોઈ ફેરફાર સંભવિત નથી. લગ્ન કરનાર વ્યક્તિઓ પોતે લગ્નનું ગાભીર્ય અને પોતાની જવાબદારી સમજે નહિ ત્યાં સુધી ઇચ્છાલગ્ન કે લગ્નના ઉંચા આદર્શોની વાતો કરવી મિથ્યા છે.

સંયુક્ત કુટુંબની પ્રથા ધીમે ધીમે તુટતી જાય છે એ ખરૂં છે. પરંતુ જ્યાં એ હજી અસ્તિત્વ ધરાવે છે ત્યા એના બંધન બહુ સખ્ત છે. પ્રાથમિક સમાજમા એ સસ્થા જે લાભો આપતી હતી તે હવે આપી શકતી નથી, તેમ જ નવા જમાનાની જરૂરીયાતોને અનુકૂળ પણ બની શકતી નથી. પ્રગતિના પંથમા એ સંસ્થા મુખ્ય વિઘ્ન છે. નવા રીવાજોથી દૂર નાસવા માટે જુની રૂઢિઓને સંયુક્ત કુટુંબની સંસ્થા વધારે દઢતાથી સ્થાપિત કરવાનો યત્ન કરે છે. જુની અને નવી પ્રજા બન્ને પોત પોતાને યોગ્ય લાગતા આદર્શો સ્થાપવાનો યત્ન કરે છે અને બન્નેની અથડામણને લીધે સર્વ પ્રકારની પ્રગતિ બંધ પડે છે.

ઘણી વાર એમ કહેવામાં આવે છે કે જે યુવકોને પત્ની અને બાળકો હોય પણ વિદ્યાર્થી હોઈ કમાતા ન હોય તેમને સંયુક્ત

કુટુંબમા રક્ષણ અને પોષણ મળે છે. વળી એમ પણ કહેવાય છે કે અનુભવ વિનાની યુવાન્ સ્ત્રીઓને અનુભવી વડીલ સ્ત્રીઓના હાથ નીચે ગૃહવ્યવસ્થાનું અને બાળકો ઉછેરવાનું શિક્ષણ મળે છે. પરંતુ જો સમાજમાં એવો નિયમ થાય કે જ્યા સુધી સ્વતંત્ર કમાણી ન કરતો હોય ત્યા સુધી કોઈ પણ પુરુષ પરણી શકે નહિ અને પોતાની જવાબદારી સમજી શકે એવડી થાય ત્યાં સુધી કોઈ પણ સ્ત્રી પરણી ન શકે, તો પછી યુવાન્ સ્ત્રીપુરુષોને સંયુક્ત કુટુંબમા રહી, એની સખ્તાઈઓને અનુકૂળ થવામાં જ જીંદગીનો અમૂલ્ય સમય વેડફી દેવાની જરૂર નહિ રહે. વિભક્ત કુટુંબમા રહ્યાથી સ્વાવલંબનના પાઠ શીખી શકાય છે અને ગૃહસ્થ જીવનની ગભીરતા વિષે વધારે જ્ઞાન થાય છે. જેમનામા બીજાંની સહાયતા વિના જીવનસંગ્રામ ખેડવાની હામ હશે તે જ વિભક્ત કુટુંબ માડશે. જેમને બીજાં કુટુંબીઓના સહકારની નિરંતર આવશ્યકતા લાગતી હશે તે કદિ પણ જુદા નહિ પડે. વળી વિભક્ત રહેવાની પ્રથા યુવાન્ સ્ત્રી-પુરુષોને લગ્ન પ્રત્યે પણ વધારે વિચારપૂર્વક દષ્ટિથી જોતા શીખવશે. જો વિભક્ત કુટુંબના આનંદો માણવા હોય તો પરિણીત જીવન વહન કરવાની પોતાની શક્તિનુ માપ કાઢવું પડશે. હાલ માબાપ આંખો મીંચી સતાનોને એ જીવનમા ધકેલી દે છે, તેમ પોતાનાથી આંખો મીંચી કૂદી નહિ પડાય.



# પ્રશ્નપત્રિકા.

(આ પત્રિકા ગુજરાતના વિવિધ ભાગોમાં વસતા મોટી ઉંમરના ગૃહસ્થોને મોકલવામાં આવી હતી.)

૧. સંયુક્ત કુટુંબની સ્થિતિ આજથી ત્રીસ વર્ષ ઉપર હતી તેવી ને તેવી જ છે?

૨. જો ન હોય તો તેનું કારણ શું? પાશ્ચાત્ય અસરને લીધે એ સંસ્થા તૂટતી જાય છે કે આર્થિક કારણોને લીધે?

જે જ્ઞાતિઓમાં યુવાનોને પરદેશ કમાવા જવું પડે છે તેમનામાં વિભક્ત કુટુંબનો પ્રચાર વધે છે એમ આપને લાગે છે?

૩. હાલના સમાજનું વલણ સંયુક્ત કુટુંબની સંસ્થા તોડવા તરફ છે કે તેને ટકાવી રાખવા તરફ?

૪. જુના સંયુક્ત કુટુંબમા મુખ્ય પુરૂષની પદવી કેવી હતી? એ સર્વાધિકારી હતો કે કુટુંબની સ્ત્રીઓ, ખાસ કરીને મુખ્ય સ્ત્રીની સલાહ એને લેવી પડતી?

૫. કુટુંબની પુત્રવધૂઓની પદવી કેવી હતી? ઘરની વ્યવસ્થામાં એમનો કાંઈ હાથ હતો?

૬. કુટુંબની વિધવાઓની સ્થિતિ કેવી હતી? સંતાનરહિત વિધવાઓ સામાન્ય રીતે સાસરામાં રહેતી કે નહિ?

૭. કુટુંબના ખર્ચ માટે શી વ્યવસ્થા કરવામાં આવતી? દરેક કમાનાર પોતાના ખાનગી ખર્ચ માટે કશું પોતાની પાસે રાખી શકતો? સ્ત્રીઓ કાંઈ મીલ્કત ધરાવી શકતી?

૮. નાની ઉંમરે હાલ ઘણાં મરણ થાય છે તે ઉપરથી આપને એમ લાગે છે કે સમાજનું શારીરિક બળ ઘટતું જાય છે?

૯. લગ્નની રૂઢિઓમાંથી કેટલીક ઓછી કરવા કાંઈ યત્નો થયા છે? જો થયા હોય તો કઈ રૂઢિઓના સંબંધમાં તે જણાવવા કૃપા કરશો.

૧૦. ભાવિ વરકન્યાની ઇચ્છાને લગ્ન સંબંધમાં માન આપવામાં આવે છે? જો અપાતું હોય તો તે ઇષ્ટ છે? કારણો જણાવવા કૃપા કરશો.

# પુસ્તકોની યાદી.

(પ્રસ્તુત પુસ્તક તૈયાર કરવા માટે નીચેના પુસ્તકોની સહાયતા લેવામાં આવી હતી).



| લેખક. | પુસ્તક. | પ્રસિદ્ધિની સાલ. |
|---|---|---|
| Aloni, Narayan Keshav | लग्नविधि व सोहळे (મરાઠી) | 1904 |
| Banerjee, G. | Hindu Law of Marriage and Stree Dhana. | 1879 |
| Basu, P. | Indo Aryan Polity. | 1925 |
| Beni Prasad. | Theory of Government in Ancient India. | 1927 |
| Blackmar and Gillin. | Outlines of Sociology. | 1924 |
| Bosanquet, Helen | The Family. | 1915 |
| Buhler, G. | Sacred Laws (The Dharma Sutras) (2 Vols.) | |
| Buhler, G. | The Laws of Manu. | 1886 |
| Eggling, Julius | Satapatha Brahmana (5 Vols ) | 1882–84–85–97–1900 |
| Enthoven, R E. | Folklore of Bombay | 1924 |
| Goodsell, Willystine | The Family as a Social and Educational Institution | 1919 |
| Griffith. | Hymns of the Rigveda (2 Vols ) | 1896–99 |
| Griffith | *Hymns of the Atharva veda (2 Vols )* | *1916–17* |
| Haug, Martin | Aitareya Brahmana. (2 Vols.) | 1863 |
| Islampurkar, Pandit Vaman Sastri. | *Parasara Dharma Samhita* (Vol. I Part II). | 1893 |

| | | |
|---|---|---|
| Jolly, Julius | *Minor Law Books, Narada and Brihaspati* | *1889* |
| Lakshman Sarup | Nighantu and Nirukta | 1920 |
| Macdonell, A A | Brihaddevata | 1904 |
| Macdonell & Keith | Vedic Index | 1912 |
| Mahadeva Sastri, A | Taittiriya Brahmana (Vol 1 and 3) | 1908–13 |
| Mangaldas Nathubhai, Sir | Borradaile's Gujarat Caste Rules (2 Vols) | 1884 |
| Manmatha Nath Dutt | Harivamsa | 1897 |
| " " " | Vishnupurana | 1894 |
| Max-Muller | Upanishads | 1879 |
| Mitra | Taittiriya Samhita | |
| Mitter | Position of Women in Hindu Law | 1913 |
| Nilkanth Ramanbhai M | Vivaha Vidhi (ગુજરાતી) | 1904 |
| Oldenberg | *The Grihya Sutras* (2 Vols.) | *1886–1892* |
| Pargiter, F E. | Ancient Indian Historical Tradition | 1922 |
| Ranade M G | Religious and Social Reform | 1902 |
| Ranchhodbhai Udayaram | Rasamala (2 Vols) (ગુજરાતી) | 1870 |
| Ross, E A | The Foundations of Sociology | 1917 |
| Roy, Sripati | Customs and Customary Law in British India. | 1911 |
| Setlur, S S | The Mitakshara | 1912 |
| Shamsastry, R | Kautilya's Arathasastra | 1915 |

| | | |
|---|---|---|
| Spencer, Herbert | The Study of Sociology | 1897 |
| Schroeder, Leopold Von | Kathakam (Kathak Samhita) (2 Vols) | 1900 |
| Steele, Arthur. | Law and Custom of Hindu Castes | 1926 |
| Taluqdar of Oudh, A | Matsyapurana | 1916 |
| Teg, William | The Knot Tied–Marriage Ceremonies of All Nations | 1877 |
| Tripathi, Goverdhan ram M | Marriage Forms under Ancient Hindu Law | 1906 |
| Vaidya, C V | Epic India | 1907 |
| Vyas, Ambalal P. | Nayakonun Nireekshana (ગુજરાતી) | |
| Ward L F | Outlines of Sociology | 1899 |
| Westermarck, E A | A Short History of Marriage | 1926 |
| Whitney | Atharvaveda | 1905 |

Bombay Gazetteer 1901 (Vol IX Part I) Gujarat Population

Bombay Gazetteer (Vol XVIII Part I) Poona

Imperial Census of 1881 Operations and Results in the Bombay Presidency (Vol II)

Census of India 1891 (Vol VIII) Bombay and its Fudatories Part II

" " , 1901 (Vol IX) Bombay Part II

, " " 1911 (Vol VII) Bombay Part II

" " , 1921 (Vol VIII) Bombay Part II

" " , 1911 (Vol XII) Baroda Part I

" " " 1901 (Vol XXVI) Travancore Part I.

" , " 1901 (Vol XXV) Rajputana

, " " 1911 (Vol XV) United Provinces

" , , 1911 (Vol X) C P and Berar

" " " 1881 (Vol I) Bengal

પ્રકરણ ૭ માટે નીચેનાં ગુજરાતી પુસ્તકો અને માસિકોની સહાયતા લેવામાં આવી હતી.

| લેખક | પુસ્તક | પ્રસિદ્ધિની સાલ |
|---|---|---|
| ઇચ્છારામ સૂર્યરામ | ગંગા, એક ગુર્જર વાર્તા. | |
| ઇન્દુલાલ ક. યાજ્ઞિક | કુમારનાં શ્રીરત્નો. | ૧૯૨૬ |
| એમ. ટી. સહાવાળા | વિક્રમની વીસમી સદી. | |
| કનૈયાલાલ મા. મુનશી | વેરની વસુલાત | |
| ,, ,, ,, | કાકાની શશી | ૧૯૨૯ |
| કૃષ્ણરાવ ભોળાનાથ | ભ્રાંતિસંહાર | |
| ગોવર્ધનરામ મા. ત્રિપાઠી | સરસ્વતીચંદ્ર (ભાગ ૧–૪) | ૧૮૮૭–૧૯૦૦ |
| "ઘનશ્યામ" | પાટણની પ્રભુતા. | ૧૯૧૬ |
| દુર્લભજી ઝુકાભાઈ | મણિ અને મોહન | ૧૯૧૪ |
| ન્હાનાલાલ દ. કવિ | ઇન્દુકુમાર | ૧૯૦૯ |
| ,, ,, ,, | જયા અને જયંત | ૧૯૧૪ |
| ,, ,, ,, | ઉષા | ૧૯૨૨ |
| બોગીંદ્રરાવ ર. દીવટીયા | ઉષાકાંત | ૧૯૦૮ |
| મણિલાલ છબારામ | રતિસુંદરી | ૧૯૦૧ |
| રણછોડભાઈ ઉદયરામ | લલિતા દુઃખદર્શક નાટક | |
| ,, ,, | જયકુમારી વિજય નાટક | |
| રમણભાઈ મ. નીલકંઠ | રાઈનો પર્વત | ૧૯૧૪ |
| રાજેંદ્ર સોમનારાયણ | વિપિન | ૧૯૧૮ |
| રામચંદ્ર ડી. શુક્લ | નવલિકા સંગ્રહ | ૧૯૨૮ |
| વનમાળી લાધાભાઈ | પ્રેમની પરિસીમા | |
| વ્રજલાલ ત્ર. ઠક્કર | મિલન મંદિર | |
| ,, ,, ,, | સ્નેહ લગ્નની સુંદરી | |

| | | |
|---|---|---|
| શિવભાઈ બાપુભાઈ | અલક્ષ્યજ્યોતિ | ૧૯૦૭ |
| સાકરલાલ મ. કાપડીયા | લોહીનો વેપાર | |
| સુમતિ | મધુરી | |
| સુમિત્ર | મધુકર | ૧૯૦૯ |

## ગુજરાતી માસિકો.

| | |
|---|---|
| નવચેતન | ૧૯૨૬–૧૯૨૯ |
| શારદા | ૧૯૨૪–૧૯૨૯ |
| ગુજરાત | વિ. સં. ૧૯૭૬–૧૯૮૬ |
| ગુણસુંદરી | ૧૯૨૩–૧૯૨૯ |
| નવયુગ | ચૈત્ર ૧૯૮૫–આસો ૧૯૮૬ |
| વીસમી સદી | ૧૯૧૬–૧૯૨૦ |